શ્રી જૈન પ્રવચન ગ્રન્થશ્રેણિ

: ગ્રન્થ ત્રીજો :

# દિશાસૂચન

.·. ત્રીજો ભાગ .·.

માનવજીવનને સાર્થક બનાવવાની
દિશા સૂચવતાં પ્રવચનો

પ્રકાશક :
ચંદુલાલ મોતીલાલ નવાબ,
સં. શ્રી જૈન પ્રવચન
શ્રી જૈન પ્રવચન કાર્યાલય
સલાપોસ ક્રોસ રોડ : અમદાવાદ



પ્રથમાવૃત્તિ : વિ. સં. ૧૯૯૮

મૂલ્ય : બે રૂપીઆ

મુદ્રક :
શાહ કેશવલાલ સાંકળચંદ
-:- માલીક -:-
શ્રી વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસ
સલાપોસ ક્રોસ રોડ : અમદાવાદ

પૂ. શાસનમાન્ય, સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ,

સ્વ૦ આચાર્યદેવ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વર પટ્ટપ્રભાકર

પૂજ્યવર્ય સિદ્ધાન્તમહોદધિ આચાર્યદેવ શ્રીમદ્

**વિજયપ્રેમસૂરીશ્વરજી** મહારાજના પટ્ટપ્રભાવક

પૂ. વ્યાખ્યાનવાચસ્પતિ આચાર્યદેવ શ્રીમદ્

વિ જ ય રા મ ચ ન્દ્ર સૂ રી શ્વ ર જી

**મહારાજનાં જાહેર પ્રવચનોનું**

**સંશોધનપૂર્વકનું પ્રકાશન**

# ચિત્રપરિચય

આ પુસ્તકના પુઠા ઉપર એક રંગમાં અને જેકેટ ઉપર બે રંગમાં છાપવામાં આવેલું ચિત્ર ગૂજરાતના વિખ્યાત ચિત્રકાર શ્રી કનુ દેસાઇની પાસે તૈયાર કરાવવામાં આવ્યું છે. ચિત્ર પોતે જ પોતાના ભાવને વ્યક્ત કરે છે, છતાં સૌ કોઇ માટે ભાવદર્શન સુલભ બને એ આશયથી જ અહીં ટૂંક પરિચય આપવામાં આવે છે.

સંસારતારક જ્ઞાનિપુરૂષોએ સંસારને સાગરની અને શ્રી જૈનશાસનને જહાઝની ઉપમા પણ આપી છે. આ ઉપમા મુજબ ચિત્રમાં સાગર દર્શાવી તેની અંદર સંસારની ચતુર્ગતિને દર્શાવનાર સાથીયો મૂકવામાં આવ્યો છે. સાગરમાં તરતી એક નૌકા દર્શાવવામાં આવી છે, જે શ્રી જૈનશાસનને સૂચવે છે. સંસારસાગરથી તરવા માટે શ્રી જૈનશાસન રૂપ નૌકાનો આશ્રય પામવો એ અનિવાર્ય છે. નૌકાની ઉપરના ભાગમાં ત્રણ બિન્દુઓ દ્વારા રત્નત્રયીનું સૂચન કરાયું છે: કારણ કે–રત્નત્રયીની આરાધના એ જ એક મોક્ષમાર્ગ છે. એના ઉપર શ્રી સિદ્ધશીલાનો ખ્યાલ આપતો બીજના ચન્દ્ર જેવો આકાર દર્શાવ્યો છે, જે સૂચવે છે કે–સંસારસાગરથી તરવા માટે શ્રી જૈનશાસન રૂપ નૌકામાં બેસી રત્નત્રયીની આરાધના દ્વારા મોક્ષ મેળવવો, એ જ સાચા સુખનો વાસ્તવિક માર્ગ છે.

આ પુસ્તક આ દિશાનું જ સૂચક હોઇને, **'દિશાસૂચન'** નામમાંથી આ વસ્તુ ઉપર પ્રકાશ પથરાતો દર્શાવવામાં આવ્યો છે.



પૂ. સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ, સ્વર્ગસ્થ
આચાર્યદેવ શ્રીમદ્



વિજયદાનસૂરીશ્વરજી મહારાજ

પૂ. સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ, સ્વ. આચાર્ય દેવ શ્રીમદ્

વિજયદાનસૂરીશ્વરજી મહારાજાના

-: પટ્ટાલંકાર :-



પૂજ્યપાદ સિદ્ધાન્તમહોદધિ આચાર્યદેવ શ્રીમદ્

## વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ

# શ્રી જૈન પ્રવચન ગ્રન્થશ્રેણિ

## સંબંધી

# પ્રકાશકનું સ્પષ્ટીકરણ

" **દિશાસૂચન-ત્રીજો ભાગ** " નામનો આ ગ્રન્થ, વાંચકોના કરકમલમાં રજૂ કરતાં, અમને અતિશય આનંદ થાય છે. આ ગ્રન્થરત્ન માટેની ' પ્રસ્તાવના'ને ' **આમુખ** ' શિર્ષકથી આ પછી આપેલ છે, એટલે અહીં તો અમે ' **શ્રી જૈન પ્રવચન ગ્રન્થશ્રેણિની ઉત્પત્તિ** ' આદિના સંબંધમાં જ થોડુંક સ્પષ્ટીકરણ કરવા ઈચ્છીએ છીએ.

આ વીસમી સદીના અજોડ શાસનપ્રભાવક તરીકે નામાંકિત થએલા–પૂજ્યપાદ, પાંચાલદેશોદ્ધારક, ન્યાયાંભોનિધિ સ્વ૦ આચાર્યદેવ શ્રીમદ્ **વિજયાનન્દસૂરીશ્વરજી** મહારાજાના અદ્વિતીય પટ્ટપ્રભાવક, પૂજ્યપાદ સદ્ધર્મોદ્ધારક સ્વ૦ આચાર્યદેવ શ્રીમદ્ **વિજયકમલસૂરીશ્વરજી** મહારાજાના પટ્ટવિભૂષક, પૂ. પરમ ગીતાર્થ, શાસનમાન્ય, સકલાગમરહસ્યવેદી, સ્વ૦ આચાર્યદેવ શ્રીમદ્ **વિજયદાનસૂરીશ્વરજી** મહારાજા, પોતાના શિષ્ય–પ્રશિષ્ય આદિના સુવિશાળ મુનિમંડલ સાથે, વિ. સં. ૧૯૮૫માં મુંબાઈ પધાર્યા હતા. તે વખતે તેઓશ્રીના પટ્ટપ્રભાવક પૂજ્યપાદ સિદ્ધાન્તમહોદધિ આચાર્યદેવ શ્રીમદ્ **વિજયપ્રેમસૂરીશ્વરજી** મહારાજા તથા તેઓશ્રીના પટ્ટવિભૂષક પૂ. આચાર્યદેવ શ્રીમદ્ **વિજયરામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજા પણ સાથે જ હતા.

પૂ. આચાર્યદેવ શ્રીમદ્ **વિજયરામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજામાં પ્રવચનદાનનું સુવિશિષ્ટ અને પ્રભાવપૂર્ણ સામર્થ્ય હોવાના કારણે, તેઓશ્રીના સ્વપર-ઉપકારની ભાવનાથી ઓતપ્રોત અંતઃકરણવાળા પરમ ગુરૂદેવે અને ગુરૂદેવે પણ, તેઓશ્રીને પ્રવચન-દાનનું પુણ્યકાર્ય સુપ્રત કર્યું હતું.

મારવાડ, મેવાડ, માલવા અને ગૂજરાતમાં એક જબ્બર પ્રવચનદાતા તરીકે પંકાએલા આ મહાત્માનાં પ્રવચનોની, તે કાળે મુંબાઈમાં પણ ધૂમ મચી ગઈ હતી. ઘણાઓની માગણીથી, એ કાળે તેઓશ્રીનાં પ્રવચનોનો સારસંગ્રહ પ્રગટ કરતું "**શ્રી જૈન પ્રવચન**" નામનું એક સાપ્તાહિક પત્ર પ્રગટ થવા માંડ્યું. એ પત્રનો અખતરો કેવળ ૭ મહિના પૂરતો જ હતો, પણ જનતાએ "**શ્રી જૈન પ્રવચન**"ને ચાલુ રાખવાની આગ્રહભરી માગણી કરી અને તેના ફલસ્વરૂપ આજે તો "**શ્રી જૈન પ્રવચન**" બાર વર્ષોની અતિ ઉજ્વલ કારકીર્દિને સાથે લઈને આગેકદમ કરી રહ્યું છે.

"**શ્રી જૈન પ્રવચન**"માં ખાસ પ્રકાશન તરીકે, પૂ. શ્રી **વિજયરામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજાનાં પ્રવચનોનું સારભૂત અવતરણ પ્રગટ થાય છે. આ અવતરણોના આધારે અત્યાર સુધીમાં **શ્રી વીરશાસન કાર્યાલય** અને બીજાઓ તરફથી પણ કેટલાક ગ્રન્થો પ્રગટ થઈ ચૂક્યા છે. અમારી એવી ઈચ્છા હતી કે–કોઈ પણ રીતિએ પૂ. પ્રવચનકારશ્રી શ્રમ લેવાની કૃપા કરી, પ્રગટ થઈ ચૂકેલાં પ્રવચનોનું સંશોધન કરી આપે અને એ રીતિએ પૂ. પ્રવચનકારશ્રીના સંશોધનપૂર્વક જ ગ્રંથો છપાય તો સારૂં : કારણ કે–અવતરણોમાં ઘણી વાર તો મોટા પ્રમાણમાં પણ અધુરાપણું અને ત્રુટકપણું હોય છે. અમારી આ ઈચ્છાનો અમે અમલ કરી શકીએ, એ હેતુથી **જામનગરનિવાસી**

**શેઠ શાન્તિદાસ ખેતશીભાઇએ** આર્થિક સહાય આપવાનું વચન આપ્યું અને એથી ઉત્સાહિત બનેલા અમે "**શ્રી જૈન પ્રવચન ગ્રન્થશ્રેણિ**"ની યોજના જાહેર કરી. આ યોજના વિ. સં. ૧૯૯૩થી અમલમાં મૂકવાનું અમે જાહેર કરેલું, પરન્તુ સંયોગવશ બે વર્ષ ખાલી ગયાં. વિ. સં. ૧૯૯૫ના આરંભમાં, શ્રી જૈન પ્રવચન ગ્રન્થશ્રેણિના પ્રથમ ગ્રન્થ તરીકે "**દિશાસૂચન -પ્રથમ ભાગ**" તૈયાર કરીને અમે વાંચકો સમક્ષ રજૂ કરી શકયા. એ વખતે અમને લાગતું હતું કે-ગ્રન્થશ્રેણિના નિયમ મુજબ એક વર્ષના ત્રણ ગ્રન્થો પૈકી બાકી રહેલા બે ગ્રન્થો, અમે વિ. સં. ૧૯૯૫ના અન્ત સુધીમાં અવશ્ય પ્રગટ કરી શકીશું. એથી અમે જાહેરાત પણ કરી હતી કે-"**દિશાસૂચન**" ગ્રન્થનો બીજો અને ત્રીજો ભાગ હવે પછી આ વર્ષમાંજ પ્રગટ કરવામાં આવશે. પરન્તુ અનિવાર્ય સંયોગો વચ્ચે મૂકાઈ જવાના કારણે, અમે અમારી જાહેરાત મુજબ વર્તવામાં એક વધુ વખત નિષ્ફલ નિવડયા. આમ છતાં, આ વિ. સં. ૧૯૯૮માં "**દિશાસૂચન-બીજો ભાગ**" પોષ શુદ ૧૫ના પ્રગટ કર્યા પછીથી, ચૈત્ર શુદ ૧૫ના આ "**દિશાસૂચન-ત્રીજો ભાગ**" પ્રગટ કરવાને અમે શક્તિમાન નિવડ્યા છીએ, એય અમારે મન ઓછા આનંદનો વિષય નથી.

શ્રી જૈન પ્રવચન ગ્રન્થશ્રેણિના આદ્ય ગ્રન્થો તરીકે, પહેલાં તો, "શ્રી જૈન પ્રવચન-પહેલો ભાગ"-એ નામથી પ્રગટ થયેલા પુસ્તકને સંશોધનપૂર્વક બે વિભાગમાં પ્રગટ કરવાનો અમારો વિચાર હતો. એને અંગે અમે કેટલીક પ્રવૃત્તિ પણ કરેલી, પરન્તુ પાછળથી અમને લાગ્યું કે-જાહેર પ્રવચનોનો સંગ્રહ પ્રથમ લેવો, કે જે ગ્રન્થશ્રેણિની ભૂમિકા રૂપે વધુ ઠીક થઈ પડે. એ જ વિચારથી જાહેર પ્રવચનોના સંગ્રહને "**દિશાસૂચન**" નામ

આપીને, શરૂમાં પ્રગટ કરવાનું રાખ્યું. અમારો આ પ્રયાસ ઘણ લોકપ્રિયતાને પામ્યો છે અને એ જ કારણે અમારે વિ. સ ૧૯૯૬ના અન્ત ભાગમાં "દિશાસૂચન–પહેલા ભાગ"ની બીજી આવૃત્તિ છપાવીને પ્રગટ કરવી પડી હતી.

સંશોધનને અંગે અમારી નેમ એ જ હતી અને છે કે- એક સ્વપર–ઉપકારક સાહિત્ય વધુ સારા પ્રકારે જાહેરમાં મુકવું ઉપક્રમમાં, ઉપસંહારમાં કે વચ્ચે જ્યાં જ્યાં જરૂર લાગે ત્યાં ત્ય સંભવિત શબ્દો કે વાકયોનો સુધારો કે વધારો કરીને પણ મૂળ વસ્તુને વધુ સ્પષ્ટ, વધુ રોચક અને વધુ ઉપકારક બનાવવી અમે અમારી આ નેમ પૂ. પ્રવચનકારશ્રી પાસે મૂકી અને તેઓશ્રી તેમ કરવામાં સંમત થયા. એ મુજબ જ આ ગ્રન્થ તૈયાર કરવામાં આવ્યો છે. શ્રી જૈ. પ્ર. ગ્રંથશ્રેણિની આ યોજના ઘણા વખતથી ખોરંભે પડી ગયેલી હોવાથી, "દિશાસૂચન– બીજા ભાગ"ની જેમ આ "દિશાસૂચન–ત્રીજા ભાગ"ને પણ ઘણી જ ઝડપે છપાવવામાં આવ્યો છે. એથી છપાઇને લગતી વધારે પડતી અશુદ્ધિઓ રહી ગઈ હોય તો તે સંભવિત છે આથી તે સુધારીને વાંચવાની વિનંતિ છે.

શ્રી જૈન પ્રવચન ગ્રન્થશ્રેણિનાં ત્રણ પુસ્તકો પ્રગટ થવાથી તેનું એક વર્ષ પૂર્ણ થાય છે. હવે બીજા વર્ષનું લવાજમ મંગાવવું કે કેમ, તેની વિચારણા ચાલુ છે. ચોથા પુસ્તકમાં એ વિષે ખૂલાસો આપવામાં આવશે.





# આમુખ

બસ–પ્રવૃત્તિ, પ્રવૃત્તિ ને પ્રવૃત્તિ.

સારોય સંસાર પ્રવૃત્તિમય છે. સમસ્ત વિશ્વ પ્રવૃત્તિશીલ છે. જગતના જીવ માત્રને પ્રવૃત્તિ વિના ચેન પડતું નથી. માનસિક, વાચિક અને કાયિક—એ ત્રિવિધ પ્રવૃત્તિઓમાંથી કોઈ એકવિધ પ્રવૃત્તિમાં, કોઈ દ્વિવિધ પ્રવૃત્તિમાં અને કોઈ ત્રિવિધ પ્રવૃત્તિમાં મશગુલ છે.

આનું કારણ શું? આનું ધ્યેય શું?

પ્રવૃત્તિ, એ ધ્યેય નથી. પ્રવૃત્તિ તો સાધન છે. સાધ્ય જૂદું છે. સૌથી વધારે મહત્ત્વની વસ્તુ સાધ્ય છે.

વિશ્વના સઘળા જ જીવો સુખના અર્થી છે. જગતે માનસિક સંતોષમાં સુખની કલ્પના કરી છે. મનને જે કાંઇ ગમતું હોય તે સર્વે પ્રાપ્ત થાય અને મનને જે કાંઇ ન ગમતું હોય તે સર્વે દૂર રહે, એટલું જ જગત ઇચ્છે છે. મનને ગમતી વસ્તુઓમાંથી એક પણ વસ્તુ ન મળે, મળે પણ અધુરી મળે અગર તો મળી હોય ને ચાલી જાય, તો જગતના જીવો અસંતુષ્ટ બની જાય છે અને

એથી માનસિક વેદના અનુભવે છે. એ જ રીતિએ મનને નહિ ગમતી વસ્તુઓમાંની એક પણ વસ્તુનો જો યોગ થઇ જાય છે અગર તો થઇ ગયો હોય છે, તો પણ જગતના જીવો અસંતુષ્ટ બની જાય છે અને માનસિક વેદના અનુભવે છે. આ રીતિએ માનસિક સંતોષનું અર્થી બનેલું જગત, મનને ગમતી વસ્તુઓનો સંયોગ સાધવાને માટે અને મનને નહિ ગમતી વસ્તુઓનો વિયોગ સાધવાને માટે પ્રયત્નશીલ બનેલું છે.

જગતમાં આ જાતિનો પ્રયત્ન અનાદિ કાલથી ચાલી રહ્યો છે. જગત અનાદિ કાલથી છે અને અનન્ત કાલ રહેવાનું છે. જગત એ કોઇ સર્જિત વસ્તુ નથી, પણ સ્વાભાવિક વસ્તુ છે. જગતને સર્જિત માનીએ, તો એનો કોઇ સર્જક જોઇએ : અને–'સર્જક વિના કોઇ વસ્તુ સર્જાય જ નહિ'–એ નિયમના આધારે જો જગતના સર્જકને કબૂલ રાખીએ, તો પછી સર્જકનો પણ સર્જક જોઇએ. 'જગતનો સર્જક તેના સર્જક વિના સર્જાયો જ શી રીતિએ?'–એ પ્રશ્ન ઉભો જ રહે છે. જેમ કેરી પહેલી કે ગોટલો પહેલો? કેરી વિના ગોટલો સંભવે નહિ અને ગોટલા વિના કેરી સંભવે નહિ. આવી સમસ્યાઓ પ્રત્યેક વસ્તુને અંગે ઉપસ્થિત થવાની. આથી જગતને અનાદિકાલીન માન્યા વિના ચાલે તેમ નથી. જગત અનાદિકાલીન છે, એટલે જગતના જીવોનું અસ્તિત્વ પણ અનાદિકાલીન છે, એમ આપોઆપ પૂરવાર થઇ જાય છે : અને એથી એ વાત પણ સિદ્ધ જ છે કે–મનને ગમતી

વસ્તુઓને મેળવવાનો અને મનને નહિ ગમતી વસ્તુઓને દૂર કાઢવાનો પ્રયત્ન, આ જગતમાં અનાદિ કાલથી ચાલી રહ્યો છે. ઇષ્ટસંયોગ અને અનિષ્ટવિયોગ માટે જગતના જીવો અનાદિ કાલથી મથી રહ્યા છે.

આટલી મહેનતનું પરિણામ શું? જગતના અનન્ત જીવોમાંથી કેટલા જીવોને તેમને ગમતી સઘળી જ વસ્તુઓ મળી ગઇ અને તેમને નહિ ગમતી સઘળી જ વસ્તુઓ તેમનાથી દૂર રહી? આપણે આપણો પોતાનો જ વિચાર કરીએ. શું આપણને તેવી સઘળી જ વસ્તુઓ પ્રાપ્ત થઇ ગઈ છે, કે જે વસ્તુઓ આપણને ગમતી હોય? અને શું આપણને તેવી કોઇ જ વસ્તુનો યોગ થયો નથી, કે જે વસ્તુ આપણને ન ગમતી હોય? 'આપણને જે કાંઇ ગમે છે તે સઘળાનો આપણી પાસે સદ્‌ભાવ છે અને આપણને જે કાંઇ ગમતું નથી તે સઘળાનો આપણી પાસે અભાવ છે'—એવું આપણે પોતે આપણી જાત માટે પણ પ્રમાણિકપણે કહી શકીએ તેમ છીએ? આના જવાબમાં આપણું અન્તર 'ના' પાડે છે. આપણું અન્તર એમ પોકારી ઉઠે છે કે—'મને ગમતી એવી ઘણી ઘણી વસ્તુઓ મારી પાસે નથી અને એવી ઘણી ઘણી વસ્તુઓ મારી પાસે છે કે જે મને ગમતી નથી.' એક તરફ આપણા મનને ગમતી વસ્તુઓની નોંધ મૂકીએ અને બીજી તરફ આપણી પાસે જે કાંઈ આપણા મનને ગમતી વસ્તુઓ છે, તેની નોંધ મૂકીએ: પછી વિચારીએ કે—આપણને જે મળ્યું છે, તેનું પ્રમાણ કેટલું?

એ હિસાબે આપણને કાંઈ જ મળ્યું નથી, એમ આપણું મન કહે છે : કારણ કે-મનને ગમતી વસ્તુઓની ગણત્રી કરવા બેસીએ તો તેની ગણના પણ થઈ શકે તેમ નથી. એ જ સ્થિતિ મનને નહિ ગમતી વસ્તુઓને અંગે પણ છે. મનને નહિ ગમતી વસ્તુઓ આપણને એટલી બધી મળી છે અને મળ્યે જ જાય છે કે-એના યોગે આપણું મન કેટલીક વાર તો પારાવાર દુ:ખ અનુભવે છે. આવી સ્થિતિ માત્ર આપણી જ છે અને બીજાઓની નથી, એમ પણ નથી. લગભગ બધા જ જીવોની સ્થિતિ આ છે.

અનન્ત કાલની જહેમતનું આ પરિણામ, એ શું દુ:ખદ વસ્તુ નથી ? વિચારપ્રેરક વસ્તુ નથી ?

આપણે માણસ છીએ. આપણી પાસે વિચાર કરવાને બુદ્ધિ છે અને અમલ કરવાને શક્તિ છે. બુદ્ધિ અને શક્તિનો વ્યય આપણે નથી કરતા એમ પણ નથી. મનને ગમતી સામગ્રી મેળવવાને માટે અને મનને નહિ ગમતી સામગ્રીને દૂર કરવાને માટે, આપણે બુદ્ધિ અને શક્તિનો વ્યય કરી રહ્યા છીએ. પણ એ વ્યયનું પરિણામ જોતાં લાગે છે કે-આ વિષયમાં જગતના મનુષ્યો કેવળ અન્ધ બનીને જ પ્રવૃત્તિ કરી રહ્યા છે. અન્યથા, અનન્ત કાલથી જે પ્રયત્ન નિષ્ફલ જ નહિ પણ નુકશાનકારક નિવડતો આવ્યો છે, તેનું કારણ શોધવાનો પ્રયત્ન ન થાય અને તેની તે દિશાએ જ તેનો તે પ્રયત્ન થયે જાય, એ બને જ કેમ ? મહેનત કરવા છતાં, મહેનતમાં ઉણપ

નહિ આવવા દેવા છતાં, ધાર્યું ફલ ન મળે અગર તો વિપરીત ફલ મળે, એથી વિચારશીલ આત્મા તો ચોંકે, થંભે અને તેમ બનવાનું કારણ શોધે. કારણ શોધતે શોધતે જો પ્રયત્નની દિશાને પલટાવવાની જરૂર લાગે, તો પ્રયત્નની દિશાને પલટાવતાં પણ તે આંચકો ન ખાય.

જગત અનન્તાનન્ત જીવોથી ભરપૂર છે. એ જીવોમાંથી જેટલા જીવોને આપણે આપણી ચર્મ–ચક્ષુ દ્વારા જોઇ શકીએ તેમ છે, તેટલા જીવોમાં પણ મનુષ્યદેહધારી જીવોની સંખ્યા બીજા દેહધારી જીવોની અપેક્ષાએ અતિ અલ્પ છે. આપણે એ વિચાર કરવો જોઇએ કે– ‘મનુષ્યેતર દેહધારી અનન્ત જીવોમાં ઉત્પન્ન થવાને બદલે, સંખ્યાથી અતિ મર્યાદિત એવા મનુષ્ય દેહધારી જીવોના વર્ગમાં હું ઉત્પન્ન થયો, તેનું કારણ શું?’ મનુષ્ય દેહને પામેલા જીવોમાં પણ પરસ્પર વૈચિત્ર્ય ઘણું છે. ઇન્દ્રિયાદિને અંગે, બુદ્ધિવૈભવને અંગે, દુન્યવી સંપત્તિ આદિને અંગે અને સ્વજનાદિને અંગે, મનુષ્યદેહને ધરનારા જીવોમાં પણ પરસ્પર અસમાનતા ઓછી નથી. આનું કારણ શું? ઘણાઓને જે નથી મળ્યું, તે આપણને મળ્યું છે અને કેટલાકોને જે મળ્યું છે, તે આપણને નથી મળ્યું અગર તો પ્રયત્ન છતાં મળતું નથી. આનું કારણ તો હોવું જોઇએ ને?

સર્વ જીવોમાં મનુષ્યની ખ્યાતિ વિવેકી અને સદાચારી જીવન ઉત્તમમાં ઉત્તમ પ્રકારે જીવી શકનાર તરીકેની છે.

મનુષ્ય, તિર્યંચ, દેવ અને નારક—એ ચાર પ્રકારના ભવોમાં મનુષ્યભવ સર્વશ્રેષ્ઠ ગણાય છે : કારણ કે—બુદ્ધિના સદુપયોગપૂર્વક સદાચારનો અમલ કરવાની જેવી તાકાત મનુષ્યને માટે સંભવિત છે, તેવી તાકાત બીજા ભવોને પામેલા જીવોને માટે સંભવિત નથી. આવી સર્વશ્રેષ્ઠ મનુષ્યગતિને પામવા છતાં પણ, આપણે જો વિચારહીનપણે વર્તીએ અને આપણા વાસ્તવિક હિતને સાધવાનો વિવેકપૂર્વકનો વિચાર તથા પ્રયત્ન ન કરીએ, તો આપણને જે માણસાઈ મળી, તે શા કામની ?

આપણે કોણ ?

આપણી પોતાની વસ્તુ કયી ?

આપણે ક્યાંથી આવ્યા ?

આપણે જવાનું ક્યાં ? અને–

આપણું ભાવિ શું ?

—આ અને આવી બીજી પણ જરૂરી વસ્તુઓનો આપણે જો વિચાર જ ન કરીએ, તો આપણે માણસ શાના ? આપણને બુદ્ધિ મળી, તે શા કામની ?

આપણે પોતે આ શરીર નથી એ તો નિશ્ચિત વાત છે : કારણ કે—જ્યારે મૃત્યુ થાય છે ત્યારે શરીર અહીંનું અહીં જ રહી જાય છે અને આત્મા અન્યત્ર ચાલ્યો જાય છે. જે આ શરીરમાં આવ્યો છે અને અહીંથી બીજે જવાનો છે, તે જ આપણે છીએ. આપણે એટલે આત્મા.

'આપણે એટલે આત્મા'—એમ સિદ્ધ થવા સાથે, એ પણ સિદ્ધ થઇ જાય છે કે—આપણું તે જ કહેવાય, કે જે આત્માનું જ હોય: અર્થાત્—એક પણ આત્માથી કોઈ પણ કાળે જે વિખૂટું પડે તેમ હોય જ નહિ, તે જ આપણું કહેવાય. આ સંસારમાં આપણી જો કોઈ પણ વસ્તુ હોય, તો તે કેવળ આત્માના ગુણો જ છે. એ જ એક એવી વસ્તુ છે, કે જે કોઇ પણ કાળે એક પણ આત્માથી વિખૂટી પડતી જ નથી. એ સિવાયની એક પણ વસ્તુ એવી નથી, કે જે વસ્તુ એક પણ આત્માથી વિખૂટી પડે જ નહિ!

આત્માનો સ્વભાવ સચ્ચિદાનન્દમય છે અને એ જ તેના ગુણો છે. સચ્ચિદાનન્દમય સ્વરૂપવાળો પણ આપણો આત્મા, જડ કર્મોના અનાદિકાલીન યોગના કારણે અનંત કાલથી, એક ભવમાંથી બીજા ભવમાં અને બીજા ભવમાંથી ત્રીજા ભવમાં—એમ અનન્તા ભવોમાં આજ સુધીમાં ભમી ચૂક્યો છે. એમ ભવભ્રમણ કરતો આપણો આત્મા કોઇ ભવમાંથી આ ભવમાં આવ્યો છે અને આ ભવનું આયુષ્ય પૂર્ણ કરીને અન્ય કોઇ ભવમાં ચાલ્યો જવાનો છે.

આયુષ્ય, એ પણ આત્માની સ્વકીય વસ્તુ નથી. એ પણ આત્માને લાગેલું એક જાતિનું કર્મ જ છે. એક આયુષ્યની પૂર્ણાહુતિની સાથે આત્માનો અન્ત આવતો નથી, પણ જે ભવનું તે આયુષ્ય હોય છે તે ભવનો જ અન્ત આવે છે. તો પછી આપણું ભાવિ શું? એ જ

કે–જ્યાં સુધી આત્મા ભવચક્રમાં ભમાવનાર વસ્તુથી સર્વથા મુક્ત ન બને, ત્યાં સુધી એક ભવમાંથી બીજા ભવમાં અને બીજા ભવમાંથી ત્રીજા ભવમાં, એ રીતિએ આ સંસારચક્રમાં ભમ્યા જ કરવાનું !

આ પ્રકારના ભવભ્રમણથી મુક્ત થવાનો ઉપાય જ જો આ સંસારમાં વિદ્યમાન ન હોય, તો તો આપણે હતાશ જ થઈ જવું પડે: કારણ કે–ગમે તેટલા પ્રયત્ને પણ જો ભવભ્રમણ ટળે તેમ હોય જ નહિ, તો એકાન્ત સુખની આશા રાખવાની રહી જ નહિ! પણ તેમ નથી. ભવભ્રમણથી મુક્ત બનવાનો ઉપાય અવશ્ય છે.

ભવભ્રમણનું જે વાસ્તવિક કારણ છે, તેને નાબૂદ કરવું–એ જ ભવભ્રમણથી મુક્ત બનવાનો ઉપાય છે.

ત્યારે ભવભ્રમણનું કારણ કયું ?

ભવભ્રમણનું કારણ બીજું કોઈ નથી, પણ આપણાં પોતાનાં કૃત્યો, એ જ ભવભ્રમણનું વાસ્તવિક કારણ છે. આપણાં કૃત્યોના યોગે બંધાએલાં કર્મોએ, આપણા આત્માના સ્વરૂપને આવર્યું છે. જલમાં ઉપર તરતી રહેવાના ગુણવાળી પણ તુંબડી, જો કાદવથી લેપાઇ વજનદાર બને, તો જલમાં ડૂબી છેક તળીયે પણ જઇ રહે છે. એ જ રીતિએ આપણો આત્મા સ્વભાવે જન્મ અને મૃત્યુ આદિથી પર રહેનારો છે, પણ આપણે તેને આપણાં જ કૃત્યોથી એવો બનાવી દીધો છે કે–વર્તમાનમાં તે ભવભ્રમણ કરી રહ્યો છે. આપણે જ આપણા નિર્મલ

સ્વરૂપવાળા આત્માને મલિન બનાવ્યો છે અને એ મલિનતા એ જ આપણા ભવભ્રમણનું વાસ્તવિક કારણ છે. આપણે ધારીએ તો આ મલિનતાને જરૂર દૂર કરી શકીએ.

'નિર્મલ સ્વરૂપવાળો આપણો આત્મા મલિન બન્યો શાથી ?'—એવો પ્રશ્ન ઉઠવો સંભવિત છે. અનન્તજ્ઞાનિઓ ફરમાવે છે અને બરાબર વિચાર કરીએ તો આપણી બુદ્ધિ પણ કબૂલ કરે છે કે—આપણા આત્માની આ મલિનતા, એ પણ અનાદિકાલીન વસ્તુ છે. એનો કોઈ આદિકાલ છે જ નહિ. મલિનતામાં થતા પ્રત્યેક પરિવર્તનનો આદિકાલ જરૂર છે, પણ મલિનતાનો આદિકાલ નથી: કારણ કે—કૃત્ય વિના કર્મ બંધાય નહિ અને કર્મ વિના કૃત્ય થાય નહિ. આત્મા સ્વરૂપે અક્રિય છે. અક્રિય આત્મા કર્મથી લેપાતો નથી અને કર્મરહિત આત્મા સક્રિય હોઈ શકતો નથી. ક્રિયા વિના કર્મની ઉત્પત્તિ સંભવિત નથી, તેમ સર્વથા કર્મરહિત માટે ક્રિયા સંભવિત નથી. આથી એમ માનવું એ જ વ્યાજબી છે કે—આપણો આત્મા અનાદિ કાલથી મલિન દશાને ભોગવી રહ્યો છે. એ મલિનતામાં વધ–ઘટ થયા જ કરે છે. એ મલિનતા વધે છે પણ આપણાં કૃત્યોથી અને ઘટે છે પણ આપણાં કૃત્યોથી ! એ જ રીતિએ આપણે આપણા આત્માની મલિનતાને સર્વથા નિર્મૂલ પણ કરી શકીએ છીએ.

આપણાં કૃત્યો દ્વારાએ આપણે નિપજાવેલી આપણા આત્માની આ મલિનતા, એ જ આપણા દુઃખની જડ

છે. જ્યાં સુધી આ મલિનતા નહિ ટળે, ત્યાં સુધી એકાન્ત સુખમય દશા પ્રાપ્ત થવાની જ નથી. સત્કૃત્યના યોગે ઉત્પન્ન થયેલું પુણ્યકર્મ જ્યારે ઉદયમાં આવે છે, ત્યારે આપણુને આપણા મનને ગમતી સામગ્રી તે પુણ્યના પ્રમાણમાં પ્રાપ્ત થાય છે અને દુષ્કૃત્યના યોગે ઉત્પન્ન થયેલું પાપકર્મ જ્યારે ઉદયમાં આવે છે, ત્યારે આપણા મનને ન ગમે તેવી સામગ્રીનો આપણુને તે પ્રમાણમાં યોગ થઈ જાય છે. એકમાં આપણે સુખ અનુભવીએ છીએ અને બીજામાં આપણે દુ:ખ અનુભવીએ છીએ: પરન્તુ વસ્તુતઃ તેમાં સુખ કે દુ:ખ અનુભવવા જેવું કાંઈ છે જ નહિ! દુન્યવી સામગ્રીની અનુકૂળતા અને પ્રતિકૂળતા, એ તત્ત્વત: આપણા પોતાના જ પુણ્યોદયને અને પાપોદયને આભારી છે. ગમે તેવું પુણ્યકર્મ પણ શાશ્વત હોતું નથી. એનો અન્ત અવશ્ય હોય છે. પુણ્યનો અન્ત અવશ્ય છે, એટલે એ પુણ્યના યોગે પ્રાપ્ત થતી સામગ્રીનો વિયોગ પણ અવશ્યંભાવી છે. આ વસ્તુનો અનુભવ પ્રત્યેક જીવાત્મા કરી રહ્યો છે. દુન્યવી સંપત્તિ, દુન્યવી સત્તા, દુન્યવી સુખની સઘળી જ સામગ્રી, તેને જ તે પ્રમાણમાં મળે છે, કે જેનું જે પ્રમાણમાં પુણ્ય ઉદયમાં વર્તતું હોય છે. હોંશીયારીથી કે પરિશ્રમથી મનગમતી દુન્યવી વસ્તુઓ મળે છે, એમ માનનારાઓની આંખ સામે પણ–' સંખ્યાબંધ હોંશીયારો અને ઉદ્યમશીલો તેમની ધારણા મુજબની સંપત્તિ આદિ દુન્યવી સામગ્રી મેળવી શકતા નથી.'–એવાં ઉદાહરણો મોજૂદ છે. દુન્યવી

અનુકૂળ સામગ્રી જેમ પુણ્યોદય વિના પ્રાપ્ત થતી નથી, તેમ તે ટકે છે પણ પુણ્યોદય વર્તતો હોય ત્યાં સુધી જ : અને મળેલી તથા ટકેલી પણ તે અનુકૂળ સામગ્રીનો ભોગવટો પણ તેઓ જ કરી શકે છે, કે જેઓનું તે પ્રકારનું પુણ્ય ઉદયમાં વર્તતું હોય છે. આવી પરાધીન સામગ્રીની અનુકૂળતા સાધવા અને તેની પ્રતિકૂળતા ટાળવા અનન્તકાળ સુધી મહેનત કરવામાં આવે, તો પણ કાંઈ જ વળે નહિ તે સ્વાભાવિક છે. ઘાણીનો બળદ ચાલે છે ઘણું, પણ અન્તર કાપી શકતો નથી. એનો પરિશ્રમ એને થકવે છે જરૂર, પણ તેની જગ્યાએથી તેને દૂર લઇ જઈ શકતો નથી. દુન્યવી સામગ્રીમાંની મનગમતી સામગ્રી મેળવવાના અને અણગમતી સામગ્રીથી દૂર રહેવાના પ્રયત્નમાં જ પડેલા જીવો, આ સંસારમાં અનન્તા કાળથી ઘાણીના બળદ જેવી દશાને ભોગવી રહ્યા છે.

દુનિયાના જીવો મનને ગમતી વસ્તુઓને મેળવવાનો અને મનને નહિ ગમતી વસ્તુઓથી દૂર રહેવાનો જે પ્રયત્ન કરી રહ્યા છે, તેનો હેતુ એટલો જ છે કે–એ દ્વારા સુખ મળે અને દુઃખ ટળે. સુખ સૌને ગમે છે અને દુઃખ કોઈને ગમતું નથી. સુખપ્રિય સૌ છે અને દુઃખપ્રિય કોઈ નથી. નાનામાં નાનો જીવ પણ સુખનો જ અર્થી છે. આ જગતમાં જીવો હોંશે હોંશે પણ દુઃખને સહન કરતા દેખાય છે, પરન્તુ તેનું કારણ એ નથી કે–તે જીવોને દુઃખ પસંદ છે. વર્તમાનમાં હોંશે હોંશે દુઃખ સહન કરી રહેલા તે જીવોનો ઈરાદો પણ, દુઃખને

સહન કરવા દ્વારા સુખને જ સાધવાનો છે. એમને એમ લાગ્યું છે કે–' આ રીતિએ આપણે દુઃખ સહન કરી લઇશું, દુઃખ ભોગવવાથી ડરી નહિ જઇએ, તો પરિણામે દુઃખ જશે અને સુખની પ્રાપ્તિ થશે.' આવી માન્યતા હોવાથી જ, તેઓ દુઃખને પણ હોંશે હોંશે સહી લે છે.

દુનિયાના જીવો જે સુખના અર્થી છે, તે સુખ પણ સામાન્ય કોટિનું નથી. દુનિયાના જીવોને જે સુખ જોઇએ છે, તે એવું જોઇએ છે, કે જેમાં દુઃખનો એક અંશ પણ ન હોય. ઘણા સુખમાં થોડું પણ દુઃખ હોય, તો તે આપણને ગમતું નથી. એમ થયા જ કરે છે કે–' આટલું પણ દુઃખ ક્યારે જાય ? ' આપણને એ ખટક્યા જ કરે છે. કેટલીક વાર તો થોડા દુઃખનો ખટકારો, બાકીના ઘણા પણ સુખને સુખે ભોગવવા દેતો નથી. આથી સ્પષ્ટ છે કે–દુઃખના થોડા પણ અંશોવાળું સુખ આપણને પસંદ નથી. જો કે–દુઃખથી સર્વથા રહિત સુખ ન મળે ત્યાં સુધી આપણે દુઃખસહિતના સુખથી પણ નિભાવી લઇએ છીએ, પરન્તુ આપણું અન્તર તો એ જ ચાહ્યા કરે છે કે–' આટલું પણ દુઃખ ટળે તો સારૂં ! ' અર્થાત્–સૌ કોઇ દુઃખરહિત સુખના અભિલાષી છે.

દુનિયાના જીવોને જે દુઃખરહિત સુખ જોઇએ છે, તે પણ કેવું જોઇએ ? સંપૂર્ણ. સુખ ભલે દુઃખના અંશ માત્રથી પણ રહિત હોય, પરન્તુ તે જો અપૂર્ણ હોય છે, તો પણ આપણને અસંતોષ રહ્યા જ કરે છે. બાકી રહેલું

સુખ મેળવવાની અભિલાષા હૈયામાં પ્રગટ્યા વિના રહેતી નથી. બીજાને પોતાના કરતાં વધુ સુખી જોઇને, કેટલાકોના અન્તરમાં ઇર્ષ્યા પણ પ્રગટે છે. વળી 'મારૂં સુખ અધુરૂં છે.'–એ ખ્યાલ, એ અધુરાપણાને ટાળવાની ઇચ્છાને ઉત્પન્ન કરે છે અને એ ઇચ્છા પણ અવસરે દુઃખને ઉત્પન્ન કરનારી બની જાય છે. અર્થાત્–દુનિયાના જીવોને જે સુખ જોઇએ છે, તે સુખ જેમ દુઃખના એક અંશ માત્રથી પણ રહિત જોઇએ છે, તેમ અધુરાપણાથી પણ રહિત જોઇએ છે.

આટલા માત્રથી પણ દુનિયાના જીવોને જોઇતા સુખની વ્યાખ્યા પૂર્ણ થતી નથી. દુઃખરહિત અને સંપૂર્ણ એવું પણ સુખ, જો અમૂક કાલ પછીથી પણ ચાલ્યું જ જવાનું હોય છે, તો–' આ સુખ મળ્યું ખરૂં, પણ અમૂક કાળે પાછું જતું રહેશે.'–એ વિચારથી હૈયામાં દુઃખ ઉત્પન્ન થઇ જાય છે. ન્યાયાધીશ ફાંસીની સજા ફરમાવી દે, તે પછી જીવનના અભિલાષી ગૂન્હેગારને તમે ગમે તેટલી ઉત્તમ સામગ્રી આપો, પણ–' મને ફાંસીએ લટકાવીને મારી નાખવામાં આવશે. '–એવો વિચાર જ, ઉત્તમ પણ સામગ્રીનો બીજાઓની જેમ રસપૂર્વક ઉપભોગ કરવામાં, એને માટે અંતરાયભૂત બની જાય છે. મળેલું સુખ નાશ પામવાનું હોય છે તો તે જેમ દુઃખ ઉત્પન્ન કરી દે છે, તેમ મળેલું સુખ જો હાનિ પામવાનું–ઘટવાનું હોય છે તો પણ તે દુઃખ ઉત્પન્ન કરી દે છે.

આથી સ્પષ્ટ છે કે-દુનિયાના જીવોને જે સુખ જોઇએ છે, તે દુઃખરહિત પણ જોઈએ છે, સંપૂર્ણ પણ જોઇએ છે અને શાશ્વત કાલ એકસરખી રીતિએ ટકી રહે તેવું પણ જોઇએ છે. દુનિયાના બધા જ જીવો પોતાને જોઈતા સુખની વ્યાખ્યા આ રીતિએ શબ્દોમાં ગોઠવીને જાહેર કરી શકે નહિ એ શકય છે : પરન્તુ દુનિયાના જીવોની ઇચ્છાઓના યથાસ્થિત સ્વરૂપને અથવા તો કહો કે-તે સર્વે ઈચ્છાઓની પાછળ વર્તી રહેલા હેતુના સ્વરૂપ આદિને જાણવાની શક્તિવાળા વિવેકશીલ આત્માઓ તો, આ વાતને બરાબર સમજી શકે છે.

હવે વિચાર કરો કે-દુનિયાના કોઈ પણ પદાર્થમાં આવું સુખ આપવાની તાકાત છે ? દુનિયાના એક પણ પદાર્થમાં જો આવું સુખ આપવાની તાકાત હોય, તો તો આપણે તે પદાર્થને મેળવવાનો પ્રયત્ન કરીએ તે વ્યાજબી ગણાય : પણ દુનિયાના એક પણ પદાર્થમાં જો આવું સુખ આપવાની તાકાત ન હોય, તો તો આપણે અનન્ત કાળ મથ્યા અને હજુય અનન્ત કાળ સુધી મથીએ, છતાં આપણે ઈચ્છીએ છીએ તેવું સુખ મળે જ નહિ. આથી કાં તો આપણે તેવા સુખની ઇચ્છાને જ તજી દેવી પડે અને કાં તો આપણા પ્રયત્નની દિશાને ફેરવવી પડે.

આ પ્રશ્ન ઘણો ગહન છે, છતાં પણ સુવિવેકી આત્માને માટે આનો ઉકેલ સુલભ છે. માત્ર આપણે વિવેકપૂર્વક આપણા હિત-અહિતનો વિચાર કરનારા બની જવાની

પહેલી જરૂર છે. સુવિવેકી બનીને વિચારાય, તો કોઈ પણ આત્માને માટે સાચું માર્ગદર્શન, એ અશકય વસ્તુ નથી.

દુનિયાના એક પણ પદાર્થમાં જો દુ:ખરહિત, સંપૂર્ણ અને શાશ્વત સુખ આપવાની તાકાત હોય, તો તો એકાદ માણુસ પણ તેવો સુખી આપણી નજરે ચઢવો જોઇએ ને? દુનિયાની મોટામાં મોટી સત્તાને ભોગવતો, સંખ્યાબંધ સેવકોથી સેવાતો, વિપુલતમ સંપત્તિનો માલીક, એવો પણ આદમી શું વસ્તુત: સુખી છે? એના સુખમાં દુ:ખનો એક અંશેય નથી? એના સુખથી અધિક સુખ શું સંભવિત નથી? અને એનું સુખ શું એ શાશ્વત કાળ એકસરખી રીતિએ ભોગવી શકવાનો છે? આ બધા જ પ્રશ્નોનો ઉત્તર 'ન'કારમાં જ મળે છે. આપણે આ દુનિયામાં વધુમાં વધુ સુખી આદમીની કલ્પના કરી લઇએ, પણ એનુંય સુખ એવું નથી, કે જે દુ:ખરહિત હોય, સંપૂર્ણ હોય અને શાશ્વત હોય. દરેક બુદ્ધિશાલી ઘણી જ સહેલાઇથી સમજી શકશે કે–એ વધુમાં વધુ સુખી ગણાતા આદમીનું સુખ પણ, દુ:ખરહિતેય નથી, અધુરાપણાથી રહિતેય નથી અને નાશવંત જરૂર છે. એને મળેલી:સામગ્રી કદાચ આજીવન ટકી પણ રહે, તોય એનું મૃત્યુ નિર્માએલું જ છે. એને મળેલી સઘળી જ સુખસામગ્રી અહીં રહી જવાની છે અને એનો પણ આત્મા, જેમ કોઇ ભવમાંથી આ ભવમાં આવ્યો હતો તેમ, આ ભવમાંથી પોતાનાં કૃત્યો મુજબના અન્ય ભવમાં ચાલી જ જવાનો છે. મનને ગમતી દુન્યવી વસ્તુઓ મેળવવાને અને મનને નહિ ગમતી દુન્યવી

વસ્તુઓથી દૂર રહેવાને મથતા દરેકે દરેક મનુષ્યે, આ વાત પણ ખાસ વિચારવા જેવી છે.

ખરેખર, દુન્યવી કોઈ પણ પદાર્થના યોગથી ઉત્પન્ન થતું સુખ દુઃખરહિત હોય, સંપૂર્ણ હોય કે શાશ્વત હોય, એ શકય જ નથી. દુન્યવી અનુકૂળ પદાર્થો કોઈ પણ માણસને સંપૂર્ણપણે પ્રાપ્ત થતા જ નથી. જેટલા પ્રમાણમાં પુણ્યોદય વર્તતો હોય તેટલા પ્રમાણમાં જ તે મળે છે, પુણ્યોદય વર્તતો હોય ત્યાં સુધી જ તે ટકે છે, પુણ્યોદય વર્તતો હોય ત્યાં સુધી જ તે ભોગવાય છે અને એ રીતિએ આ ભવના અન્ત સુધી મળીને ટકી પણ જાય અને ભોગવાઇ પણ જાય, તો પણ અન્તે તો આપણો આત્મા એકલો જ ચાલ્યો જાય છે. એ બધા પદાર્થો અને આપણું આ શરીર પણ અહીં રહી જાય છે. સાથે જાય છે— સત્કૃત્ય અને અસત્કૃત્યથી બંધાયેલ પુણ્ય અને પાપ !

જેનો ઉદ્ભવ, તેનો વિલય—એ નિશ્ચિત વસ્તુ છે. પુણ્યનો ઉદ્ભવ થાય છે, માટે પુણ્યનો વિલય થવા વિષે સન્દેહને અવકાશ રહેતો જ નથી. જ્યારે પુણ્ય પોતે જ નિશ્ચયાત્મકપણે અન્તાવસ્થાને ધરનારૂં છે, તો પછી એ પુણ્યના યોગે પ્રાપ્ત થયેલી સામગ્રી પણ શાશ્વત કાળ ટકી ન રહે, એ સામગ્રી સાથેના આપણા યોગનો અમૂક કાળે પણ જરૂર અન્ત આવે, એ સ્વાભાવિક જ છે. આ દૃષ્ટિએ પણ, દુન્યવી પદાર્થો પૈકીના અનુકૂળ માનેલા પદાર્થોને મેળવવાનો પ્રયત્ન કરવો, એ આપણી દુઃખ-

રહિત, સંપૂર્ણ અને શાશ્વત સુખને પામવાની અભિલાષાને અનુકૂળ નથી, પણ પ્રતિકૂળ જ છે.

દુનિયામાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–એમ પુરૂષાર્થો ચાર ગણાય છે. આ ચાર પુરૂષાર્થોમાંથી પણ, સુખની અભિલાષાને સેવતી દુનિયાએ, માત્ર અર્થ અને કામ–એ બે પુરૂષાર્થોની સાધનાને જ પસંદ કરી લીધી છે. આવી પસંદગીથી પર એવા જીવો, આ સંસારમાં બહુ જ જૂજ છે. અર્થ અને કામ, એ બન્ને દ્વારા ઉત્પન્ન થતું સુખ શું દુઃખરહિત, સંપૂર્ણ અને શાશ્વત છે? નહિ જ. અર્થ એટલે પૈસો, કામની સામગ્રીને પ્રાપ્ત કરવાનું સાધન: અને કામ એટલે ભોગોપભોગ. આ બેમાંથી એકેય, વસ્તુતઃ, સુખનું કારણ છે જ નહિ!

દુનિયાની કોઇ પણ વસ્તુ, વસ્તુતઃ, સુખદાયક નથી. એકને જે વસ્તુ સુખ ઉપજાવે છે, તેની તે જ વસ્તુ બીજાને દુઃખ ઉપજાવે છે. જે વસ્તુ આજે આપણને સુખદાયક લાગે છે, તે જ વસ્તુ કાલે આપણને દુઃખદાયક પણ ભાસે છે. આમ થવાનું કારણ એ જ છે કે–દુનિયાની કોઈ પણ વસ્તુમાં સુખ દેવાની કે દુઃખ દેવાની તાકાત નથી, પણ માણસની પોતાની વૃત્તિ જ તે વસ્તુના યોગ અને ભોગ આદિમાં સુખ કે દુઃખની કલ્પના કરી લે છે. આવા પદાર્થોને મેળવવાનો, ટકાવવાનો અને ભોગવવાનો અનન્ત કાળ પર્યન્ત પ્રયત્ન કરીએ, તો પણ આપણે ઈચ્છિત સુખને પામી શકીએ જ નહિ, તે સહજ છે.

ત્યારે શું આપણે દુ:ખરહિત, સંપૂર્ણ અને શાશ્વત સુખને મેળવવાની અભિલાષાને છોડી દેવી જોઇએ? નહિ જ, કારણ કે–એવું સુખ પ્રાપ્ત કરવાનો માર્ગ નથી એમ નહિ જ! તો પછી એ નક્કી કરવું જોઇએ કે–એવું સુખ પ્રાપ્ત કરવાને માટે શું કરવું જોઇએ?

એ જ કે–દુ:ખરહિત સુખ પામવા માટે સૌથી પહેલાં દુ:ખને ઉત્પન્ન કરનારાં કારણોથી દૂર થઈ જવું જોઇએ: સંપૂર્ણ સુખ મેળવવા માટે ઉંચામાં ઉંચી કોટિની દશા પ્રાપ્ત કરવી જોઈએ: અને શાશ્વત સુખ અનુભવવા માટે મળેલી સુખમય દશા શાશ્વત કાળ એકસરખી રીતિએ ટકી રહે તેવી સ્થિતિ પ્રાપ્ત કરવી જોઈએ.

આમ થવું, એ કયી રીતિએ સંભવિત છે?

આપણે એ વિચારી ચૂકયા છીએ કે–આત્મા, એ એક શાશ્વત વસ્તુ છે. એક ભવમાંથી બીજા ભવમાં અને બીજા ભવમાંથી ત્રીજા ભવમાં, એમ અનન્ત કાળથી આત્મા અનન્તા ભવોમાં ભમી ચૂકયો છે, પણ તેનો નાશ થયો નથી. એથી પણ સમજી શકાય તેમ છે કે–અનન્ત કાળે પણ તેનો નાશ થવાનો નથી. આવી શાશ્વતતાવાળા આત્માને ઉંચામાં ઉંચી કોટિની દશાએ આપણે પહોંચાડીએ, તો જ આપણે શાશ્વત અને સંપૂર્ણ સુખ અનુભવી શકીએ. આત્માની ઉંચામાં ઉંચી કોટિની દશા, એ તેની સર્વથા નિર્મલ અવસ્થા છે. અનાદિકાલથી આપણાં જ કૃત્યોના યોગે જે કર્મના યોગ રૂપ મલિનતાથી

આત્મા ઘેરાયો છે, તેને આપણે સર્વથા દૂર કરી દઇએ, તો આત્મા પોતાની સર્વથા નિર્મલ દશાને પામે. એ નિર્મલ દશામાં આત્મા કોઇ કૃત્ય કરતો જ નથી, એટલે કદિ પણ તે કર્મના આવરણથી આવરિત બનતો નથી. કર્મની મલિનતા ટળ્યા પછી તો, દુઃખ જેવી કોઇ વસ્તુ જ સંભવિત નથી: કારણ કે–કર્મના યોગે જ દુઃખ છે.

આત્માની આવી ઉંચામાં ઉંચી કોટિની અવસ્થાને મુક્તાવસ્થા કહેવામાં આવે છે. કોઇ પણ આત્મા કોઇ પણ કાળે આ અવસ્થાથી ઉંચી કોટિની અવસ્થાને પામી શકતો જ નથી: કારણ કે–એથી ઉંચી કોઈ અવસ્થા વિદ્યમાન પણ નથી અને સંભવિત પણ નથી.

આથી સ્પષ્ટ છે કે–સાચું સુખ દુનિયાના કોઈ પણ પદાર્થના યોગમાં રહેલું નથી, પરન્તુ આત્મામાં જ રહેલું છે અને એથી સુખના અર્થિઓએ કેવળ મુક્તાવસ્થાની પ્રાપ્તિની દિશાએ જ પ્રયત્ન કરવા જેવો છે.

હવે એ વિચારવું જોઇએ કે–આત્મા આવી ઉંચામાં ઉંચી કોટિની અવસ્થાને કયી રીતિએ પામી શકે?

આત્માના સ્વભાવને પીછાનીને, આત્માના સ્વભાવના અભ્યાસ રૂપ પ્રવૃત્તિઓમાં આપણે જો બરાબર યોજાઇ જઇએ, તો એ નિશ્ચિત વાત છે કે–ક્રમશઃ આપણે આપણાં જ કૃત્યોથી બાંધેલાં કર્મોથી મુક્ત બનતા જઈએ અને અન્તે કર્મોથી સર્વથા મુક્ત પણ બની જઈને, કેવળ આત્મ–સ્વભાવમાં જ સુસ્થિત થઈ જઈએ.

આટલી બાબતોમાં આપણે સુનિશ્ચિત થઇ જઇએ, એટલે આપણો માર્ગ બહુ જ સરલ બની જાય છે.

'મોક્ષ પામવો જ જોઈએ.'–એ વસ્તુ નિશ્ચિત થઈ ગયા બાદ તો, આત્માના સ્વભાવના અભ્યાસ રૂપ પ્રવૃત્તિ આદરવાને માટે, આપણે આપણી બુદ્ધિને ગૌણ બનાવી દઇને સમર્પિતભાવને મૂખ્ય બનાવી દેવાનો રહે છે.

મોક્ષની પ્રાપ્તિ માટે આપણે કોને સમર્પિત બનવું જોઇએ, એ પણ એક વિચારણીય પ્રશ્ન છે. આપણે તેને જ સમર્પિત બનવું જોઇએ, કે જેને સમર્પિત બનવાના યોગે, જેની આજ્ઞા મુજબ વર્તવાના યોગે, આપણે આપણી મુક્તિપ્રાપ્તિની કામનામાં સારામાં સારી રીતિએ–પૂરિપૂર્ણપણે સફલ નિવડી શકીએ.

આ સંસારમાં જેટલા આત્માઓ છે, તે દરેકને પોતપોતાની ભિન્ન ભિન્ન ભવિતવ્યતા છે. આપણે જે આત્માઓને સમર્પિત થવાનું છે, તે ઉંચામાં ઉંચી કોટિની ભવિતવ્યતાવાળા આત્માઓ છે. તેવી ભવિતવ્યતાવાળા આત્માઓમાં બીજા આત્માઓ કરતાં સ્વાભાવિક રીતિએ જ વિશેષ ઉત્તમતા હોય છે. તે આત્માઓ પોતાને જે ભવને અન્તે સંપૂર્ણ મુક્તાવસ્થા પ્રાપ્ત થવાની હોય છે, તે ભવથી ત્રીજા ભવે ઉત્કટમાં ઉત્કટ કોટિની દયાભાવનાને અવશ્યમેવ પામે છે. તે આત્માઓ સંસારના જીવોના દુ:ખને સહી શકતા નથી. એમને એમ થઇ જાય છે કે–' દુનિયાના સઘળાય જીવોને હું સાચા સુખનો વાસ્તવિક માર્ગ પમાડી

હઉં, કે જેથી તેઓ દુઃખરહિત, સંપૂર્ણ અને શાશ્વત સુખને પામે !' આ જાતિની ભાવદયાની ભાવનામાં ઉત્કટપણે રમતા એવા તે પુણ્યાત્માઓ, 'શ્રી તીર્થંકર-નામકર્મ' તરીકે ઓળખાતા સર્વશ્રેષ્ઠ કોટિના પુણ્યકર્મની નિકાચના કરે છે. એ પુણ્યના યોગે જ, પોતાના અન્તિમ ભવમાં તે આત્માઓ રાગ અને દ્વેષ તથા અજ્ઞાનાદિથી સર્વથા રહિત બન્યા બાદ જ, ધર્મતીર્થની સ્થાપના કરે છે. આને જ શ્રી જૈનશાસન કહેવામાં આવે છે. વીતરાગતા અને સર્વજ્ઞપણું પામ્યા પહેલાં, આ ધર્મતીર્થની સ્થાપના કરાતી નથી જ: એટલે શ્રી જૈનશાસનમાં કોઇ પણ પ્રકારની ઉણપ રહેવાની કે કોઈ પણ પ્રકારની ભૂલ થવાની સંભાવના રહેતી જ નથી. 'શ્રી વીતરાગ પરમાત્મા, શ્રી અરિહંતદેવ, શ્રી જિનેશ્વરદેવ'-ઇત્યાદિ અનેક ગુણાનુરૂપ વિશેષણોથી, ધર્મતીર્થના સ્થાપકોને ઓળખવામાં આવે છે. ધર્મતીર્થની સ્થાપના, એટલે મુક્તિમાર્ગની સ્થાપના. સર્વજ્ઞ એવા શ્રી વીતરાગ પરમાત્મા, જીવ અને અજીવના વાસ્તવિક સ્વરૂપને દર્શાવીને, જીવના નિર્મલ આત્મસ્વરૂપને પ્રગટાવવાનો માર્ગ દર્શાવે છે. એ માર્ગ એ જ શ્રી જૈનધર્મ. આવા શ્રી જૈનધર્મને પામીને તેને સેવનારા આત્માઓ, ક્રમે કરીને નિયમા સર્વથા કર્મમુક્ત અવસ્થાને પામી શકે છે. વિશ્વમાં ધર્મના નામે ઓળખાતા અનેક મતો વિદ્યમાન હતા, છે અને રહેશે; પણ શ્રી જૈનધર્મ સિવાયના બીજા કોઈ પણ ધર્મમાં વાસ્તવિક તારકગુણ નથી : કારણ કે-સર્વજ્ઞદશાને પામ્યા

સિવાય સ્વતન્ત્રપણે જીવ અને અજીવનું વાસ્તવિક સ્વરૂપ સંપૂર્ણતયા સમજી શકાય એ શક્ય જ નથી. શ્રી જૈન-ધર્મ એટલે શ્રી વીતરાગ–પરમાત્માની આજ્ઞા. આપણે આ તારકો પ્રત્યે જ સમર્પિતભાવ કેળવવો જોઇએ અને એ તારકોની આજ્ઞા મુજબ જ વર્તવાને માટે ઉદ્યમશીલ બની જવું જોઇએ. આટલું કરીએ, એટલે મુક્તાવસ્થા આપણાથી દૂર નથી પણ નજદિક જ છે.

આ ગ્રન્થ વાંચકોને એ દિશાએ જ વળવાનું સૂચવનારો છે. મુક્તાવસ્થાની પ્રાપ્તિને માટે પ્રયત્ન કર-વાની વાસ્તવિક દિશાએ દોરાવાનું જ, પ્રસ્તુત ગ્રન્થમાં સૂચન છે. આ ગ્રન્થમાં પ્રગટ કરવામાં આવતાં પ્રવચનોને ઉચ્ચારનાર પરમર્ષિનો ઉદ્દેશ, દુનિયાના જીવોને મુક્તિ-માર્ગની દિશાએ જ વાળવાનો છે. એથી જ પ્રસ્તુત ગ્રન્થનું નામ '**દિશાસૂચન**' રાખવામાં આવ્યું છે.

"**દિશાસૂચન**" નામના ગ્રન્થરત્નનો આ ત્રીજો વિભાગ છે. **પ્રથમ વિભાગમાં**–'મુંબઈ' શહેરમાં અપા-એલાં છ જાહેર પ્રવચનો અને મુંબાઈના પરા 'ઘાટ-કોપર'માં અપાએલાં ત્રણ જાહેર પ્રવચનો–એમ કુલ નવ પ્રવચનોનું સારભૂત અવતરણ, પૂ. પ્રવચનકાર પરમર્ષિની પાસે સંશોધન કરાવીને પ્રગટ કરવામાં આવ્યું હતું : **બીજા વિભાગમાં**–કલોલ, કડી અને માંડલમાં અપા-એલું એક એક પ્રવચન : ઝીંઝુવાડામાં અપાએલાં બે પ્રવચનો : અને ચાણસ્મા તથા પાટણમાં અપાએલું એક

એક પ્રવચન—એમ કુલ સાત પ્રવચનોનું સારભૂત અવતરણ પૂ. પ્રવચનકારશ્રીની પાસે શકયતા મુજબ સંશોધન કરાવીને, પ્રગટ કરવામાં આવ્યું હતું: જ્યારે આ **ત્રીજા વિભાગમાં**—પાટણ, ઝીંઝુવાડા અને પાટડીમાં અપાએલું એક એક પ્રવચન તથા મુંબાઈમાં અપાએલાં ત્રણ પ્રવચનો—એમ કુલ છ પ્રવચનોનું સારભૂત અવતરણ, પૂ. પ્રવચનકારશ્રીની પાસે શકયતા મુજબ શોધાવીને પ્રગટ કરવામાં આવે છે.

અહીં 'જાહેર પ્રવચનો' કોને કહેવાય છે, તે વિષે પણ ખૂલાસો કરી દેવો, એ સમુચિત ગણાશે. 'જાહેર પ્રવચનો'નો અર્થ એટલો જ છે કે—જાહેર જનતાને ભાગ લેવાનું જેમાં ખાસ આમંત્રણ કરવામાં આવ્યું હતું તેવાં પ્રવચનો! આમ તો રોજનાં ચાલુ પ્રવચનોમાં પણ જૈનો ઉપરાન્ત જૈનેતરો ભાગ લઈ શકે છે, પરન્તુ વર્તમાનમાં જાહેરાત દ્વારા જાહેર પ્રજાને આમંત્રણ આપીને પણ પ્રવચનો કરાવવાનું કાર્ય કેટલાંક સ્થળોએ શ્રીસંઘોએ અને કેટલાંક સ્થળોએ મંડળોએ ઉપાડેલું છે: એ મુજબ આ પ્રવચનો થયાં હતાં, માટે જ આ પ્રવચનોને જાહેર પ્રવચનો તરીકે ઓળખવામાં અને ઓળખાવવામાં આવે છે.

આ ગ્રન્થમાં જે મહાત્માએ આપેલાં જાહેર પ્રવચનોનું સારભૂત અવતરણ પ્રગટ કરવામાં આવે છે, તે મહાત્માનું નામ છે—પૂજ્યપ્રવર શ્રી **વિજયરામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજ. પૂજ્યપાદ પરમ શાસનપ્રભાવક,

વ્યાખ્યાન-વાચસ્પતિ, સમર્થ વિદ્વાન, આચાર્યદેવ શ્રીમદ્ **વિજયરામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજા, વર્તમાન જૈન સમાજમાં, એક અજોડ ઉપકારક પ્રવચનકાર તરીકેની, વાસ્તવિક ને વિશિષ્ટ ખ્યાતિને પામેલા છે. આ મહાપુરૂષ-ની પ્રવચનશૈલિ આદિ માટે તો, માત્ર આગેવાન આચાર્યાદિ જૈનમતાનુયાયી વર્ગ જ નહિ, પરન્તુ જૈનેતર વિદ્વાનો પણ ઉંચામાં ઉંચો મત ધરાવે છે. પૂર્વભવની કોઈ અનુપમ આરાધનાના યોગે, આ મહાપુરૂષ એવી ઉમદા પ્રવચનશક્તિને પામ્યા છે કે-કોઈ પણ પ્રવચન માટે તેઓશ્રીને પ્રવચનના વિષયનો પહેલેથી વિચાર પણ કરવો પડતો નથી. સભામાં જવું, સભાજનોને જોવા, શ્રોતાઓ કેટલા પ્રમાણમાં વસ્તુને પચાવી શકે તેમ છે એનું માપ કાઢવું અને શ્રોતાવર્ગને માટે વધુમાં વધુ ઉપકારક કથન કર્યું છે તે નક્કી કરી લેવું: આ તેઓ-શ્રીની શૈલી છે. પ્રવચનના દરેક વિષયને તેઓશ્રી, પોતે કાઢેલા આ કયાસ મુજબ જ, ચર્ચે છે. 'કહેવું તે શ્રી સર્વજ્ઞ વીતરાગ પરમાત્માની આજ્ઞાને અનુસરતું જ કહેવું'—એ મર્યાદાનો જરા પણ લોપ કર્યા વિના, તેઓશ્રી શ્રોતાજનો ઉપર વધુમાં વધુ ઉપકાર કરી શકાય એવી વસ્તુ રજૂ કરે છે. યોગ્યતાસંપન્ન શ્રોતાજનોના અન્તર સુધી તેઓશ્રી આ રીતિએ શ્રી જિનાજ્ઞાને અનુસરતું કથન આબાદ પહોંચાડી શકે છે.

આ પ્રવચનોને જેઓ આ દૃષ્ટિને ધ્યાનમાં રાખીને વાંચશે, તેઓ આમાં ઉપદેશાએલી વસ્તુઓના વાસ્તવિક

રહસ્યને પામી શકશે. જૈન મહાત્માઓનાં પ્રવચનો, એ પોતાની વિદ્વત્તાનું પ્રદર્શન કરવાનાં સાધનો નથી. એ તો જનોપકારની જ દૃષ્ટિથી ઉચ્ચારાતાં સ્વપર–ઉપકારક વચનોના સમૂહો છે. આથી કોઇ કોઇ સ્થલે વિવેચક–દૃષ્ટિએ અપૂર્ણતા પણ લાગે અને એકની એક વાત અનેક વાર કહેવાઈ હોય એમ પણ બને : કારણ કે–જેવું સ્થલ ને જેવી શ્રોતાવર્ગની લાયકાત ! ઉપરાન્ત દોઢ–બે કે વધુમાં વધુ અઢી–ત્રણ કલાકોના સમયમાં જ ‘ જાહેર પ્રવચન ’ પૂર્ણ કરવાનું હોય, એટલે એ પણ તેમ થવામાં એક કારણ–વિશેષ છે.

આ પ્રવચનોનું મનન કરવાથી,–‘ પૂ. શ્રી **વિજય-રામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજા શા માટે સંસારના ભોગોપભોગોનો ત્યાગ કરીને શ્રી જિનાજ્ઞા મુજબ સંયમી બનવાની વારંવાર પ્રેરણા કરે છે. ’–તેનો પણ, વિવેકશીલ વાંચકોને ખ્યાલ આવ્યા વિના નહિ જ રહે.

પ્રાન્તે–સૌ કોઈ આ પ્રવચનોના વાંચન અને મનન આદિ દ્વારા મુક્તિમાર્ગની દિશાએ વળો અને સ્વપર–કલ્યાણમાં રત બનીને દુઃખરહિત, સંપૂર્ણ અને શાશ્વત સુખના ભોક્તા બનો, એ જ એક શુભાભિલાષા.

—પ્રકાશક

  

# સંશોધન સંબંધી કાંઈક:

શ્રી જૈન પ્રવચન કાર્યાલયના વ્યવસ્થાપકની માગણીથી મેં આ પુસ્તકનું સંશોધન કર્યું છે. સંશોધનને અંગેની હકીકતો પ્રકાશકે રજૂ કરેલી હોવાથી, અત્રે તેના પુનરાલેખનની જરૂર નથી. વ્યાખ્યાનોમાં પ્રસંગ પામીને કહેવાતી કથાઓમાં, કેટલીક સાંભળેલી પણ હોય છે તેમજ કથાસાહિત્યમાં એક જ કથાને અંગે ભિન્ન ભિન્ન વસ્તુને જણાવનારા પ્રસંગો પણ, કેટલીક કથાઓને અંગે જોવાય છે. આથી તેમાં કવચિત્ પ્રસંગફેર લાગે તો એ બનવાજોગ વસ્તુ છે: પરન્તુ મૂળ વસ્તુ તો તેને અવલંબીને થતા વિવેચનને અંગે છે: અને એમાં તો મેં મારાથી શક્ય એટલી કાળજી રાખી છે. આમ છતાં પણ, મતિદોષથી કે છદ્મસ્થભાવાદિના કારણે, શ્રી જિનાજ્ઞાથી વિપરીત એવી જો કોઈ પણ વસ્તુ આ ગ્રન્થમાં પ્રગટ થવા પામી હોય, તો તે માટે ત્રિવિધે ત્રિવિધે ક્ષમા યાચું છું. આ ગ્રન્થમાં શ્રી જિનાજ્ઞાથી વિરૂદ્ધ એવી કોઈ પણ વસ્તુ આવી છે-એવું જો કોઇ પણ શાસ્ત્રવેદિને લાગે, તો તેઓ મને અવશ્ય જણાવે. તેઓનું જણાવેલું યથાર્થ છે-એમ મને લાગશે, તો સ્વપર-કલ્યાણને માટે હું મારી ભૂલ જાહેર રીતિએ પણ સુધારીને આનંદ પામીશ. પ્રકાશકે આ ગ્રન્થ ઘણી જ ઝડપે છપાવેલો હોઈ ને, આ ગ્રંથમાં કેટલાક દૃષ્ટિદોષો તેમ જ પ્રેસદોષો રહી જવા પામ્યા છે. ચાલુ વિહારને અંગે સંપૂર્ણ શુદ્ધિપત્રક તૈયાર કરી શક્યો નથી, છતાં ઝડપી દૃષ્ટિએ જોઈ જતાં જે થોડીક અશુદ્ધિઓ નજરે ચઢી છે તે પ્રકાશકને સુપ્રત કરેલ છે.

—વિજયરામચન્દ્રસૂરિ.

પૂજ્યપાદ સિદ્ધાન્તમહોદધિ, આચાર્યવર્ય શ્રીમદ્

વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાના પટ્ટપ્રભાકર



પૂ. પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ,

આચાર્યદેવ શ્રીમદ્

વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ

આ પુસ્તક પ્રકાશનમાં આર્થિક સહાય કરનાર

જામનગરનિવાસી ધર્માનુરાગી ઉદાર આત્મા શ્રીયુત



શેઠ શ્રી શાન્તિદાસ ખેતશીભાઈ

# આભાર-દર્શન



જામનગરનિવાસી શેઠ શ્રી શાન્તિદાસ ખેતશીભાઇએ પ્રસ્તુત પુસ્તકના પ્રકાશનમાં આર્થિક સહાય આપી છે, તે બદલ અમો તેઓના ઋણી છીએ. શ્રી જૈનશાસનમાં સમ્યગ્જ્ઞાનના પ્રચારનો મહિમા પણ ખૂબ જ વર્ણવાયો છે અને શ્રીમન્તો જો ધારે તો શેઠ શ્રી શાન્તિદાસભાઈની માફક આ રીતિએ પોતાની લક્ષ્મીનો સુન્દર વ્યય કરી શકે. શેઠ શ્રી શાન્તિદાસભાઇની આ ઉમદા વૃત્તિ ખૂબ જ વિસ્તારને પામો, એ જ એક શુભાભિલાષા.

—પ્રકાશક.

શ્રી જૈન પ્રવચન ગ્રન્થશ્રેણિ-ગ્રન્થ ત્રીજો

# દિશાસૂચન-ત્રીજો ભાગ

## અ૦નુ૦ક્ર૦મ૦ણિ૦કા

### પ્રવચનક્રમ



### શિર્ષકક્રમ

[ સાધુધર્મ અને ગૃહસ્થધર્મ ]

## [ શ્રમણ–જીવનની સર્વશ્રેષ્ઠતા ]

## [ કામના અને તેની સિદ્ધિ ]

## [ પ્રગતિ કયી દિશાએ ? ]

[ જીવનમાં ધર્મની જરૂર ]

## [ સંતોષ સંબંધી આજની કલ્પના ]

## શુદ્ધિસૂચન :

પ્રસ્તુત પુસ્તકના પૃ. ૩૪મા ઉપર છપાએલા લખાણમાં જણાવ્યા મુજબ પૂ. પ્રવચનકાર મહાત્માએ, પોતાના ચાલુ ઉગ્ર વિહારમાં પણ, છપાએલા ફરમાઓને ઉપલક દૃષ્ટિએ જોઈ જતાં જે અશુદ્ધિઓ નજરે ચઢી તેની નોંધ અમને આપી છે. છાપતાં અક્ષર, માત્રા કે અનુસ્વાર આદિ ઉડી ગયેલ હોય તેવી કે પ્રુફો જોતાં હ્રસ્વ-દીર્ઘ સંબંધી જે ભૂલો રહી ગઇ હોય તેવી અશુદ્ધિઓ નહિ સૂચવતાં, જે અશુદ્ધિઓ ખાસ સૂચવવા જેવી લાગી તે અત્રે સૂચવી છે.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦૭ | ૬ | પ્રાપ્ત નથી. | પ્રાપ્ત થતી નથી. |
| ૧૧૨ | ૧૧ | સ્વીકાર કરી | પરિત્યાગ કરી |
| ૧૬૨ | ૨૦ | ગુણવાન | ગુણગાન |
| ૧૭૫ | ૪ | બહોશ | બાહોશ |
| ૧૭૭ | ૩ | બધાએપોત પોતાના | બધાએ પોતપોતાના |
| ૨૧૨ | ૫ | છે. સ્થિતિ | સ્થિતિ છે. |
| ૨૧૯ | ૭ | તેવું | તેટલું |
| ૨૪૯ | ૧૦ | દીપ્તિવંત | દીપ્તિમંત |
| ૨૬૦ | ૧૮ | દુઃખદાતા | દુઃખદાતા તો |

# સાધુધર્મ અને ગૃહસ્થધર્મ

વિ. સં. ૧૯૯૧માં
પાટણમાં અપાએલું

ઇષ્ટપ્રાપ્તિનો એકનો એક ઉપાય :

"ઇષ્ટપ્રાપ્તિના ઉપાયો"—એ વિષય ઉપર પરમ દિવસે જે વ્યાખ્યાન રાખવામાં આવ્યું હતું, તેના અનુસંધાન રૂપે જ આજનું આ વ્યાખ્યાન રાખવામાં આવ્યું છે. પરમ દિવસે થયેલા વ્યાખ્યાનનું શ્રવણ કરનારાઓ પૈકીના કેટલાકોએ, સાધુધર્મ અને ગૃહસ્થધર્મ સંબંધી થોડાક પ્રશ્નો રજૂ કરીને, એ વિષયમાં ચોખવટ

---

૧—"ઇષ્ટપ્રાપ્તિના ઉપાયો" વિષયક પ્રવચનનું સારભૂત અવતરણ, "દિશાસૂચન–બીજો ભાગ" પુસ્તકમાં પૃ. ૨૯૧ થી ૩૬૬ માં આપવામાં આવ્યું છે.

કરવાની માગણી કરી છે. આથી આજે એ પ્રશ્નોને લક્ષ્યમાં રાખીને વિવેચન કરવાનો ઇરાદો રાખ્યો છે. દુનિયાના જીવોને ઇષ્ટ શું છે, એ ઈષ્ટની પ્રાપ્તિ કોના દ્વારા થવી શક્ય છે અને જેના દ્વારા ઈષ્ટની પ્રાપ્તિ થવી શક્ય છે તેની આરાધનાનો ઉપાય શો છે,–એ વિગેરે ઘણી વાતો આપણે પરમ દિવસે વિચારીને નક્કી કરી હતી. આપણે નક્કી કર્યું હતું કે–જગતના જીવોના ઈષ્ટમાં ક્યાંય કશો જ ફેરફાર નથી. જગતના જીવોનું ઇષ્ટ એક જ છે. ઇચ્છિતોમાં ભેદ છે, પણ ઈષ્ટમાં ભેદ નથી. વસ્તુતઃ તો ઇચ્છિતોમાં પણ વિશેષ ભેદ નહિ હોવો જોઇએ, પણ અજ્ઞાનતા આદિ ઘણાં કારણો એવાં છે, કે જે કારણોના પ્રતાપે અનન્તકાળ થયાં જગતના જીવોનાં ઈચ્છિતોમાં ભેદ રહ્યો છે અને અનન્તકાળ સુધી એ ભેદ રહેવાનો પણ છે. ઇચ્છિતોની અભેદતા તો અમૂક કક્ષાને પામેલા જીવોને જ પ્રાપ્ત થવાની છે. જગતના સર્વે જીવો કોઈ પણ કાળે એક જ કક્ષાએ સુસ્થિત બને, એ શક્ય જ નથી. જગતના જીવો પૈકી જે જીવો ઈષ્ટના સાધક માર્ગે વળે છે, તેઓનાં ઈચ્છિતોમાં સામ્ય આવતું જાય છે: એટલું જ નહિ, પણ આગળ વધતાં ઇચ્છિતો જેવી કોઇ વસ્તુ જ તેમને માટે રહેતી નથી અને અન્તે તો તેઓ પરિપૂર્ણપણે ઇષ્ટને પામે છે. જગતના જીવ માત્રનું ઈષ્ટ સુખ છે. જગતના જીવોને કેવું સુખ ઈષ્ટ છે–એ વિષેનો નિર્ણય પણ આપણે કરી આવ્યા છીએ. જગતના જીવોને

એવું જ સુખ ઇષ્ટ છે, કે જે સુખ દુઃખના લેશ વિનાનું હોય, સંપૂર્ણ હોય અને શાશ્વત પણ હોય. દુઃખના અંશોવાળું સુખ, અપૂર્ણ સુખ કે નાશવન્ત સુખ, એ જગતના જીવોનું ઇષ્ટ નથી જ. સૌને સુખ જોઇએ છે અને તે પણ એવું કે જેમાં દુઃખનો એક અંશ પણ ન હોય, જે સંપૂર્ણ પણ હોય અને જે મળ્યા પછી ચાલ્યું જવાનું પણ ન હોય. જગતના જીવો પોતાની આ ઇચ્છાને, પોતાના આ ઇષ્ટને, શબ્દો દ્વારા વ્યક્ત કરી શકે કે વ્યક્ત ન કરી શકે, પણ જગતના જીવોની મનોદશાનો બરાબર અભ્યાસ કરવામાં આવે, તો આ વસ્તુ સમજાયા વિના રહે જ નહિ! હવે જ્યારે દુઃખના લેશ વિનાનું, સંપૂર્ણ અને શાશ્વત સુખ એ જ એક જગતના સર્વ જીવોનું ઇષ્ટ છે, તો એ ઈષ્ટનું દાન કરવું એ જ પરમ ઉપકાર છે, એમાં મતભેદ હોઇ શકે જ નહિ. આ ઇષ્ટ એવું નથી, કે જેની જગતની જડ વસ્તુઓની લેવડ-દેવડની માફક આપ-લે થઈ શકે: કારણ કે-જે આત્માઓ પોતાના આત્માને જડ કર્મોના યોગથી સર્વથા મુક્ત બનાવી શકે છે, તે જ આત્માઓ દુઃખરહિત, સંપૂર્ણ અને શાશ્વત સુખના ભોક્તા બની શકે છે: અને જડ કર્મોના યોગથી આત્માને મુક્ત બનાવવાની મહેનત આત્માએ પોતે જ કરવી પડે છે. એક આત્મા મહેનત કરે અને તેની મહેનત માત્રથી અન્ય આત્મા મુક્ત બને, એ શક્ય જ નથી. જો એક આત્માની મહેનત માત્રથી જ અન્ય આત્માની મુક્તિ

થવી એ શક્ય હોત, તો તો આ સંસારનું અસ્તિત્વ જ ન હોત : અનન્તા કાળ પહેલાં જ આ સંસારના સર્વ જીવો મુક્ત બની ગયા હોત : કારણ કે–અનન્તકાળમાં એવા અનન્તા આત્માઓ થયા છે, કે જે આત્માઓ સારાય વિશ્વના જીવોને મુક્તિસુખના ભોક્તા બનાવવાની ઉત્કટ કામનાવાળા હતા અને જેમનું સામર્થ્ય પણ અજોડ હતું! પરન્તુ–'એક જીવની મહેનત માત્રથી અન્ય જીવની મુક્તિ થવી'–એ શક્ય નહિ હોવાના કારણે જ અથવા તો સૌએ પોતાની મુક્તિને માટે પોતે જ પ્રયત્ન કરવો પડે એમ હોઇને જ, આ સંસાર વિદ્યમાન છે અને અનન્તો કાળ વહી જશે તો પણ આ સંસાર વિદ્યમાન રહેશે. માત્ર જે જીવો પોતાના આત્માને જડ કર્મોના યોગથી મુક્ત કરવાની મહેનત કરીને, પોતાના આત્માને જડ કર્મોના યોગથી પરિપૂર્ણપણે મુક્ત બનાવી શકશે, તે જ આત્માઓ દુ:ખના લેશ વિનાના, સંપૂર્ણ અને શાશ્વત સુખના ભોક્તા બની શકશે. પોતાના આત્માને જડ કર્મોના યોગથી સર્વથા મુક્ત બનાવી શકનારા આત્માઓ જ દુ:ખરહિત, સંપૂર્ણ અને શાશ્વત સુખના ભોક્તા બની શક્યા છે, વર્ત્તમાનમાં અન્ય ક્ષેત્રે બની રહ્યા છે અને ભવિષ્યમાં બની શકશે. આથી નિશ્ચિત થાય છે કે–આપણને જે સુખ ઇષ્ટ છે, તે સુખને પ્રાપ્ત કરવાને માટે, આપણે બીજી સર્વ મહેનતોનો ત્યાગ કરીને, એક માત્ર આપણા આત્માને જડ કર્મોના અનાદિકાલીન યોગથી મુક્ત બનાવવાનો જ પ્રયત્ન કરવો જોઇએ. જડ

કર્મોના અનાદિકાલીન યોગથી આત્માને મુક્ત બનાવવાના સાચા ઉપાયોનું સેવન, એ જ ધર્મ છે અથવા તો એ જ મુક્તિમાર્ગની આરાધના છે. ઇષ્ટપ્રાપ્તિનો, આ જ એક, પ્રબલમાં પ્રબલ અને એકનો એક ઉપાય છે.

## ભગવાન શ્રી જિનેશ્વરદેવો કોને કહેવાય અને એ તારકોની આજ્ઞા શા માટે માનવાની?

આપણે એ વાત પણ વિચારીને નિશ્ચિત કરી આવ્યા છીએ કે–ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ, આત્માને અનાદિકાલીન કર્મના યોગથી મુક્ત બનાવવાનો જે વાસ્તવિક ઉપાય છે તે દર્શાવ્યો છે અને એ જ કારણે આપણે એ તારકોને મુક્તિસુખના દાતા અગર તો જગતના જીવોના ઇષ્ટના દાતા કહીએ છીએ. જગતના જીવો ઉપર એ તારકોનો મોટામાં મોટો ઉપકાર એ જ છે. દેવ તરીકે વસ્તુતઃ સેવવા યોગ્ય કોઇ હોય, તો એ જ શ્રી જિનેશ્વરદેવો છે અને એ તારકોની વાસ્તવિક સેવા પણ એ જ છે કે–એ તારકોની આજ્ઞાઓનો અભ્યાસ કરવો તથા એ આજ્ઞાઓનો જીવનમાં અમલ કરવો. એ તારકોની આજ્ઞાઓ પ્રત્યે જેટલો આદરભાવ અને એ આદરભાવપૂર્વક તેનો જેટલો અભ્યાસ તથા અમલ, તેટલી જ એ તારકોની સાચી સેવા છે. શ્રી જિનેશ્વરદેવો કોણ? જે આત્માઓ સ્વતન્ત્રપણે મુક્તિમાર્ગની સ્થાપના કરે તે! સ્વતન્ત્રપણે મુક્તિમાર્ગની સ્થાપના કોણ કરી શકે? તે જ આત્માઓ સ્વતન્ત્રપણે મુક્તિમાર્ગની સ્થાપના કરી

શકે છે, કે જે આત્માઓ પોતે જે ભવમાં મુક્તિ પામે તેનાથી ત્રીજા ભવે ઉત્કટ કોટિના દયાભાવને પામ્યા હોય. “ જગતના જીવોને દુ:ખરહિત, સંપૂર્ણ અને શાશ્વત સુખ ઇષ્ટ છે: એ ઇષ્ટને જગતના જીવો ત્યારે જ પામી શકે, કે જ્યારે તેઓ પોતાના આત્માને જડ કર્મોના અનાદિકાલીન યોગથી મુક્ત બનાવી શકે : આથી, આત્માને જડ કર્મોના અનાદિકાલીન યોગથી મુક્ત બનાવવાનો જે સાચો માર્ગ છે, તે માર્ગમાં સર્વ જીવોને હું રસીયા બનાવી દઉં. ”-આવી ભાવના જેમના અન્તરમાં ઉત્કટપણે પ્રગટે, એથી જેઓ શ્રી તીર્થંકર-નામકર્મ નામના અનુપમ પુણ્યકર્મને ઉપાર્જે અને એ પુણ્યકર્મના વશથી તે ભવથી ત્રીજા એટલે અન્તિમ ભવમાં જેઓ જ્ઞાનપ્રધાન જીવન જીવતે જીવતે રાગ, દ્વેષ અને મોહથી સર્વથા પર બનતાં, શ્રી વીતરાગ અને સર્વજ્ઞ બનીને ધર્મ-તીર્થની સ્થાપના કરે, તેઓને જ શ્રી જિનેશ્વરદેવો તરીકે કહેવાય છે. આમાં કોઇ વ્યક્તિ પ્રત્યે પક્ષપાત નથી. અમૂકની જ આજ્ઞા માનવી, એમ પણ નથી. જે કોઈ આત્મા આ રીતિએ શ્રી જિનેશ્વરદેવપણાને પામ્યો હોય, તેની આજ્ઞા માનવાની વાત છે. અત્યાર સુધીમાં અનન્તા શ્રી જિનેશ્વરદેવો થઇ ગયા છે. એ અનન્તા ય શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા માનવાની વાત છે. અનન્તા પણ શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા એકસરખી જ હોય છે, કારણ કે-સઘળા ય શ્રી જિનેશ્વરદેવો ત્રીજા ભવે સર્વ જીવોને મુક્તિમાર્ગના રસીયા બનાવવાની ભાવનામાં ઉત્કટપણે

રમીને, અન્તિમ ભવમાં શ્રી વીતરાગ અને સર્વજ્ઞ બન્યા બાદ જ, ધર્મતીર્થની સ્થાપના કરે છે. આથી એ તારકોની આજ્ઞામાં ભેદ હોતો જ નથી. જીવભેદે આજ્ઞાભેદ અવશ્ય હોય અને તે તો છે જ, પણ એક શ્રી જિનેશ્વરદેવ અમૂક જીવને આશ્રયી અમૂક આજ્ઞા ફરમાવે અને બીજા શ્રી જિનેશ્વરદેવ તે જ જીવને આશ્રયી તેથી જૂદી પડતી આજ્ઞા ફરમાવે, એવું બન્યું નથી અને એવું બનવું એ સંભવિત પણ નથી. આપણી વાત તો એ છે કે-દુઃખ-રહિત, સંપૂર્ણ અને શાશ્વત સુખ, એ આપણું ઇષ્ટ છે. જે કોઈની આજ્ઞાને અનુસરવાથી આપણને તે ઇષ્ટની પ્રાપ્તિ થવી શકય હોય, તેની આજ્ઞા આપણે માનવી જોઇએ. આપણે કલ્યાણના અર્થી છીએ. કલ્યાણના અર્થી આત્માઓએ તેઓની જ આજ્ઞા માનવી જોઇએ, કે જેઓની આજ્ઞા માનવાના યોગે અકલ્યાણ થવાનો લેશ પણ સંભવ ન હોય અને જેવું કલ્યાણ આપણે ચાહીએ છીએ તેવા કલ્યાણની પ્રાપ્તિ થવી સુનિશ્ચિત હોય! આવી આજ્ઞા ભગવાન શ્રી જિનેશ્વરદેવોની અથવા તો એ તારકોની આજ્ઞાની આરાધનામાં જ રમતા મહા-પુરૂષોની હોઇ શકે. એથી વિપરીત કોટિના જે કોઇ આત્માઓ હોય, તે આત્માઓની આજ્ઞા માનવાનું કોઇ પણ હિતસ્વી કહી શકે જ નહિ. ભગવાન શ્રી જિને-શ્વરદેવોની આજ્ઞાને અનુસરનારાઓ જ મુક્તિમાર્ગની સુન્દર પ્રકારે આરાધના કરીને, તે દ્વારા પોતાનાં સકલ કર્મોનો ક્ષય કરીને, દુઃખરહિત, સંપૂર્ણ અને શાશ્વત

સુખના ભોક્તા બની શકે છે. શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ પહેલાં મુક્તિમાર્ગની અનુપમ આરાધના પણ કરે છે અને અન્તિમ ભવમાં શ્રી વીતરાગ અને સર્વજ્ઞ બન્યા પછીથી મુક્તિમાર્ગની સ્થાપના પણ કરે છે. આવા પરમ તારક ભગવાન શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા, એ જ શ્રી જૈનશાસન છે.

**સાચો જૈન સંસાર પ્રત્યે અરૂચિવાળો હોય અને મોક્ષ પ્રત્યે રૂચિવાળો હોય :**

'શ્રી જૈનશાસન એટલે ભગવાન શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા'–આટલું જેને સમજાઇ જાય, તેને–'જૈન કોને કહેવાય'–એ સમજતાં વાર લાગે નહિ. જૈન તે કહેવાય, કે જે ભગવાન શ્રી જિનેશ્વરદેવોનો અનુયાયી હોય. પરમ તારક શ્રી જિનેશ્વરદેવોનું અનુયાયિપણું, એ જ સાચું જૈનપણું છે. એ સિવાયનું જૈનપણું–એ નામનું જૈનપણું છે, પણ ગુણસમ્પન્ન જૈનપણું નથી. ગુણસમ્પન્ન જૈનપણાને તેઓ જ પામી શકે છે, કે જેઓ મહા ભાગ્યશાલી હોય છે અને જેઓનો આત્મા ઘણો જ લઘુકર્મી બન્યો હોય છે. જેઓની મુક્તિ ઘણી છેટે છે, એવા આત્માઓ ગુણસમ્પન્ન જૈનપણાને પામી શકતા જ નથી. જે કોઈને ગુણસમ્પન્ન જૈનપણું પ્રાપ્ત થઈ જાય છે, તેઓ પૂર્વના અનન્તકાળની અપેક્ષાએ અતિ અલ્પ કાળમાં જ મુક્તિસુખના ભોક્તા બને છે. આથી જગતના જીવ માત્રના કલ્યાણને ચાહનારા જ્ઞાની પુરૂષોની

એવી પણ ઈચ્છા હોવી તે સ્વાભાવિક જ છે કે–'જગતના સર્વ જીવો ગુણુસમ્પન્ન જૈનપણાને પામે તો સારૂં!' આમ છતાં, આજે આપણે ઇતરોને જૈન બનાવવાની વાતને તેમજ આજે જે કોઇ જૈન તરીકે ઓળખાય છે કે જે કોઇ પોતાને જૈન તરીકે ઓળખાવે છે તે સર્વ વસ્તુતઃ જૈન છે કે નહિ–એ વાતને વિચારવાનું બાજૂએ રાખીને, પહેલાં એ વિચારવા ઇચ્છીએ છીએ કે–સાચું જૈનપણું કહેવાય કોને? ઇતરોને જૈન બનાવવાને માટે તેમજ જૈન તરીકે ઓળખાતાઓને જૈન બનાવવાને માટે પણ, વસ્તુતઃ જૈન કોને કહેવાય–એ સમજી જ લેવું પડશે ને? એ વિના અન્યને જૈનપણું પમાડવાની વાત કરવી નકામી છે. હવે જ્યાં આપણે સાચા જૈનપણાની વ્યાખ્યા કરવા માંડીએ, એટલે સૌથી પહેલી વાત એ જ આવવાની કે–જેને સંસાર ન ગમે અને મોક્ષ ગમે, તે કાં તો જૈનપણાને પામેલો છે અને તેમ નહિ તો જૈનપણાને પામવાને લાયક બનેલો છે. જૈન માટે તો એ નિયત જ કે–તેને સંસાર ન ગમે અને મુક્તિ ગમે. જેને સંસાર ગમે અને મુક્તિ ન ગમે, તે વસ્તુતઃ જૈનપણાને પામેલો તો નથી જ, પરન્તુ જૈનપણાને પામવાને લાયક પણ બનેલો નથી. જૈનપણાની પ્રાપ્તિ થતાં પૂર્વે પણ, અલ્પ કાળમાં જે આત્માઓને જૈનપણાની પ્રાપ્તિ થવી સુશક્ય હોય છે તેવા આત્માઓ, સંસાર પ્રત્યે અરૂચિવાળા અને મોક્ષ પ્રત્યે રૂચિવાળા બને છે. એ રૂચિ, જો કે–સાચા જૈનપણાને પામેલા આત્માઓની

રૂચિ જેવી નથી હોતી, પણ સામાન્ય રીતિએ તેઓને સંસાર ગમતો નથી અને મુક્તિ ગમે છે. સાચું જૈનપણું પામવાને માટે આ લાયકાત અતિશય જરૂરી છે. જૈનની માન્યતા કેવી હોય ? જે જેવું હોય, તેને તેવું માનવું એ જૈનપણું છે. સંસાર હેય છે, તજવા લાયક છે, માટે જૈન સંસારને તજવા લાયક માને. મુક્તિ ઉપાદેય છે, મેળવવા યોગ્ય છે, માટે જૈન મુક્તિને મેળવવા લાયક માને. સંસાર તજવા લાયક હોઇને જૈનને એ ગમે નહિ અને મુક્તિ મેળવવા લાયક હોઇને જૈનને એ ગમે. જગતમાં બધું જ હોય. અમૃત પણ હોય અને ઝેર પણ હોય. અમૃતને અમૃત તરીકે અને ઝેરને ઝેર તરીકે માનનાર, સાચી માન્યતાવાળો ગણાય. એ જ રીતિએ જૈન પણ ચેતન અને જડ તથા ચેતન–જડના સંયોગ આદિના વિષયમાં સાચી માન્યતા ધરાવનારો જ હોય. શ્રી વીતરાગ અને સર્વજ્ઞ બનેલા શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા શાસનનો અનુયાયી, વિપરીત માન્યતાવાળો કેમ જ હોઇ શકે ? અને જે વિપરીત માન્યતાવાળો હોય, તેને સાચો જૈન પણ કેમ જ કહી શકાય ? ? ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવ્યું છે કે–'સંસાર ત્યાજ્ય છે અને મોક્ષ ઉપાદેય છે' તો જે કોઇ સાચો જૈન હોય, તેની માન્યતા પણ એવી જ હોવી જોઇએ, એ સીધી–એક ને એક બે જેવી વાત છે. આથી તમે સમજી શકશો કે–સંસારની અરૂચિ અને મોક્ષની રૂચિ, એ જૈનપણાની સાથે એવી જડાએલી છે કે–એના અભાવમાં જૈનપણાનો સદ્ભાવ હોઇ શકે જ

નહિ. કોઈ પણ આત્મા સંસાર પ્રત્યે રૂચિવાળો અને મોક્ષ પ્રત્યે અરૂચિવાળો બનીને સાચો જૈન બની શકે કે રહી શકે એ શકય જ નથી. સંસારની રૂચિ અને મોક્ષની અરૂચિ આવી, એટલે જૈનપણું ગયું જ સમજો. ખાસ કરીને આજના કાળમાં આ વસ્તુને બરાબર સમજી લેવાની જરૂર છે. જો આ વસ્તુ બરાબર સમજાઈ જાય, તો આજની અનેકવિધ શંકાઓનો અને અનેકવિધ ચર્ચાઓનો પણ ઘણી જ સહેલાઈથી અન્ત આવી જાય. મુક્તિ, એ આપણું ધ્યેય છે: કારણ કે—આપણને જે દુ:ખરહિત, સંપૂર્ણ અને શાશ્વત સુખ ઇષ્ટ છે, તે મુક્તિ મેળવ્યા વિના પ્રાપ્ત થઇ શકે તેમ નથી. ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ મુક્તિમાર્ગ ઉપદેશ્યો, એનું કારણ પણ એ જ છે. આત્મા સંસારી બન્યો રહેવા છતાં પણ દુ:ખરહિત, સંપૂર્ણ અને શાશ્વત સુખને પામી શકે—એ વસ્તુ જો શકય હોત, તો અનન્ત ઉપકારી શ્રી જિનેશ્વરદેવો સંસારત્યાગનો અને મુક્તિપ્રાપ્તિનો ઉપદેશ ન આપત: પણ આત્મા સંસારી બન્યો રહે અને તેમ છતાં પણ દુ:ખરહિત, સંપૂર્ણ તથા શાશ્વત સુખનો ભોક્તા બની શકે—એ વસ્તુ જ શકય નથી અને માટે જ શ્રી જિનેશ્વરદેવોએ સંસારત્યાગનો અને મુક્તિપ્રાપ્તિનો ઉપદેશ આપ્યો છે. આમ હોવાથી, જે કોઇ સાચો જૈન હોય તેને સંસારત્યાગ અગર તો સંસારત્યાગનો ઉપદેશ ન ગમે, એ વસ્તુ જ શકય નથી. જેને સંસારત્યાગ અને મુક્તિપ્રાપ્તિ ન ગમે, તે વસ્તુત: જૈન જ નથી.

**સંસાર ન ગમે એટલે સંસારને છોડવાની બુદ્ધિ પણ જન્મે જ :**

જૈનપણાને કોઇએ ઠેકે રાખ્યું નથી. જૈનપણું કોઇનું ઠેકે રાખ્યું રહે તેમ પણ નથી. અમૂક કુળમાં ઉત્પન્ન થયેલો હોય અગર તો અમૂક જાતિમાં ઉત્પન્ન થયેલો હોય તેને જ જૈન કહી શકાય અગર તે જ સાચો જૈન બની શકે અને ઈતર કુળમાં કે જાતિમાં ઉત્પન્ન થયેલો જૈન બની શકે જ નહિ એવું પણ નથી. કોઈ પણ કુળમાં ને કોઇ પણ જાતિમાં ઉત્પન્ન થયેલો હોય, પણ જે આત્મા ભગવાન શ્રી જિનેશ્વરદેવોના સાચા અનુયાયિપણાને પામી શકે તે જૈન જ છે. જે કોઈ આત્મા શુદ્ધ દૃષ્ટિવાળો બને, વસ્તુ માત્રને યથાસ્થિતપણે માનનારો બને, તે જૈન બન્યો કહેવાય. જે કોઈ જૈન બને, સાચા જૈનપણાને પામે, તેને સંસાર ન ગમે અને મોક્ષ ગમે. સંસાર ન ગમે અને મોક્ષ ગમે, એટલે સંસારને તજવાની અને મોક્ષને મેળવવાની ભાવના પણ સ્વાભાવિક રીતિએ જ આવે. 'જેટલા જૈન, તેટલા બધા સંસારત્યાગી'–એવો નિયમ નથી, પણ 'જેટલા જૈન તેટલા બધા સંસાર પ્રત્યે અરૂચિ-વાળા'–એવો નિયમ ખરો. સંસાર પ્રત્યે અરૂચિ હોવા છતાં, સંસારત્યાગ ન બની શકે–એ અશક્ય વસ્તુ નથી. રોગી હોય તો ખાટલો રાખવો પડે ને ? રોગ મટે, દર્દ જાય, એટલે રોગી આપોઆપ ખાટલાનો ત્યાગ કરે. ખાટલાનો ત્યાગ નહિ કરી શકનારા રોગિમાં પણ ખાટ-લાને બનતી પહેલી તકે તજવાની ભાવના જરૂર હોય.

ખાટલો જલ્દિ છૂટે, એ માટે રોગી પથ્યસેવન અને ઔષધપાન આદિમાં તત્પર બન્યો રહે છે ને? એમાં આળસ આદિ થઈ જાય, તો તે સમજુ રોગિને ખટકે છે ને? એ જ દશા અહીં સમજી લો. જૈનને સંસાર ન ગમે, તજવા જેવો લાગે, એટલે એનામાં સંસારને તજવાની બુદ્ધિ આપોઆપ ઉત્પન્ન થવા પામે. જૈન સંસારને તજી શકે કે ન તજી શકે, પણ જૈન સંસારને તજવાની ભાવનાથી વિમુખ ન જ હોય. આથી સંસારને નહિ તજી શકનાર જૈન પણ, અવસરે એમ જ કહે કે–'તેવો ભાગ્યવાન નથી, કમનશિબ છું, કે જેથી સંસારને તજી શકતો નથી. ક્યારે એવો અવસર આવે કે–હું સંસારને તજી કેવળ મુક્તિની સાધનામાં લીન બની શકું! કારણ કે–આ મનુષ્યભવની અને આ બધી સામગ્રીની પ્રાપ્તિને સાર્થક બનાવવાનો એ જ એક સાચો માર્ગ છે.' સંસારમાં રહેલો, ગૃહસ્થપણે જીવન વ્યતીત કરતો, ઘરબારી એવો પણ આદમી જો સાચા જૈનપણાને પામેલો હોય, તો આથી વિપરીત વાત બોલી શકે જ નહિ.

## સંસારત્યાગી કેવો ઉપદેશ આપે?

**સ૦** કેટલાકો સંસારને તજીને પણ સંસારમાં રહેવાનો ઉપદેશ આપે છે, તેનું કેમ?

એવાઓએ સંસારનો બાહ્ય રીતિએ ત્યાગ કરેલો હોવા છતાં, વસ્તુતઃ તેઓ ત્યાગી નથી. જેમણે સંસારને હેય માનીને, ભગવાન શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા મુજબ

સંસારનો ત્યાગ કર્યો હોય, તેવા સંસારત્યાગી મહાત્માઓ સંસારને છોડવાનો જ ઉપદેશ આપે, પણ 'સંસારમાં રહેવું એ સારૂં છે'-એવો ઉપદેશ આપે જ નહિ. ત્યાગિના વેષને ધરવા છતાં પણ જેઓને સંસાર ગમતો હોય અને એથી જેઓ સંસારમાં રહેવાનો ઉપદેશ આપતા હોય, તેઓ વસ્તુતઃ ત્યાગી નથી પણ ભાંડ જેવા છે એમ કહેવું પડે. એવાઓનો ત્યાગ દંભ રૂપ ગણાય અને એથી એવાઓ બાહ્યપણે ત્યાગી બનવા છતાં પણ, પોતાના કે પરના ઉપકારને સાધવાને બદલે અપકારને સાધનારા બને. સાચા ત્યાગી મહાપુરૂષો તો જેમનાથી શકય હોય તે સર્વને સંસારનો ત્યાગ કરીને એકાન્તે મુક્તિની સાધનામાં મન-વચન-કાયાના યોગોને યોજવાનો ઉપદેશ આપે. જે આત્માઓ સંસારને તજી શકે તેમ ન હોય, તેવા આત્માઓને પણ તે મહાપુરૂષો એવી જ રીતિએ વર્તવાનો ઉપદેશ આપે, કે જેથી ક્રમે ક્રમે પણ સંસાર છૂટે ! 'સંસારત્યાગ શકય ન હોય એ કારણે સંસારમાં રહેવા છતાં પણ કયી કયી રીતિએ મુક્તિમાર્ગની આરાધના થઈ શકે છે'-એ દર્શાવવું એ જૂદી વાત છે અને 'સંસારમાં રહેવાનું મન થાય એવો ઉપદેશ આપવો'-એ જૂદી વાત છે. શ્રી જૈનશાસનનો ઉપદેશક શ્રોતાઓના અન્તરમાં સંસારત્યાગની જ વૃત્તિ પ્રગટે એવો પ્રયત્ન કરે. સંસારત્યાગની વૃત્તિ પ્રગટયા પછી સંસારત્યાગ શકય ન હોય ત્યાં સુધી કેમ વર્તવું એ જરૂર બતાવે, પણ તે ય એવું બતાવે કે જેના પ્રતાપે

સંસારત્યાગ પ્રાપ્ત થયા વિના રહે નહિ. આનાથી વિપરીત કોટિનો–સંસારમાં રહેવાનો ઉપદેશ આપનારાઓ, શ્રી જૈનશાસનના સાધુવેષમાં હોય તો પણ વસ્તુતઃ સાધુ નથી. એવાઓ તો આ વેષના પ્રતાપે પોષાવા અને માનપાન આદિ પામવા છતાં, આ વેષનો દ્રોહ કરનારાઓ જ છે તેમજ નિષ્કારણ અનેકોના હિતને હણનારાઓ છે. સાચા જૈનપણાને પામેલા આત્માઓ, એવાઓને ગુરૂ તરીકે સ્વીકારવાને તૈયાર હોય જ નહિ.

**જૈનપણાને પામવા તથા ટકાવવાને માટે દરેકે કેળવવા યોગ્ય માન્યતા :**

જૈન એટલે સાચાને સાચું અને ખોટાને ખોટું માનનાર : સારાને સારૂં અને ખરાબને ખરાબ માનનાર ! જૈન જેમ સાચાને ખોટું ન માને, તેમ ખોટાને સાચું પણ ન માને : એ જ રીતિએ એ સારાને જેમ ખરાબ ન માને, તેમ ખરાબને સારૂં પણ ન માને. આ વ્યાખ્યામાં, વસ્તુતઃ, કોઇ પણ સમજુને કાંઇ પણ વાંધો આવે તેમ નથી. સંસાર દુઃખમય છે માટે જૈન સંસારને દુઃખમય માને અને મોક્ષ સુખમય છે માટે જૈન મોક્ષને સુખમય માને. આથી વિપરીત માન્યતા ધરાવનાર હોય, તે સાચો જૈન નહિ : પછી તે ગમે તે કુળમાં કે ગમે તે જાતિમાં જન્મેલો હોય ! આવી વ્યાખ્યા કરવામાં આવે, એટલે કોઈથી વાંધો લઇ શકાય એવું રહે છે જ ક્યાં ? સંસારનો ત્યાગ, એ કાંઈ સહેલી વસ્તુ નથી. સંસારને

ત્યાજ્ય માન્યો એટલા માત્રથી સંસારને તજી જ શકાય એવું કાંઇ નથી. છોડવાની ભાવના અને છોડી દેવું એમાં બહુ ભેદ છે. છોડવા માટે તો સંયોગ, સામગ્રી, તાકાત વિગેરે જોઇએ: પણ માન્યતામાં વાંધો ક્યાં? માન્યતામાં વાંધો હોય તે છોડે તોય તેના ત્યાગની કિંમત નથી. માન્યતામાંથી મિથ્યાત્વ જાય અને માન્યતામાં સમ્યક્ત્વ આવી જાય, પછી ત્યાગ તો આવવાનો જ છે. માન્યતામાં સમ્યક્ત્વ આવ્યા પછી, તથાપ્રકારનું આત્મબલ ન હોય, ત્યાગ માટે જરૂરી લઘુકર્મિતા ન હોય, એ વિગેરે કારણોએ ત્યાગ ન થઇ શકે એ બનવાજોગ છે: પરન્તુ જૈનની માન્યતા તો શુદ્ધ જ હોવી જોઇએ. જેણે જૈન બનવું હોય તેણે અને જેણે પોતાના જૈનત્વને ટકાવી રાખવું હોય તેણે, માન્યતામાં મલિનતા હોય તો તેને કાઢવી પડશે અને મલિનતા ન આવી જાય તેની કાળજી પણ રાખવી પડશે. સંસાર ત્યાજ્ય જ છે અને મોક્ષ એ જ એક વસ્તુતઃ સાધ્ય છે, આ માન્યતામાં ખૂબ સુનિશ્ચિત બની જવું જોઇએ. જૈનપણું ન પામ્યા હોય તેઓએ જૈનપણાને પામવાને માટે અને જૈનપણાને પામેલાઓએ પોતાના જૈનપણાને સાચવી રાખીને તેને ખીલવવાને માટે, આ માન્યતાને બરાબર હૃદયસ્થ બનાવી લેવી જોઇએ તેમજ તેને યથાશક્ય આચરણમાં ઉતારવાનો પ્રયત્ન પણ કરવો જોઇએ. આથી સાબીત થાય છે કે-જૈનપણાને કોઇએ ઠેકે રાખ્યું પણ નથી અને જૈનપણું કોઇનું ઠેકે રાખ્યું રહે તેવું પણ નથી.

જૈનની સીધી, સાદી અને સરળ વ્યાખ્યા એ છે કે-જે કોઇ સાચાને સાચું અને ખોટાને ખોટું માને તે જૈન છે.

### સંસારમાં રહેલાને જૈન દેવ ન માને :

આવો જૈન દેવ કોને માને? ઉંચામાં ઉંચી કોટિના હોય તેમને. જે તારકોમાં દોષનું નામ માત્ર પણ હોય નહિ અને જે તારકોના ગુણોની સીમા જ હોય નહિ, એવા દેવને એ દેવ તરીકે માને. જેને સંસાર ન ગમે અને મોક્ષ ગમે, તે જેને-તેને દેવ ન માને. દુનિયામાં પણ રોગી દવા માટે વકીલ પાસે જતો નથી, તેમ જેને સંસાર ન ગમે અને મોક્ષ જ ગમે, તે જેને-તેને દેવ ન માને. સંસારમાં રહેલા, સંસારમાં સબડતા, દોષયુક્ત અને ગુણહીન જે કોઇ હોય, તેને તે દેવ ન માને. એવાથી તો એ ભાગી છૂટે. એ તો મોક્ષમાર્ગ સ્થાપી, મોક્ષે ગએલા અગર તે જ ભવમાં મોક્ષે જનારા તારકોને જ દેવ માને. સાચા જૈનને માન્ય દેવતત્ત્વમાં, અન્ય પણ મુક્તાત્માઓનો સમાવેશ થાય છે, પરન્તુ સાચો જૈન તે સિવાયનાઓને તો તારક દેવ તરીકે ન જ સ્વીકારે, એ સુનિશ્ચિત વાત છે.

### દેવ અને ગુરૂ :

જેઓ આવી માન્યતા વિનાના છે, તેઓને પ્રસંગે સુદેવ, સુગુરૂ અને સુધર્મને છોડી દેતાં વાર લાગતી નથી તેમજ કુદેવ, કુગુરૂ અને કુધર્મ તરફ તેઓ સ્હેજે

ઢળી જવાનો સંભવ છે: બાકી જેને સંસાર ન ગમે અને મોક્ષ ગમે, એ તો સંસારના બંધનથી પર થવાનો માર્ગ દર્શાવી, સંસારના બંધનથી મૂક્ત બનેલાઓને જ તેમજ મુક્તાત્માઓને જ દેવ માને : એવા આત્માની ગુરૂબુદ્ધિ પણ ક્યાં હોય? જેઓ એ દેવની આજ્ઞામાં રહી, સંસારના સંસર્ગથી પર થઈ, કેવળ મુક્તિમાર્ગની જ આરાધના કરતા હોય અને અવસરે યોગ્યતા મુજબ એક માત્ર મુક્તિમાર્ગનો જ ઉપદેશ દેતા હોય, તેવા આત્માઓને જ એ ગુરૂ તરીકે માને.

**જન્મના દર્દી જેવી દશા જોઇએ:**

દેવ અને ગુરૂની આ વ્યાખ્યામાં જૈન તો 'હા' જ પાડે અને બીજા યોગ્યથી પણ ના પડાય નહિ. તમે જો આ માન્યતામાં પાકા નહિ હો, તો ફેરવનારા ઘણા છે. શુદ્ધ માન્યતા મુજબનું આચરણ થઇ શકે તો ઉત્તમ વાત છે, પરન્તુ તેવું આચરણ ન થઇ શકે તો પણ માન્યતામાં, જન્મના દર્દી જેવી દશા હોવી જોઇએ : એવા દર્દિઓ જીંદગીભર તકલીફ વેઠીને જીવે છે, પણ તકલીફને ઈચ્છતા નથી. તેમ જૈનથી કદાચ સંસાર ન છૂટે, તો પણ સંસાર તજવા જેવો છે એ વિગેરે માન્યતા તો બરાબર નક્કી થઇ જવી જોઇએ.

**છાયા ક્યારે પડે?**

જૈનો જો આ માન્યતામાં સ્થિર હોય, તો ઇતરો ઉપર પણ એમની છાયા પડે : પરન્તુ જો વિચાર,

વર્તન અને દશા બધું ઉંધું ભાળે, તો સારા સંસર્ગથી જે થોડી પણ સારી છાયા પડી હોય, તેય કદાચ ઉડી જાય! આ માટે જૈનપણાની વ્યાખ્યા પહેલી કરી : જૈન અને જૈનપણું પામવાને લાયક તે જ, કે જેને સંસાર ન ગમે અને મોક્ષ ગમે. જેને સંસાર ન ગમે અને મોક્ષ ગમે, તે જ સુદેવ, સુગુરૂ અને સુધર્મને યથાર્થપણે આરાધી શકે અને પ્રાયઃ તેવા જ આત્માઓની યોગ્ય આત્માઓ ઉપર સારી છાયા પડે.

## પાપ કરનાર અને પાપ નહિ કરનાર–
## એ બેમાં વસ્તુતઃ ઉતરતો કોણ ?

પાપ કરનાર અને પાપ નહિ કરનાર–એ બેમાં સારો કોણ ? સામાન્ય રીતિએ તો એમ જ કહેવાય કે–પાપ કરનાર કરતાં પાપ નહિ કરનાર સારો : પણ એક માણસ પાપને પાપ માને છે, પાપથી બચવાને ઈચ્છે છે, ન છૂટકે એને પાપ કરવું પડે છે, પાપ કરતાં કંપે છે, પાપ કરવું પડે એથી દુઃખી થાય છે : અને બીજો પાપને પાપ માનતો નથી તેમ જ પાપ કરવામાં જ આનંદ માની પાપ કરવાના જ સંયોગો મેળવવાને ઇચ્છે છે પણ સંયોગવશાત્ પાપ કરી શકતો નથી, તો એ બેમાં ઉતરતો કોણ ? ત્યાં કહેવું પડે કે–પાપથી જે ડરતો નથી અને સંયોગ નહિ મળવાના યોગે જ જે પાપ કરતો નથી, તે જ પેલા પાપ કરનારના કરતાં પણ તત્ત્વતઃ ઉતરતો છે : કારણ કે–પાપથી ડરનારને તો

પશ્ચાત્તાપ થવાનો, બચવાનો સંભવ છે: જ્યારે પેલો તો પાપ ન કરતો હોય તો પણ સુખે પાપ કરી શકાય એવા સંયોગોની જ રાહ જોતો હોય છે.

**શાથી પાપ નહિ કરનાર ઉતરતો ?**

પાપથી ડરનારને તો બચાવાય, પણ જે પાપને પાપ જ ન માને, તેને શી રીતિએ બચાવાય? પાપને પાપ માનનાર પાપ કરે તોય કયારે કરે? ન છૂટકે! અને પૈસાનો લોભી ઘર કેમ નથી ફાડતો? કાયદો, જાપ્તો અને અશક્તિ છે માટે! એવાઓ પાપ ન કરતા હોય, તો પણ તે અમૂકના ભયથી: જ્યારે પાપને પાપ માનનાર પાપ કરે તોય ન છૂટકે કરે અને પાપ કરતાં કરતાં પણ એનો આત્મા પેલાના જેટલો મલિન થતો નથી, માટે એ અપેક્ષાએ પેલો ઉતરતો છે.

**જૈન સુદેવાદિને શાથી માને છે ?**

આથી સૌથી પહેલાં પાપને પાપ, પુણ્યને પુણ્ય, એમ જે જેમ છે તેને તેમ માનતાં શીખો! એવી માન્યતા જેની કેળવાઈ જાય, એને સંસારની લીલામાં રમનારા દેવ, સંસારમાં રાચનારા ગુરૂ કે સંસારને સારો મનાવનારો ધર્મ ગમે નહિ. જૈનને સુદેવ, સુગુરૂ અને સુધર્મ જ ગમે, તેમ જ કુદેવ, કુગુરૂ અને કુધર્મ ન જ ગમે, એનું કારણ શું? એનું કારણ, એની વાસ્તવિક માન્યતા છે. જૈન સાચી માન્યતાવાળો હોય છે અને માટે જ તે કુદેવ, કુગુરૂ તથા કુધર્મનો ત્યાગી હોય છે તેમજ સુદેવ, સુગુરૂ અને સુધર્મનો પરમ સેવક હોય છે.

**આજ્ઞાની આરાધના એ જ સાચી સેવા :**

હવે જેણે મુક્તિમાર્ગને સેવવો હોય, તેણે મુક્તિમાર્ગના સ્થાપકને પણ સેવવા પડે કે નહિ ? શેઠ આવે અને નોકર ઉભો થાય, એનું કારણ ? એને તો નોકરી જ કરવી છે ને ? પણ નહિ, નોકરીની સાથે કોની નોકરી એ નક્કી છે : માટે શેઠ આવે એટલે એનું માનપાન સાચવવું પડે. નોકરીમાં પણ કામ કરવાનું તે શેઠનું કહેલું, નહિ કે–એના કહ્યા વિરૂદ્ધ, પોતાની ધારણામાં આવે તે ! તેમ મુક્તિમાર્ગને આરાધવો હોય, તો મુક્તિમાર્ગના સ્થાપકને જાણવા, જોવા પડશે. એ તારકની સેવા કરવી પડશે. એ તારકની આરાધના કરવી પડશે. એ તારકની આરાધના કરવાનો ઉપાય શો ? એ તારકની આજ્ઞાનો અભ્યાસ કરવો, એ જ એ તારકની આરાધના કરવાનો વાસ્તવિક ઉપાય છે. આરાધના કરવી એટલે માત્ર હાથ જોડવા કે સલામ ભરવી, એમ ? વ્યવહારમાં પણ ટાઈમ ભરે, સલામો કરે, પરન્તુ ફરજ મુજબનું સોંપેલું કામ ન આપે, તો તેવો નોકર નભી શકતો નથી. તેમ અહીં પણ સમજવું જોઈએ. શ્રી વીતરાગદેવની આરાધના કરવી, એટલે તેમને કે તેમની મૂર્ત્તિને પગે લાગવું એટલું જ નહિ : એ તારકની આજ્ઞાનો અભ્યાસ કરવો, એ તારકની આજ્ઞાનું આરાધન કરવું, એ જ એ તારકની સાચી સેવા છે. એ તારકની આજ્ઞાને આરાધવી, એ જ એ તારકની આરાધનાનો સર્વોત્તમ ઉપાય છે. આની અંદર, એ તારકને અને એ

તારકની મૂર્તિ આદિને વન્દન આદિ કરવાની વાતનો પણ સમાવેશ થઇ જ જાય છે.

**યોગ્યતા મુજબ આજ્ઞા :**

એ તારકની આજ્ઞા કયી? એ તારકની આજ્ઞા એટલે મુક્તિમાર્ગ. મુક્તિમાર્ગની આરાધના ક્યારે થાય? લાયકાત મુજબ કાર્ય બતાવે તો! બે રૂપીઆના કામવાળાને, સાત રૂપીઆના પટાવાળાને અને ન્યાયાધીશને કાર્ય સરખું હોય ખરૂં? એ ત્રણેયને સરખી આજ્ઞા થાય? નહિ જ. તેમ અહીં પણ એક સરખી જ આજ્ઞા જેને–તેને કરી દે તો શું થાય? ગમે તેને ગમે તેવી આજ્ઞા ન થાય, પણ યોગ્યને યોગ્યતા મુજબ આજ્ઞા થાય: અને તો જ એ આજ્ઞાનું પાલન કરી શકે.

**બે પ્રકારના ધર્મ કેમ?**

શ્રી વીતરાગ પરમાત્માએ આરાધક આત્માઓની યોગ્યતા જોઇને મુક્તિમાર્ગ સ્થાપ્યો છે: કારણ કે–માર્ગ એક અને આરાધક અનેક: તેથી અમૂક હદના અમૂક કરી શકે અને અમૂક હદના અમૂક કરી શકે, એ રીતિએ માર્ગ દર્શાવ્યો છે. સાધુધર્મ અને ગૃહસ્થધર્મ–એમ બે પ્રકાર શા માટે? બે જાતિના જીવો સંસારમાં છે માટે!

**સ૦** શ્રી જિનેશ્વરદેવની પૂજા માટે ગૃહસ્થોને ભગવાને રાખ્યા, એમ કહેવાય છે!

ખરેખર, આજના કેટલાકોની ફેલાવેલી આ પણ એક કુટીલ ભ્રમણા જ છે. જેઓ એમ કહેતા હોય કે–

'અમે દેવ–ગુરૂની સેવા માટે સંસારમાં રહ્યા છીએ.'– તેઓ દેવ–ગુરૂની સેવા માટે ક્યારે નીકળ્યા ? દેવ–ગુરૂની સેવાને માટે એવાઓએ શું કર્યું ? દેવ–ગુરૂને માનીએ છીએ એમ કહે અને દેવ–ગુરૂની આજ્ઞાને ન માને, એ કયા પ્રકારની માન્યતા ? આ તો વાત એવી થઈ કે–પોતાના લોભને, પૌદ્ગલિક વાસનાને પોષવાને માટે, પૈસા કમાવાને માટે કહેવું કે–'અમે તો દાન કરવાને માટે કમાઇએ છીએ !' પેટ માટે ધંધો કરનાર ડૉક્ટર કહે કે–અમે દર્દીને માટે જીવીએ છીએ, એવો આ ઘાટ છે ! તો પછી મોખરે દુકાન રાખવાની પીડા કેમ ? ધર્માદા દવાખાનામાં મફત સેવા આપનાર ડૉક્ટરોને પૂછજો કે–તેઓ કેમ એમ કરે છે ? મોટે ભાગે હેતુ એ કે–એથી ખાનગી પ્રેકટીસ સારી ચાલે ! સંસારમાં રહેલાથી અમૂક અંશે પરમાર્થી પણ બની શકાય છે, પણ સંસારી એટલા પરમાર્થી એમ નહિ : માટે સમજો કે–બે જાતિના જીવો હોવાના કારણે બે પ્રકારનો ધર્મ કહ્યો. ભગવાન શ્રી જિનેશ્વરદેવોને પોતાની પૂજા કરાવવાની ઇચ્છા હતી અને માટે તેમણે ગૃહસ્થોને રાખ્યા, એ વાત જ બેહુદી છે. એ તારકોની પૂજા પણ આપણે આપણા કલ્યાણને માટે જ કરવાની છે. એ તારકોની પૂજા કરતાં કરતાં પણ સંસારત્યાગનું સામર્થ્ય પ્રગટે, એ માટે પૂજા કરવાની છે ! જેઓ ત્યાગી બની શકતા નથી, તેઓ પોતાની સામગ્રીનો તેટલો સદ્વ્યય કરી શકે અને એમ કરતાં કરતાં પણ એકાન્ત આરાધનાને પામી

શકે, એ હેતુથી જ ગૃહસ્થોને ઉદ્દેશીને ઉપકારિઓએ દ્રવ્યપૂજાનું પણ વિધાન ફરમાવ્યું છે.

### સંન્યસ્તાશ્રમ માટે ગૃહસ્થાશ્રમ

સ૦ એમ કહેવાય છે કે–ગૃહસ્થાશ્રમ ન હોત, તો સંન્યસ્તાશ્રમ જીવત શી રીતિએ ?

ગૃહસ્થધર્મનું પાલન કરનારાઓ, સંયમિઓને સંયમજીવનનું પાલન કરવામાં સહાયક થાય છે–એ વાતનો ઈનકાર નથી, પરન્તુ સંન્યસ્તાશ્રમને માટે જ ગૃહસ્થાશ્રમ છે, એમ પૂરવાર કરી શકો છો ? તમે ઘર માંડીને બેઠા છો, એટલે તમને તેવો કોઇ લાભ મળી જાય તે સહજ છે, પણ એટલા માત્રથી બધું એમના નામે ન ચઢાવી દો. સંન્યસ્તાશ્રમને જીવતો રાખવાને માટે ગૃહસ્થાશ્રમ છે જ નહિ. સાધુસંસ્થા આજ સુધી ટકી છે, ટકે છે અને ટકશે, એ પ્રતાપ ગૃહસ્થાશ્રમનો છે એમ રખે માનતા. સાધુસંસ્થા તો પોતાના સંયમના પ્રતાપે ટકી છે, ટકે છે અને ટકશે. ગૃહસ્થોએ સાધુઓને જે કાંઇ દેવાનો વિધિ છે, તે સાધુઓ ઉપર ઉપકાર કરવાને માટે કે દયા કરવાને માટે નથી : પરન્તુ પોતાના આત્મા ઉપર ઉપકાર કરવાને માટે જ સાધુઓની ભક્તિ કરવાનો વિધિ છે.

× × ×

કોઇ પણ વસ્તુ કહેવાતી હોય, ત્યારે એ સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ અને જ્યાં ન સમજાય ત્યાં યોગ્ય

રીતિએ પ્રશ્નો પૂછીને પણ સમાધાન મેળવવું જોઇએ, પરન્તુ પ્રશ્નો એવા હોવા જોઇએ કે જે મૂળ વિષયને વધુ સ્પષ્ટ કરનારા તેમજ ખીલવનારા હોય. એક વસ્તુ સમજાઈ ગયા છતાં, નાહકના પ્રશ્નો ઉભા કરીને મૂળ વિષયના સ્પષ્ટીકરણને બાધા નહિ પહોંચાડવી જોઇએ. આ વસ્તુનો પણ શ્રોતાઓએ ખ્યાલ રાખવો જરૂરી છે.

× × ×

**આજ્ઞાભંગની જવાબદારી :**

આપણે એ નક્કી કરી ગયા કે–મુક્તિમાર્ગના દર્શાવનારા અનંત ઉપકારી તારકોની આરાધના કરવી હોય, તો એ તારકોની આજ્ઞાનો અભ્યાસ કરવો જોઈએ : કારણ કે–એ તારકોની આજ્ઞાની આરાધના કરવી, એ જ એ તારકોની આરાધના છે. આથી આજ્ઞા કરનારની જોખમદારી વધી જાય છે. આજ્ઞા કરનારે, સામો એ આજ્ઞાને યોગ્ય છે કે નહિ તે પણ જોવું પડે. જાણી–બુઝીને લાયકાત ઉપરાંતની, પેલો ભાંગે એવી આજ્ઞા કરે અને એથી જ સામો એ આજ્ઞાનું પાલન ન કરી શકે, તો શાસ્ત્ર એવી આજ્ઞા કરનારને જ આજ્ઞાભંગ માટે પહેલો જવાબદાર લેખે છે.

**પેટ ચઢે તેમાં ગૂન્હો પેટનો કે ખાનારનો ?**

પેટ ચઢે તેમાં ખાનારનો ગૂન્હો ખરો કે નહિ ? એને પૂછવું પડે કે–પેટ ખરાબ છે એમ તું કહે છે તો ખરો, પરન્તુ બરાબર ભૂખ લાગ્યા વિના નહિ ખાવાનો

અને ખાવામાં પણ બે કોળીયા ઓછા ખાવાનો નિયમ તું જાળવે છે ખરો ? ઇચ્છા તો જીભથી પણ થાય, પરન્તુ ભૂખ લાગ્યા વિના ખાવું નહિ, એવો નિયમ કર્યો છે ? શું જેટલા હોટેલોમાં જાય છે, એટલા બધા ભૂખ્યા જ જાય છે, એમ ? ઘેર સ્ત્રી રાંધનાર હોય, રસોઈ તૈયાર રહેતી હોય, ખાધું હોય, છતાં હૉટેલમાં કેમ જાય છે ? ત્યારે કહો કે-ભૂખ વિના ખાવું, ખાતાં ભાન ભૂલવું, પછી પેટ ચઢે તેમાં નવાઇ જેવું પણ શું છે ? હોજરી ખરાબ છે, એમ બોલનારા મોટે ભાગે ખોટા હોય છે. લાલસા વધુ ખરાબ છે. અશુભના ઉદયથી હોજરી ખરાબ હોય એ બને, પણ આજે તો મોટે ભાગે લાલસાથી હોજરી બગાડાય છે. એ જ રીતિએ આજ્ઞા કરનારે પણ જોવું જ જોઇએ કે-જેને આજ્ઞા કરવામાં આવે છે, તે તેવી આજ્ઞાને લાયક છે કે નહિ ? સામો નાલાયક હોવા છતાં આજ્ઞા કરવામાં આવે અથવા તો સામાને જે આજ્ઞા કરવી ઘટતી ન હોય તેવી આજ્ઞા કરવામાં આવે, તો પરિણામે આજ્ઞાભંગ થાય તે સ્વાભાવિક જ છે. સાચા ઉપકારિઓ તો, એવો પ્રસંગ ઉત્પન્ન થાય નહિ તેની પણ કાળજી અવશ્ય રાખે.

## સમાનવાદ કે વિષમવાદ ?

મૂળ વસ્તુ એ છે કે-અનંત ઉપકારી શ્રી વીતરાગદેવ આજ્ઞા કરે ત્યારે તે કેવી કરે, એ મહત્ત્વની વસ્તુ છે : કારણ કે-આજ્ઞાની આરાધના એ જ શ્રી વીતરાગદેવની

આરાધના છે. વ્યવહારમાં તમે જૂઓ કે–દીકરો બીડી પીતો હોય ને બાપા જોઇ જાય, તો પણ આંખ આડા કાન કરી દે છે: આડું જોઇને ચાલી જાય છે! કોઈ કહે કે–' છોકરાને બીડી પીતો જોવા છતાં ધોલ કેમ ન મારી?' તો કહે કે–' આજ્ઞા પળાવવી હતી માટે!' જો કે–આજે તો કેટલાકો સમાનભાવના નામે, બાપ અને દીકરાનો સંબંધ હોવા છતાં પણ, સામસામે બેસીને બીડીઓ પીએ છે. સમાનભાવના નામે આવાં પાપ ન થાય. બાપ આવે ત્યારે ઉભા થવું અને પગે લાગવું, એ શું કલંક છે? નહિ જ, છતાં આજે કેટલાંક સુધરેલાં કહેવાતાં સ્થળોએ માતા–પિતાદિ વડિલોનું સન્માન જાળવવું, એય સભ્યતાથી વિરૂદ્ધનું મનાય છે. એવો કહેવાતો સમાનભાવ, દિવસે દિવસે ખરાબ પરિણામ લાવી રહ્યો છે અને લાવશે. વહેતા પૂરે તણાવું, એ શું બહાદૂરી છે? એવા વખતે પણ કલ્યાણકારી માર્ગથી ચલિત ન થવું, ઉન્માર્ગે ઘસડાઇ ન જવું, એમાં જ મહત્તા છે અને એમાં જ કલ્યાણ છે. વહેતું પૂર સારૂં હોય તો જરૂર તણાવું જોઇએ, પણ વહેતું પૂર ખરાબ હોય તે છતાં તેમાં તણાવું, એ યોગ્ય નથી જ! સ્ટીમર જાય છે તે શું સદા પવન અનુકૂળ જ રહેતો હશે? મુંબઇથી ઉપડેલી સ્ટીમર વિલાયત પહોંચે, ત્યાં સુધીમાં શું પવનની દિશા બદલાતી નહિ હોય? બદલાય, પણ કપ્તાન એનું નામ કે જે ઉંધી દિશામાં, સામે પવન વહેતો હોય તે છતાં, સ્ટીમરને ઉંધે રસ્તે ચઢી ન જવા દે. સ્ટીમરો પ્રાયઃ ટાઇમસર

બંદરમાં આવી લાંગરે છે, તેનું કારણ એ પણ છે કે–કપ્તાન સ્ટીમરોને, પવન ઉંધી દિશાએ વહેતો હોય તો પણ, ઉંધી દિશાએ જવા દેતો નથી અને સીધી દિશાએજ ગતિમાન રાખે છે. એમ વહેતું પૂર ઉંધે રસ્તે દોરનારૂં હોય, તો બીલ્કુલ એમાં ઘસડાવું જોઇએ નહિ: જ્યારે તમે તો કહો છો કે–જમાનાની પૂંઠે જવું! બાકી આજના તમારા સમાનવાદની હદ કયી છે? સ્વચ્છન્દને પોષવાને માટે સમાનવાદ છે અને વર્તનમાં બધે વિષમવાદ છે. આથી આખું વર્તન વિષમવાદી બનતું જાય છે. આપણે એવો વિષમવાદ ન જોઇએ, કારણ કે–એથી કલ્યાણ થાય એ શક્ય નથી અને અકલ્યાણ થાય એ નિશ્ચિત છે.

એક જ આજ્ઞા ન હોય:

આજ્ઞાનું પાલન કરાવવું હોય, તો બે વસ્તુઓ સાથે જોઇએ. જેને આજ્ઞા થાય તેણે જેમ આજ્ઞાનું પાલન કરવું એ તેની ફરજ છે, તેમ યોગ્યને યોગ્યતા મુજબ આજ્ઞા કરવી એ આજ્ઞા કરનારની પણ ફરજ છે. સામા આત્માની યોગ્યતા જોઈનેજ આજ્ઞા કરાય. એક જ પ્રકારની અને સર્વોત્તમ કોટિની આજ્ઞા તો વીરલા પાળી શકે, એટલે બાકીના રહી જ જાય. એવી રીતિની આજ્ઞા હોય જ નહિ. એવી આજ્ઞા કરે, તેને અનંતજ્ઞાની કેમ કહેવાય? વ્યવહારમાં પણ ગૂન્હાની શિક્ષા આદમી જોઇને થાય છે: પટાવાળાએ લાંચ ખાધી હોય, કારકુને લાંચ ખાધી હોય અને મેજીસ્ટ્રેટે લાંચ ખાધી હોય:

ત્રણે ઉપર લાંચ ખાધાનો આરોપ હોય : છતાં ત્રણેયની શિક્ષામાં ફેર પડે છે : કારણ ? લાયકાત ફેર.

**નબળા માટે ગૃહસ્થધર્મ :**

તેમ અહીં પણ લાયકાત મુજબ, જેવી પાળી શકે તેવી આજ્ઞા થાય : એટલે કે—સાધુધર્મ અને ગૃહસ્થધર્મ એમ બે પ્રકાર કહ્યા, તે તમને ગૃહસ્થ રાખવાને માટે નહિ, પણ બધાની સાધુધર્મ પાળવાની તાકાત ન હોય માટે ! સઘળા જીવો સંસારને તજી દે—એવું બન્યું ય નથી અને બનશે પણ નહિ. જેઓને સંસાર ન ગમતો હોય, મોક્ષ ગમતો હોય, મુક્તિમાર્ગ ઉપર શ્રદ્ધા હોય, છતાં અશક્તિ આદિના યોગે જેઓ સંસારને તજી ન શકતા હોય, તેઓ પણ સંસારમાં રહેવા છતાં શક્યતા મુજબ ધર્મનું આરાધન કરી શકે, મુક્તિમાર્ગની થોડી-ઘણી પણ આરાધના કરી શકે, એ માટે જ બીજો માર્ગ છે. ત્યારે કહો કે—ગૃહસ્થધર્મ નબળા માટે કે સબળા માટે ?

સ૦ સાધુધર્મ લેવાને નબળા માટે ગૃહસ્થધર્મ !

**સાધુઓએ તો અનંતજ્ઞાનિની આજ્ઞા મુજબ જ આજ્ઞા કરવાની અને લાયકાત જોવાની :**

આથી સ્પષ્ટ છે કે—જેવો આત્મા તેવી આજ્ઞા, એ વિધિ છે. સાધુઓએ આજ્ઞા કરવાની અને લાયકાત જોવાની, તે અનંતજ્ઞાનિની આજ્ઞા મુજબ ! અનંતજ્ઞાનિની આજ્ઞાથી વિરૂદ્ધ ડહાપણ ડોળે, એને તો સાધુ જ ન કહેવાય. સાધુ તો પોસ્ટમેન કે કંપાઉન્ડર જેવા. પોસ્ટ-

મેન જેમ સરનામા મુજબ ટપાલ દેવાનું કામ કરે છે અને કંપાઉન્ડર જેમ પ્રીસ્ક્રીપશન મુજબ દવા આપે છે, તેમ સાધુઓએ પણ અનંતજ્ઞાનિની આજ્ઞા મુજબ આજ્ઞા કરવાની. આજ્ઞા કરતાં કરતાં પણ કોને કેવી આજ્ઞા કરવી અને કોને અમૂક આજ્ઞા નહિ કરવી–એ વિગેરે પણ એમની આજ્ઞા મુજબ જ જોવાનું. વાત એ છે કે–અનંતજ્ઞાનિઓએ જે આજ્ઞા કરી છે તે આરાધક જીવોની લાયકાત જોઈને કરી છે: અને માટે જ શાસ્ત્રોમાં અમૂક કાળમાં અમૂક રીતિએ વર્તવું, અમૂક કક્ષાએ વર્તતા જીવોએ અમૂક રીતિએ વર્તવું, એ વિગેરે જાતિના પ્રકારો પણ દર્શાવવામાં આવ્યા છે.

**બીજાની આજ્ઞા માનવાની નહિ :**

આજ્ઞાની આરાધના કરવાના, અનંત ઉપકારિઓએ બે માર્ગ દર્શાવ્યા છે: એક સાધુધર્મ અને બીજો ગૃહસ્થધર્મ. જેણે પોતાના જીવનનું શ્રેય સાધવું હોય, આત્માનું કલ્યાણ કરવું હોય, મુક્તિમાર્ગની આરાધના કરવી હોય, ઇષ્ટની પ્રાપ્તિ કરવી હોય, તેણે શ્રી વીતરાગદેવની અને એ તારકોએ જેમની આજ્ઞા માનવાનું ફરમાવ્યું હોય તેમની આજ્ઞા માનવી જોઇએ : એ સિવાયનાની આજ્ઞા માનવાની હોય નહિ : કારણ કે–એ સિવાયનાઓની આજ્ઞા માનવામાં કલ્યાણ નથી થવું, પણ અકલ્યાણ જ થવું છે. જેટલે જેટલે અંશે બીજાઓની આજ્ઞા મનાય, તેટલે તેટલે અંશે કલ્યાણસાધનામાં વિક્ષેપ પડે, માટે બીજાની આજ્ઞા માનવી નહિ.

**સાધુ અને શ્રાવક બન્નેએ આજ્ઞા પાળવાની :**

**સ૦** એવી રીતિએ આજ્ઞા પાળવાને તો આપ બંધાએલા : અમે તો છૂટા છીએ.

તમારા અને અમારા દેવ ભિન્ન નથી. અમારે મુક્તિ જોઇએ છે અને તમારે નથી જોઇતી ? એમ કહો કે-સાધુઓને માટે સાધુઓ જોગી આજ્ઞા છે અને શ્રાવકોને માટે શ્રાવકો જોગી આજ્ઞા છે. બાકી આજ્ઞા પાળવા માટે તો, સાધુ અને શ્રાવક બન્ને બંધાએલા જ છે. એ આજ્ઞાથી જેટલું ખસાય, તેટલું સાધુધર્મ અને શ્રાવક-ધર્મથી ખસાય. તમને પણ ભગવાને સંસારમાં રહેવું જ એમ તો કહ્યું નથી ને ? ત્યારે કોના કહ્યાથી રહો છો ? સાચા જૈનો તો એમ જ કહે કે-રહેવું ગમતું નથી, પણ કૌવત આદિના અભાવે રહેવું પડ્યું છે. ગૃહસ્થ-પણામાં રહેલા જૈનને પણ સંસારના ત્યાગની ઇચ્છા તો અવશ્યમેવ હોય.

**પહેલા-પછી ન જોવાય પણ કિંમતી જોવાય :**

**સ૦** પણ પહેલા તો ગૃહસ્થ જ ને ? ગૃહસ્થમાંથી સાધુ થાય ને ?

એ વાત નકામી છે. સારી-ખોટી વાતમાં પહેલું-પછી જોવાય નહિ. સારૂં એ પહેલું. સારૂં લેવાય. ખાતર ગંધાય અને અનાજ ખવાય. કોઈ કહેશે-ખાતર પહેલું તો ? તરત કહેવાય કે-પણ ખાવા લાયક ચીજ તો અનાજ જ છે ને ? માટે કિંમતી શું એ જૂઓ. સાધુધર્મ,

ગૃહસ્થધર્મ કરતાં વધુ કિંમતી છે. સાધુધર્મથી ઇષ્ટપ્રાપ્તિ ઘણી જ વહેલી થઈ શકે છે. આમ હોવા છતાં પણ જ્ઞાનિઓએ બે માર્ગ દર્શાવ્યા : કારણ કે-બધા એકસરખી તાકાત આદિવાળા નથી હોતા : જેઓ તાકાત આદિની ઓછાશ હોવાથી સાધુધર્મમાં આવી શકતા ન હોય, તેઓને માટે, તેઓ પણ મુક્તિમાર્ગને શકયતાના પ્રમાણમાં આરાધી શકે એ માટે, ગૃહસ્થધર્મ પણ દર્શાવ્યો.

**ગૃહસ્થધર્મ દર્શાવ્યો પણ ગૃહસ્થપણું નહિ :**

અનંત ઉપકારિઓએ, સાધુ-ધર્મ અને ગૃહસ્થ-ધર્મ એમ બન્ને પ્રકારે ધર્મ જ દર્શાવ્યો છે. ગૃહસ્થધર્મ દર્શાવ્યો છે, પણ 'ગૃહસ્થપણું' નહિ! ભગવાને ગૃહસ્થપણું નથી દર્શાવ્યું ને? નહિ જ, ત્યારે ગૃહસ્થો માટે પણ કહ્યું શું? ધર્મ જ. ચિકિત્સકે દવા આપી કહેવાય કે માંદા રહેવાનું કહ્યું કહેવાય? છ મહિના માંદો રહ્યો તેમાં ગૂન્હો કોનો? 'છ મહિને પણ ખાટલામાંથી ઉઠી શકયો એ પ્રતાપ ચિકિત્સકનો'-એમ દુનિયામાં કહેવાય છે, પણ-'ચિકિત્સકે છ મહિના માંદો રાખ્યો'-એમ નથી કહેવાતું. તેમ ભગવાને તમને આપ્યું શું? ગૃહસ્થપણું? ના, કારણ કે-એ તો હતું જ એટલે એ આપવાની જરૂર નહિ હતી તેમજ ગૃહવાસ એ પાપનું કારણ હોઈ સાચા ઉપકારિઓ ગૃહવાસની આજ્ઞા આપે જ નહિ. ત્યારે આપ્યું શું? ધર્મ. દુનિયાનો ચિકિત્સક તો ગમે તેવો હોંશીયાર હોય છતાં ઘણો અજ્ઞાન છે,

માટે એની ભૂલ થવાનો સંભવ છે; જ્યારે આ તો શ્રી વીતરાગ અને સર્વજ્ઞ છે, એટલે આ તારકોની આજ્ઞામાં ક્યાંય એક અંશ માત્ર પણ ભૂલ થવાનો કે ઉણપ રહેવાનો સંભવ નથી. આથી આ તારકોની આજ્ઞાને સમજવાને માટે લાખ શંકા કરાય, પણ આજ્ઞાને ખોટી ઠરાવવાને માટે કે આજ્ઞાને ખોટી માનીને તો એક પણ શંકા થઇ શકે નહિ. એવી શંકા ઉઠાવવામાં પણ કેવળ અકલ્યાણ જ છે.

### દવાખાનાના અને ઘરે રહેનારા દર્દી :

દુનિયાના સઘળાય જીવો દર્દી છે. સાધુધર્મ રૂપ દવાને જે ન લઇ શકે, તેમને માટે ગૃહસ્થધર્મ રૂપ દવા છે. કેટલાંક દર્દો એવાં હોય છે, કે જેને માટે ડૉક્ટરોને એમ કહેવું પડે કે–' દવાખાનામાં આવીને રહો, અહીં તમને પથ્ય ખાનપાન આદિ જે કાંઇ આવશ્યક અને હિતકારક હશે તે મળશે.' છતાં દર્દી કહેશે કે–' ના, હું તો ઘરે જ રહીશ.'–તો ડૉક્ટર દવા આપે, પણ કહે કે–'સાવચેતી રાખજો.' ગૃહસ્થધર્મમાં રહેનારા એવા દર્દિઓ કહેવાય. દવાખાનામાં રહેનારા દર્દી જેવા સાધુઓ ગણાય. અહીં આવેલા ખામીવાળા હોય, અહીં રહેવાની લાયકાત વિનાના હોય, અહીં પાળવાના નિયમો ન પાળતા હોય, અહીંની મર્યાદાઓ ન જાળવતા હોય અને યોગ્ય ન હોવા વિષે દુ:ખ રાખી યોગ્ય બનવાનો પ્રયત્ન ન કરતા હોય તે ખોટા : પણ તમને ઘેર

રહેવાનું કોણે કહ્યું ? ઘેર રહેવાની ઇચ્છા ન હોય છતાં રહેવું પડ્યું હોય તો વાત જૂદી, નહિ તો મોહે જ ને ? તમને અહીં આવવામાં કોણ હરકત કરે છે ? લાલસા, કુટુંબ, પૈસા, પરિવાર વિગેરે કે અશક્તિ આદિ એ વિચારી જૂઓ !

**મુક્તિ બન્નેને મળે–યોગ્યતા જોઇએ :**

સ૦ શું ગૃહસ્થાશ્રમમાં રહેલાને મુક્તિ ન જ મળે ?

જ્યાં કર્મનો ક્ષય થાય ત્યાં મુક્તિ મળે. કસાઈવાડે કર્મનો ક્ષય થાય, તો ત્યાં પણ મુક્તિ મળે. દવા લીધા વિના દર્દ મટે કે નહિ ? નિશાળે ગયા વિના ભણાય કે નહિ ? પણ તે કવચિત્. મુક્તિમાં જવાની યોગ્યતા મેળવે, તો ગૃહસ્થની ય મુક્તિ થાય અને સાધુની ય મુક્તિ થાય : પરન્તુ મુક્તિમાં જવાની યોગ્યતા ખીલવાનું વધારે સારૂં, અનુકૂળ સાધન સાધુધર્મ છે. ક્રીકેટખાનાને ભણવાનું સાધન ન કહેવાય. બાકી અહીંયાં પણ જે યોગ્ય રીતિએ ન વર્તે તે ડૂબે જ ! અહીંથી જલ્દિ તરાય એ સાચું, પરન્તુ અહીં આવીને જે યથાયોગ્ય રીતિએ મુક્તિમાર્ગની આરાધના નહિ કરતાં ઉન્માર્ગે ચઢી જાય એ ડૂબે, એય ચોક્કસ જ !

**બધા સાધુ થઈ જાય તો ?**

સ૦ બધા સાધુ થઈ જાય તો થાય શું ? બધા પોષાય શી રીતિએ ?

આજના કેટલાક અજ્ઞાનિઓએ ઉઠાવેલો આ પણ

એક બુટ્ટો જ છે. આવો વિચાર કરીને જ વર્તવાનું નક્કી કરવામાં આવે, તો કાલ સવારે નીતિનો ઉપદેશ દેવાનું પણ બંધ કરી દેવું પડે. પોલીસ સરકારને એવી અરજી કરે કે–'આ લોકો નીતિનો ઉપદેશ દઇને, અમારા પેટ ઉપર પાટુ મારે છે : કારણ કે–જો અનીતિ કરનારા ન હોય તો અમારી જરૂર ન રહે અને તેથી અમારી આજીવિકા શી રીતિએ નભે ?' જો પોલીસ આવી અરજી કરે, તો સરકાર તરફથી શું કહેવાય ? એ જ કહેવાય ને કે–'અનીતિખોરો જીવે છે માટે તમારો ખપ છે એ વાત સાચી, પરન્તુ તમને જીવાડવાને માટે અનીતિને જીવાડાય નહિ !' આખી દુનિયા સાધુ બની જાય, એ કલ્પના જ નકામી છે. એ વસ્તુ અશક્ય છે. આજે તો અહીં આવવા માંડે ત્યારથી કલંકની પરંપરા ઓઢાડ-વાનું અધમ કાર્ય અમૂકો તરફથી શરૂ થઇ જાય છે. સંસારમાં કોઇ ભયંકર અનીતિ કરે, છડેચોક પાપ કરે, માબાપને મારે, બીજી બાયડી કરવાને માટે પહેલીને ભટકતી કરે, કાળા કેર વર્તાવે, એને પ્રાયઃ કોઈ પૂછતું નથી : પણ જો કોઇ એમ કહે કે–'આ સંસાર બૂરો છે માટે મારે છોડવો છે.'–તો તરત જ, પોતાને કાંઈ લેવા–દેવા ન હોય તો પણ પૂછનારા નીકળે છે કે–'બાયડીનું શું થાય ? ગદ્ધો. અક્કલ વગરનો.' એવાઓને બોલાવીને કહો કે–'આવા પુણ્યશાલિને નાહક હેરાન કરો છો, એને બદલે અનીતિ–પાપ સેવનારને કહેવા જાઓ ને ?' પણ એ નહિ માને. ત્યાં તો સમજે છે કે–'નાગાને

કેમ છેડાય ?' કોઇને વૈરાગ્ય થયો હોય અને બીજા ગમે તેમ અપલાપ કરતા હોય એથી જો પેલો જરા ગરમ બને, તો અપલાપ કરનારા કહેશે કે-' આ શું ઉકાળશે ?' અને જો કાંઈ ન બોલે, તો કહેશે કે-' છે જ બોઘા જેવો ને ?' અહીં બધા એટલે કે એવા દોઢડાહ્યાઓ આંગળી કરે, પણ પણે કોઇથી કોઇને કહેવાય નહિ! દુનિયામાં ઘણા દેવાળીયા ફરે છે, શેતાનો રખડે છે, પચીસના પગારમાં પંદર ચા-પાણીમાં ઉડાવી અનીતિથી પેટ ભરનારા અને કુટુંબને રડાવનારા છે, છતાં ત્યાં કેમ બોલાતું નથી ? પારકે પૈસે ભણનારા, પારકે પૈસે મુસાફરી કરી ડીગ્રીધર બનનારા કેટલા ? ત્યાં વાંધો નહિ અને જો કોઈ ધર્મ કરવામાં સહાય કરે તો વાંધો! કહેશે કે-વેચાણખત! સાચી વાત એ છે કે-એવાઓને ધર્મનો ખપ નથી અને કેટલાકોને તો ઉંડે ઉંડે પણ ધર્મ તરફ દ્વેષભાવ છે. જરૂર પડે તો પૈસા આપીને પણ કોઇને ખૂન કરતો અટકાવવો, એ શું ખોટું છે ? આજે તો કેટલેક સ્થળે પૈસા આપીને પણ માણસ નહિ પણ હેવાન બનાવાય છે. આજનું શિક્ષણ માણસાઇનો નાશ કરનારૂં અને જડવાદ તથા સ્વચ્છન્દને પોષનારૂં છે તે છતાં, એમાં મદદ કરવી એ સારૂં અને કોઇ સાચું શિક્ષણ લેવા જાય તેમાં મદદ કરવી એમાં વાંધો! કારણ ? ધર્મ ગમતો નથી. ધર્મ પસંદ નથી. એવા ધર્મવિરોધિઓએ ઉઠાવેલા આવા બુટ્ટાઓથી કલ્યાણાર્થિઓએ સાવધ રહેવાની જરૂર છે. કલ્પના ખાતર એક વાર માની લઈએ કે-બધા

સાધુ થઈ જાય, તો એ કાળ અને હવા કેવાં હશે? એવા વખતે કોઇને ભૂખ જ નહિ લાગે, એમ કેમ માનતા નથી? પહેલાંના કાળમાં, જ્યારે આજના કરતાં કાયા ઘણી મોટી હતી, ત્યારે ચણાની દાળ જેટલો ખોરાક ત્રણ દિવસે એક વાર લેવો પડતો. વસ્તુનો કસ એવો હતો. રસ–કસવાળી વસ્તુ ઓછી ખવાય છે. ઘીથી ઝબોળેલી રોટલી કેટલી ખવાય? મલાઇ ખાનારાઓને પૂછો કે–કેટલો થોડો ખોરાક ખવાય છે? માટે જે કાળમાં બધા સાધુ બની જશે, તે કાળ કોઇ જૂદો જ હશે, એટલે બધા સાધુ થઇ જશે તો રોટલા કોણ આપશે, એવી ચિંતા કરવાની કશી જરૂર નથી. તમારે બધાને અહીં આવવું હોય તો ખૂશીથી આવજો, પણ સંસારની વાસના મૂકીને આવજો. ભીખારી, ચક્રવર્તી, નોકર, શેઠ બધા અહીં આવી શકે છે, પણ મમતા છૂટે તો સૌથી અવાય. એવા આવેલા કદી ભારે નહિ પડે. જો કે–એવો કાળ કદિ પણ આવવાનો નથી, કે જ્યારે દુનિયાના બધા આદમી સાધુ બની જાય, એ વાત નિશ્ચિત જ છે.

**બેકારી અને ત્યાગનો ઉપદેશ :**

સ૦ આજે બેકારીના વખતમાં એનો ઉપદેશ આપવાની જરૂર છે!

આજે બેકારી શાની છે? અનાજની છે કે વિલાસની છે? કોટ્યાધિપતિને ક્રોડ પણ ઓછા લાગે, એ જાતિની બેકારીને કોઇ ન મીટાવી શકે. ખરેખરી બેકારીને ટાળ-

વાને માટે પણ ત્યાગના ઉપદેશ સિવાય રસ્તો નથી. ત્યાગમાર્ગ હૈયે વસ્યો હશે, તો સંસારમાં રહેલા પણ સંતોષપૂર્વક શાન્તિથી ગરીબીમાં પણ જીવી શકશે. જૂલ્મીને સત્તાનો મોહ છોડવાનું કહેવાય, તેમ દુનિયાના જીવોને એમ જ કહેવાય કે–દુનિયાના પદાર્થો નાશવંતા છે, એમાં સુખ આપવાની શક્તિ નથી, માટે મળેલામાં સંતોષ માની ધર્મનું સેવન કરવું જોઇએ. જૈનપણું પાળવા ઇચ્છનારને બેકારી મુંઝવતી નથી : કારણ કે–એ કર્મની સ્થિતિને સમજે છે અને એથી મળેલામાં સંતોષ માની કર્મનો ક્ષય કરવાનો પ્રયત્ન કરે છે. આજની બેકારી તો વિલાસની છે. વિલાસી બનાય તો આફત આવે, બેકારી આવે, તે સ્વાભાવિક છે. પછી રાજા પણ ક્રૂર બને. પહેલાં કેટલાક રાજાઓ કર લેતા નહિ. શ્રીમન્તો, વ્યાપારિઓ, પ્રસંગે પ્રસંગે ભેટના થાળ ધરતા. આજે તો કેટલાક શ્રીમંતો ઇન્કમટેક્ષની ચોરી કરવા માટે બે ચોપડા રાખતાં શીખ્યા છે. રેલ્વે, ટપાલ, દાણ વિગેરેની ચોરી પણ ચાલી રહી છે ! શ્રીમંતો સમજી જાય કે–આપણે ગરીબોનું ભલું કરવું જોઇએ, તો કર નીકળી જાય. ખર્ચ કરાવવો અને પૈસા આપવા નહિ, એ બને ? બધા શ્રીમંતો જો રીતસર ઇન્કમટેક્ષ વિગેરે આપે, તો પણ આજની કેટલીક હાડમારીઓ આપોઆપ દૂર થઈ જવા પામે.

સ૦ શું રાજાઓ સાવ નિર્દોષ છે, એમ આપ કહો છો ?

હું કહું છું એનો એ અર્થ જ નથી. બાકી રાજાઓ

અહીં આવતા નથી, નહિ તો તેમને પણ તેમની ફરજ વિષે કહેવાય. વળી તમારે રાજા રાખવા નથી. આજની સ્થિતિમાં કોને ઉપદેશ દેવો? અત્યારે તો કલેકટરની ઉપર કમીશ્નર, કમીશ્નરની ઉપર ગવર્નર, એના ઉપર વાઇસરૉય, વડો પ્રધાન, પાર્લામેન્ટ, પણ એમાં લાગે કોને? આગળના કાળની રાહત જૂદી હતી. ધણીવાળી સ્ત્રી માર ખાય એ બને, પણ ભૂખી ન મરે. કુલ્ટા માટે એવોય વખત આવે, કે જ્યારે માગી ભીખ પણ ન મળે. એક માણસની બુદ્ધિ ઉંધી જાય, ખરાબ રસ્તે જાય એ બને, પણ એને એમ રહે કે-મારી પ્રજા! આજે તો કોઇનું કોઇ નહિ. સૌ પોતપોતાના વૉર્ડનું ખેંચે, પણ સૌનું કોણ ખેંચે? સૌએ કોની પાસે જવું? પણ આજે તો લગભગ દરેક વિષયમાં કોઇ વિલક્ષણ ભાવનાઓ જ પ્રાયઃ ફેલાઇ રહી છે.

**પહેલી વાત સાધુ થવાની:**

અહીં વાત તો એ ચાલી રહી છે કે-મુક્તિમાર્ગની આરાધના કરવાના બે માર્ગ અનંત ઉપકારિઓએ દર્શાવ્યા છે. સાધુધર્મ અને ગૃહસ્થધર્મ. સંસારમાં કોણે રહેવાનું? જેને સંસારમાં રહેવું હોય તેણે? નહિ, જે સંસારને તજીને સંયમનો સ્વીકાર ન કરી શકતા હોય, તેમને માટે ગૃહસ્થધર્મ. પહેલી વાત તો એ જ કે-મુક્તિના અર્થી એવા જે કોઇ આત્માઓ સાધુધર્મનું પાલન કરવાના યોગ્યતા અને શક્તિ ધરાવતા હોય, તેમણે સંસા-

રમાં રહેવું નહિ. તેવાઓએ તો સંસારને તજીને સંયમ-ધર્મનો જ સ્વીકાર કરવો.

**બાલ્યકાળ–કોરૂં ભાજન :**

પૂર્વના સંસ્કાર જાગ્યા હોય, ખોટી અસર ન થઈ હોય, ત્યાં સુધીમાં નીકળાય તો વળી સારૂં. ઘડામાં દૂધ પણ ભરાય અને મદીરા પણ ભરાય. ઉપકારિઓ ફરમાવે છે કે–આ મનુષ્યજન્મ, એ રત્નત્રયીનું ભાજન છે. એમાં પાપકર્મનું સેવન, એ મદીરા ભરવા જેવું છે. બાલ્યકાળ, એ કોરૂં ભાજન છે. અનાદિકાળના વિષયના સંસ્કાર ઉઘડે નહિ, તે પહેલાં સારા સંસ્કારો નાખી દઈએ તો પરિણામ કેવું સુન્દર આવ

**બે રીતિએ સંસ્કારી બને :**

પથરા બે રીતિએ ગોળ થાય. નદીના પથરા અથડાતાં–ઘસાતાં કદાચ ગોળ પણ બની જાય. એ સિવાય તો પથરા ગોળ ત્યારે જ બને, કે જ્યારે તેને કારીગર ઘડે. તેમ સંસ્કારનું ઘડતર પણ બેય રીતિએ થાય. કોઈક પૂર્વના સંસ્કારી હોય, તો કોઇક સંસ્કાર નાખ્યે સારા બને. ગામડાના અને શહેરના છોકરાઓમાં ફેર હોય છે ને ? ગામડાના છોકરા પણ સામગ્રી મળે તો હુંશીયાર થાય છે, તેમ કોઇક પૂર્વના સંસ્કારથી તો કોઇક આ ભવમાં સંસ્કાર નાખવાથી સન્માર્ગે ચઢી જાય.

**બાલવયની દીક્ષાને અટકાવવાનો કાયદો :**

બાળકની દીક્ષાની વાત નીકળી છે, તો અહીંની પ્રજાને

જેની સાથે સીધી રીતિએ લાગે—વળવે છે એવા આ વિષેના કાયદાની વાત પણ કહી દેવી જોઇએ. કોઈ પણ બાળક સુસામગ્રી મળી હોય ને સારા માર્ગે વળી જાય અગર તો સંસ્કાર પોષાય ને એથી સારા માર્ગે વળી જાય, તો તેમાં વાંધો શો ? બાળકને નિશાળે મૂકાય, એમાં કોની ઇચ્છા જોવાય છે ? બાળકને દૂધ પવાય છે, ખવડાવાય છે, તે કોની ઇચ્છાથી ? બાળક સમજણું ન થાય ત્યાં સુધી મા-બાપની ઇચ્છાથી જ તેને નિશાળે મૂકાય છે. અણુસમજુ છોકરાને માટે, એની ઇચ્છા વિના પણ, એને સન્માર્ગે, હિતકર માર્ગે દોરવાનું વ્યાજબી ગણાય છે. તો પછી જેમાં બાળકની અને માતા તથા પિતાની પણ ઇચ્છા હોય, તેવા પ્રસંગમાં બાળકને પણ સાધુ-ધર્મનું દાન કરાય, તો તે વ્યાજબી જ ગણાય ને ? બાળક-ની ઇચ્છા હોય અને તેનાં માતા-પિતાની સંમતિ પણ હોય, એ ઉપરાંત પ્રવૃત્તિ સુધારનારી—એકાન્તે કલ્યાણ કરનારી હોય, તો એને ગેરવ્યાજબી કેમ જ ગણી શકાય ? આવી પ્રવૃત્તિથી, બાળક બગડે નહિ પણ સારો જ બને, છતાં કદાચ કોઇક પૂર્વના પાપના ઉદયે બગડે, તો પણ એ પ્રવૃત્તિને તો ન જ રોકી શકાય ! આજે આવી સુધારનારી પ્રવૃત્તિને બંધ કરવાના પ્રયત્નો થઈ રહ્યા છે. આવી સારી પ્રવૃત્તિમાં અને તે કરવામાં પાછી છોકરાની ઇચ્છા અને માતા-પિતાની સંમતિ હોય, તે છતાં પણ નિષેધ કેમ ? શાસ્ત્રકાર રજા આપતા હોય, જ્ઞાની લાભ ફ૨-માવતા હોય, સારા પાકચાના સંખ્યાબંધ દાખલા હોય,

છતાં એમાં ના કેમ પડાય છે ? છોકરો ઉન્માર્ગે ન જાય માટે વાલીએ કબજે રાખવો જોઇએ–એમ કહેવાય છે, તો મા–બાપ કહે છે કે–' અમે અમારા કરતાં સારાને સોંપીએ છીએ. ' માબાપની ઇચ્છા છતાં છોકરો ના પાડે, તો પણ અહીં તો દીક્ષા અપાતી નથી. આવી ઉત્તમ દીક્ષાને અટકાવવાનો કાયદો કરવો, એનો અર્થ શો છે ? સારાં મા–બાપના વાલીપણામાં સારા પાકે, તો શેતાનના વાલીપણામાં શેતાન પાકે કે નહિ ? એવા શેતાન પાકતા અટકાવવાને માટે શો કાયદો છે ? લૂચ્ચાઈ શીખવે, લૂચ્ચાઈ શીખવા મોકલે, તેનો વાંધો નહિ અને જે માર્ગે ઉત્તમ બન્યાના સંખ્યાબંધ દાખલા હોય એ માર્ગે સારા વાલીઓને સોંપે, ત્યાં વાંધો ! કારણ ? ચોર, લૂચ્ચા, અનીતિખોરોનાં સંતાનો એવાં પાકે એમ જાણવા અને માનવા છતાં, એવા માટે સંતાન ઉત્પન્ન કરવાનું બંધ કરવાનો કાયદો કેમ થતો નથી ? પણ એમ કરે તો તો મોટો કોળાહળ મચે ને માથાં ઉડે. એવાનાં સંતાનો કેમ પડાવી લેવાતાં નથી ? એમ કરવા જાય તો રાજ્ય ઉડે. આજે જેવું ધર્મ ઉપર આક્રમણ થઈ રહ્યું છે, તેવું બીજે પ્રાયઃ થઈ શકે તેમ નથી. આજે લગભગ આ દશા છે. દુનિયાનો, વ્યવહારનો, રાજ્યનો અને સજ્જનોનો કાયદો એ હોય છે કે–સારા વાલીપણામાં સંતાનને રાખવું. નાની વયનો છોકરો કરી આવે તે નાકબૂલ થાય અને હિતૈષી કરી આવે તે કબૂલ થાય. એમાં કાયદો આડો ન આવે, તો આમાં વાંધો કેમ ?

માર્ગ ઉત્તમ, ઉત્તમ બન્યાના સેંકડો દાખલા, ઉત્તમ કોટિના વાલીપણામાં સોંપાય, છતાં એને અટકાવવાને માટેનો કાયદો ઠોકી બેસાડાય, એ શું વ્યાજબી છે? આવા કાયદાને પ્રજા અનિચ્છાએ માનશે, તો પણ એના હૃદયમાં દુઃખ જરૂર રહ્યા કરશે કે–'તારક માર્ગને નાહક રૂંધવામાં આવ્યો.'

ગૃહસ્થધર્મ :

આપણી ચાલુ વાત તો એ છે કે–જ્યાં સુધી સાધુધર્મ સ્વીકારી શકાય, ત્યાં સુધી સારૂં : પણ મહાવ્રતોનું પાલન કરવું, એ વિગેરે રૂપ સંયમનું પાલન કરવાને જે આત્માઓ અશક્ત હોય, તેઓ પણ ધર્મને–મુક્તિમાર્ગને આરાધી શકે એ માટેના જે કાયદા તે ગૃહસ્થધર્મ છે. ન નીકળી શકવાના કારણે સંસારમાં રહ્યાં રહ્યાં પણ ધર્મ કરી શકે, એ માટે જે દર્શાવ્યું તે ગૃહસ્થધર્મ. અત્યારે એ વિષે લાંબું વર્ણન થઈ શકે તેમ નથી, પણ એટલું બરાબર સમજી લેવું જોઇએ કે–ગૃહસ્થધર્મ કોને માટે છે? સંસારને છોડી શકવાને જે સમર્થ ન હોય, તેને માટે જ ગૃહસ્થધર્મ છે!

ગૃહસ્થધર્મને લગતાં કેટલાંક સૂચનો :

આપણી પાસે અત્યારે વિશેષ સમય નથી, એટલે પરમ દિવસનું વ્યાખ્યાન સાંભળ્યા પછીથી કેટલાકોએ જે પ્રશ્નો રજૂ કર્યા છે, તેમાંના બાકી રહેલા પ્રશ્નોનું સમાધાન થઇ જાય, એવું ટૂંકમાં કહી દેવામાં આવે છે.

પહેલી વાત આજની લગ્નસંસ્થાની છે. તમારી લગ્નસંસ્થાની આજની હાલત તો જૂઓ. સુધારકો ભણેલા જૂએ છે અને વૃદ્ધો પૈસાવાળા જૂએ છે. સુધારકો ભણેલા જૂએ છે, પણ એ નથી જોતા કે–સામો વ્યસની આદિ છે કે નહિ ? અને વૃદ્ધો પૈસાવાળાને જૂએ છે, પણ એ નથી જોતા કે–એદી આદિ છે કે નહિ ? કોઈ આચાર–વિચાર જૂએ છે ? દુ:ખી સ્થિતિમાં પણ સંતોષ રાખી જીવનાર કે ગરીબીમાં પણ નહિ મુંઝાતાં ઉત્તમ આચારોમાં સ્થિર રહેનાર છે કે નહિ, એ કોણ જૂએ છે ? આજે તો વળી પરસ્પર પસંદગીનો નવો કાયદો નીકળ્યો છે. પોતે પસંદગી કરી લે. પસંદગી શાની કરે ? રૂપ–રંગની. જ્યારે જ્ઞાનિઓએ કહ્યું કે–જો સંયોગ જોડ્યા વિના ચાલે તેમ ન હોય, સંયોગ નહિ યોજવાથી સ્વચ્છન્દ વધે એવું જ હોય, તો પણ સંયોગ એવાની સાથે નહિ જોડવો જોઈએ, કે જ્યાં આચાર, વિચાર અને શીલ આદિ સરખાં ન હોય, કે જેથી ગૃહસ્થધર્મને સારી રીતિએ સાધી શકાય નહિ !

× × ×

વિકાર, એ પણ વસ્તુત: શરીરનો રોગ છે. એનો સર્વથા ત્યાગ ન થઇ શકે, તો પણ એના ઉપર કાબૂ તો મેળવવો જ જોઇએ. વ્રતધારિઓ અને સંસારને અસાર માનનાર શિવાયના ગૃહસ્થોમાં, આજે કેવલ કાયિક પ્રકારે પણ દેશથી બ્રહ્મચર્યનું પાલન કરનારાઓ કેટલા અથવા તો કોણ ? મોટે ભાગે એવા, કે જેને કન્યા

મળતી ન હોય, ભટકવાની જગ્યા ન હોય અથવા તો જેની પાસે ભટકવાને માટે જોઈતાં દોઢીયાં ન હોય. આ શું ગૃહસ્થપણાનું ભૂષણ છે ? નહિ જ !

× × ×

સંપૂર્ણ બ્રહ્મચર્ય ન પાળી શકાય તો, લગ્ન, એ ઔષધ પૂરતી બળતા હૃદયે ગૃહસ્થે કરેલી યોજના છે. કેટલાંક ઔષધો એવાં હોય છે, કે જે ઘરમાં રખાય અને કેટલાંક બહારથી જરૂર પડયે લાવવાનાં હોય. સુંઠ ઘરમાં રખાય, પણ રોજ ન ફકાય. ફકાય તો વાયુ થાય ત્યારે. તેમ લગ્નનું સમજો. વાયુને અટકાવવા સુંઠ ખાવી પડે, પણ ભાવના એ કે–વાયુ ન થાય તો સારૂં, એમ આમાં પણ ભાવના એ જ હોવી જોઇએ કે–સંપૂર્ણ બ્રહ્મચર્ય પળાય તો સારૂં. ગૃહસ્થપણામાં જેટલે અંશે બ્રહ્મચર્યનું પાલન, એટલો એ ધર્મ.

× × ×

ગૃહસ્થને જીવવાને માટે વધુમાં વધુ શું જોઇએ ? રહેવાનું સ્થાન વિગેરે. ખાવા માટે અનાજ મળે અને તે પણ ચોપડેલું મળે, તો ચાલે કે નહિ ? ચોપડેલું કેવું ? અતિ ઉષ્ણુ ઘીથી હોં ! કપડાં પણ સાંધ્યા વિનાનાં. આથી અધિક ન ઇચ્છવું, એ ગૃહસ્થધર્મ. તમારી ઇચ્છા શું આટલા પૂરતી જ છે ? એથી વધુ હોય તેટલાનો ત્યાગ કરવાને માટે પણ તમે તૈયાર છો ?

× × ×

સંપૂર્ણ બ્રહ્મચર્ય ન પાળી શકાય તો પણ કુશીલ આદિ

સાથે સંબંધ ન જ થાય–એ વાત જો ખ્યાલમાં હોય, તો આજની જેમ કુચેષ્ટાઓ ન સુઝે. કુચેષ્ટા ન કરવી, આટલો ધર્મ પરસ્ત્રીનો ત્યાગ, એ ધર્મ. સ્વસ્ત્રીમાં પણ જેટલો સંતોષ, એટલો ધર્મ.

× × ×

ગૃહસ્થપણામાં હોવાને અંગે અર્થપ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો પડે તો પણ એ ધર્મ નહિ, પરન્તુ એવો પ્રયત્ન કરતાં એમાં અનીતિ નહિ કરવી એ ધર્મ. દયા આદિની સાધક નીતિનું જેટલું સુદૃષ્ટિએ પાલન, એટલો ધર્મ.

× × ×

પકાવેલી રસોઈ, તૈયાર થએલી રસોઇ ખાવી એ ધર્મ નહિ, પરન્તુ રસોઈ વિગેરે જે કોઈ વસ્તુઓ પોતાને માટે તૈયાર કરી હોય, તેમાંથી સુપાત્રે દેવી, અતિથિને દેવી, એ ધર્મ. બે–પાંચ દિવસને માટે કે બને તેટલા વધુ વખતને માટે, અનાહારી અવસ્થા પ્રાપ્ત કરવાના હેતુથી ખાવાનો ત્યાગ કરવો, એ ધર્મ. ખાધા વિના ચાલે તેમ ન હોય તોય, ખાતી વેળાએ રસના ઉપર કાબૂ મેળવીને અમૂક અમૂક વસ્તુઓનો ત્યાગ કરવો, એ ધર્મ.

× × ×

આ સંસારમાં રહેવું એ ધર્મ નહિ, પરન્તુ આ સંસારથી ક્યારે છૂટાય એમ ઇચ્છવું એ ધર્મ.

× × ×

આથી સ્પષ્ટ છે કે–પેઢીઓ, કંપનીઓ, મીલો ચલાવવી અને પરણવું એ વિગેરે ધર્મ નથી જ.

× × ×

આવી રીતિએ ફરજોનો વિચાર કરવામાં આવે, તો આજના જેવી વિષમ હાલત હોય નહિ. સંસાર ન ગમવો એ મૂખ્ય ધર્મ. સંસાર ન ગમે અને મોક્ષ ગમે, એટલે આજે જે રસપૂર્વક સંસારની પ્રવૃત્તિ થાય છે તે અટકી જાય. સંસારમાં લ્હેર છે, એ માન્યતા ઉડી જવી જોઇએ. સંસારમાં રહેવું પડે એનું હૈયે દુઃખ હોવું જોઇએ. એમ થાય તો સંસારના ત્યાગિઓ તરફ સાચો સદ્ભાવ જાગે. પછી સંસારનો ત્યાગ કરવા ઇચ્છનારાઓના માગને રૂંધાય નહિ, પણ તેમને પોતાના કલ્યાણના હેતુથી બનતી સહાય કરાય: સંસાર છોડેલાની દયા ન આવે, પણ સંસારમાં રહેલા દયાપાત્ર લાગે: સંસારમાં રહેવા છતાં સંસાર કારાવાસ સમાન લાગે, દાવાનળ સમાન લાગે અને એમ થાય એટલે ત્યાગમાર્ગના ઉપદેશો રૂચે તથા ત્યાગમાર્ગના સાચા ઉપદેશકો પ્રતિ અનન્ય ભક્તિભાવ જાગે. આવી દશા પ્રાપ્ત થયા પછી, સંસારમાં રહેવાનો ઉપદેશ આપનારાઓ અપકારી લાગે, દુશ્મનો જેવા લાગે, એ તો સ્વાભાવિક જ છે!

× × ×

વિચારો તો સમજાશે કે—સાધુઓ અને શ્રાવકો વચ્ચે બે મત નથી. બન્નેની માન્યતા એ જ કે—'સંસાર ખરાબ અને મોક્ષ સારો.' એકનો પ્રયત્ન વધુ ને બીજાનો ઓછો, પણ બેયની આરાધના મુક્તિમાર્ગની. ઉલ્લાસ ત્યાં, આનંદ ત્યાં અને સંસારમાં તો શુષ્કતા.

આ નક્કી થઈ જાય, એટલે દેવ તરીકે પૂજનિક તે જ આત્માઓ લાગે, કે જેઓ મુક્તિમાર્ગને સ્થાપી મુક્તિએ ગયા અને જેઓ શ્રી સિદ્ધિપદે વિરાજમાન છે : ગુરૂ તરીકે પૂજનિક તે જ આત્માઓ લાગે, કે જેઓ સંસારને તજી, સંયમને સ્વીકારી, સંસારના ત્યાગનો ઉપદેશ દેતા હોય : અને ધર્મ તરીકે તે જ ઉપાદેય લાગે, કે જે સંસારથી, મોહથી આત્માને પાછો પાડે. એ જ મુક્તિમાર્ગ. આ મુક્તિમાર્ગનું આરાધન કરીને સૌ કલ્યાણને સાધો, એ જ એક શુભેચ્છા.



# શ્રમણ-જીવનની સર્વશ્રેષ્ઠતા

વિ. સં. ૧૯૯૨માં
ઝીંઝુવાડામાં
અપાએલું

**સઘળીય પ્રવૃત્તિઓનો હેતુ :**

જ્ઞાની મહાપુરૂષો ફરમાવે છે અને આપણે આપણા પોતાના અનુભવ ઉપરથી પણ સમજી શકીએ તેવું છે કે–'દુનિયાના સઘળાય પ્રાણિઓ સુખના અર્થી છે.' દુનિયામાં એક પણ પ્રાણી એવો નથી, કે જે સુખનો અભિલાષી ન હોય અને દુઃખનો અભિલાષી હોય. સુખ સૌને ગમે છે અને દુઃખ કોઇને ગમતું નથી. સુખની સાધના માટે સૌની એકસરખી ઇચ્છા છે એટલું જ નહિ, પણ સુખ મેળવવાના હેતુથી વિશ્વના જીવોનો એકધારો પ્રયત્ન પણ ચાલુ જ છે. દુનિયાના કોઈ પણ પ્રાણિની

કોઇ પણ પ્રવૃત્તિને ઉદ્દેશીને તમે વિચાર કરો, તો પણ તમને જણાશે કે–એવી પ્રવૃત્તિ કરવા પાછળ એ પ્રાણિનો આખરી હેતુ એક જ છે અને તે એ જ કે–દુ:ખથી મૂકાવું અને સુખને પ્રાપ્ત કરવું : કારણ કે–દુ:ખ કોઇને પણ રૂચતું નથી અને સુખ સૌને રૂચે છે. આત્મઘાત કરનારાઓના હેતુનો વિચાર કરો, તો પણ તમને જણાશે કે–તેમનો તેમ કરવાનો હેતુ પણ દુ:ખથી મૂકાવાનો જ છે : પછી ભલે ને એ હેતુથી પણ એ હેતુની સાધકને બદલે બાધક એવી જ પ્રવૃત્તિ થતી હોય ! એટલે સુખના અર્થી બધા છે અને દુ:ખના અર્થી કોઇ નથી અથવા તો દુ:ખથી મૂકાવાની અને સુખને પ્રાપ્ત કરવાની સૌની ઇચ્છા છે, એ તો શંકા વિનાની વાત છે. જો કે–સુવિવેકી જ્ઞાનિઓની દૃષ્ટિએ, દુનિયાના અજ્ઞાન જીવોની સુખ માટેની પ્રવૃત્તિઓ વસ્તુત: સુખસાધક છે જ નહિ : કારણ કે–પરિણામે તો તે નિયમા દુ:ખકર જ છે; પણ એ વાત જૂદી છે અને એના ઉપર જ ખાસ વિચાર કરવા જેવો છે : પરન્તુ દુનિયાના જીવોની સઘળીય પ્રવૃત્તિઓનો હેતુ, મૂખ્યત્વે તો એ જ છે કે–દુ:ખથી મૂકાવું અને સુખ પ્રાપ્ત કરવું, એ મતભેદ વિનાની વાત છે.

### આ બુદ્ધિમત્તા છે ?

દુનિયાના જીવોની ઇચ્છા છે કે–અમે દુ:ખ માત્રથી મૂકાઇએ અને સુખને પ્રાપ્ત કરીએ. દુનિયાના જીવોની પ્રવૃત્તિઓનો હેતુ પણ એ છે કે–દુ:ખથી મૂક્ત બનવું

અને સુખને મેળવવું. આમ છતાં પણ, ઘણો ઘણો પરિશ્રમ કરવા છતાંય જ્યારે દુઃખ ટળે નહિ અને વાસ્તવિક સુખ મળે નહિ, ત્યારે બુદ્ધિશાળી માણસોએ તો વિચાર કરવો જોઇએ ને કે-'દુઃખને ટાળવાની અને સુખને પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છા અને સતત્ પ્રવૃત્તિ ચાલુ હોવા છતાં પણ, દુઃખ ટળતું કેમ નથી અને સુખ મળતું કેમ નથી ? વર્ષો સુધી રાત-દિવસ દુઃખને ટાળવાની અને સુખને મેળવવાની એકધારી ઇચ્છા અને પ્રવૃત્તિ ચાલુ હોવા છતાં પણ જ્યારે દુઃખ ટળે નહિ અને સુખ મળે નહિ, તો પણ એના કારણનો વિચાર જ નહિ કરવો-એ શું બુદ્ધિમત્તાનું લક્ષણ છે? એ જાતિની વિચારહીનતા, એ શું વિવેકશીલતાને જણાવનાર છે ? નહિ જ ! જો ના, તો તમે દુઃખને ટાળવાની અને સુખને મેળવવાની વર્ષો સુધી ઇચ્છા સેવી અને એ ઇચ્છાથી શકય તેટલી પ્રવૃત્તિ પણ કરી, છતાં ધારણા મુજબ પરિણામ ન આવ્યું અને કદાચ વિપરીત પરિણામો તો ઘણી વાર આવ્યાં, છતાં એ વિચાર કર્યો ખરો કે-' આવી પ્રબળ ઇચ્છા અને આવી સતત પ્રવૃત્તિ છતાં, દુઃખ કેમ ટળતું નથી અને સુખ કેમ મળતું નથી ?

### દુનિયાના જીવોની અભિલાષા :

દુનિયાના જીવોને જે સુખની અભિલાષા છે, તે સુખ પણ કેવા પ્રકારનું છે ? એ સુખ કોઇ સામાન્ય કોટિનું નથી. તમે કદિ વિચાર્યું છે કે-તમે જે સુખને વાંછી રહ્યા

છો, એ સુખ કેવા પ્રકારનું છે? મોટે ભાગે નહિ. જો તમે સ્થિર ચિત્તે વિવેકપૂર્વક તેનો વિચાર કર્યો હોત, તો તમને સમજાત કે-'તમે જે સુખની અભિલાષાને સેવી રહ્યા છો, તે સુખ કેવા પ્રકારનું છે.' તમને સુખ અને દુ:ખ બન્ને સાથે મળે તો ગમે? ગમે તો નહિ જ! ન છૂટકે નિભાવવું પડે એ વસ્તુ જૂદી છે અને ગમવું એ વસ્તુ જૂદી છે. સુખ-દુ:ખ સાથે મળે તો ન છૂટકે નિભાવી લો એ બને છે, પણ ગમે તો એવું જ સુખ ને, કે જે સુખ દુ:ખના અંશ વિનાનું હોય?

સ૦ હાજી.

તો એથી પૂરવાર થાય છે કે-'તમારે જે સુખ જોઇએ છે તે એવું જોઈએ છે, કે જે દુ:ખના એક પણ અંશવાળું હોય નહિ! બીજી વાત. તમને સુખ મળે તો ખરૂં, પણ તે સુખ અમૂક કાળ પછી ચાલ્યું જાય એવું હોય, તો એ તમને ગમે કે નહિ? નહિ: તો એથી એ પણ પૂરવાર થાય છે કે-'તમારે જે સુખ જોઈએ છે, તે શાશ્વત કાળ સુધી એકસરખી રીતિએ ટકી રહે તેવું જોઇએ છે.' ત્રીજી વાત. તમને સુખ મળે પણ તે જો અધુરૂં મળે, તો બાકીનું સુખ મેળવવાની તમારી અભિલાષા હોય ખરી કે નહિ? હોય જ: તો એથી એ પણ પૂરવાર થાય છે કે-'તમારે જે સુખ જોઇએ છે તે સુખ, જેમ દુ:ખના અંશ વિનાનું પણ જોઇએ છે અને શાશ્વત કાળને માટે એકસરખી રીતિએ ટકી રહે તેવું પણ

જોઇએ છે, તેમ તે સુખ સંપૂર્ણપણાવાળું પણ જોઇએ છે. ’ તમને દુ:ખના અંશોવાળું સુખ મળી જાય, અમૂક કાળ સુધી ટકીને તે પછીથી જવાવાળું સુખ મળી જાય અને અધુરૂં સુખ મળી જાય, તોય તેવા સુખને તમે નિભાવી લ્યો એ વાત જૂદી છે : તમારૂં ચાલે નહિ એટલે એવા દુ:ખના અંશોવાળા, અશાશ્વત અને અધુરા પણ સુખથી તમે ચલાવી લ્યો એ વસ્તુ ન્યારી છે : પણ તે પછીય દુ:ખના અંશોને ટાળવાની, સુખને શાશ્વત કાળ ટકાવવાની અને સુખનું જે અધુરાપણું હોય તેને દૂર કરવાની તમારી ઇચ્છા અને પ્રવૃત્તિ ચાલુ રહે, એ તો શંકા વિનાની વાત છે. આ રીતિએ વિચાર કરતાં તમે સમજી શકચા હશો કે-તમે જે સુખને મેળવવાની અભિલાષા સેવી રહ્યા છો, તે સુખ કેવા પ્રકારનું છે. દુ:ખના અંશ વિનાનું, શાશ્વત અને સંપૂર્ણ સુખ મેળવવાની જ તમારી ઇચ્છા છે અને જેવા સુખને તમે ઈચ્છો છો, તેવા જ સુખને દુનિયાના બીજા પણ જીવો ઈચ્છે છે, એમાં શંકા ઉઠાવવા જેવું કાંઇ છે જ નહિ

## વિપરીત પરિણામનું કારણ :

દુનિયાના જીવોને દુ:ખના લેશ વિનાનું, શાશ્વત અને સંપૂર્ણ સુખ જોઇએ છે,-આ વાતમાં તો કોઈથી પણ વાંધો ઉઠાવી શકાય તેમ છે જ નહિ ! એ વસ્તુ બનવાજોગ છે કે-દુનિયાના બધા જીવો પોતાને આવી ઉત્તમ કોટિનું સુખ જોઈએ છે, એ પ્રકારની પોતાની

ઇચ્છાને શબ્દોમાં વ્યક્ત ન કરી શકે : અથવા તો વિવેકપૂર્વક આ વસ્તુનો આવો વિચાર પણ ન કરી શકે : પરન્તુ વિચારશીલ સુજ્ઞ આત્માઓ એ વસ્તુને બરાબર સમજી શકે તેમ છે કે–' દુનિયાના જીવોને જે સુખ જોઇએ છે, તે દુઃખના અંશ વિનાનું પણ જોઇએ છે, સંપૂર્ણ પણ જોઇએ છે અને શાશ્વત કાળને માટે એકસરખી રીતિએ ટકી રહે તેવું પણ જોઇએ છે.' દુનિયાના જીવોની મનોવૃત્તિનો યથાસ્થિતપણે વિચાર કરનારાઓ, આ વસ્તુને સહજમાં સમજી શકે તેમ છે. આ વસ્તુ નિશ્ચિત થયા પછીથી, પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે–' દુઃખને ટાળવાની અને સુખને મેળવવાની દુનિયાના જીવોની ઉત્કટ ઈચ્છા હોવા છતાં તેમજ દુઃખને ટાળવા માટે અને સુખને મેળવવા માટે દુનિયાના જીવોની અનેકવિધ પ્રવૃત્તિઓ સતતપણે ચાલુ હોવા છતાં પણ, દુઃખ ટળતું કેમ નથી અને જોઇતું સુખ મળતું કેમ નથી ?' આ પ્રશ્નનું વાસ્તવિક નિરાકરણ એ જ છે કે–' દુનિયાના જીવો સુખના અભિલાષી હોવા છતાં પણ, સાચું સુખ શું છે, સાચું સુખ શામાં છે અને સાચું સુખ શેનાથી મળે, એનું દુનિયાના જીવોને વાસ્તવિક ભાન નથી : એ કારણે જે જે પ્રવૃત્તિઓ દ્વારા સાચા સુખની પ્રાપ્તિ થવી એ શક્ય છે તે તે પ્રવૃત્તિઓને સેવવાને બદલે, દુનિયાના અજ્ઞાન જીવો એવી પ્રવૃત્તિઓને સેવી રહ્યા છે, કે જે પ્રવૃત્તિઓ પરિણામે તો નિયમા દુઃખ પમાડનારી હોય ! જે જે વસ્તુ-

એથી, વસ્તુતઃ, સુખની પ્રાપ્તિ થવી જ નથી પણ દુઃખની જ પ્રાપ્તિ થવી છે, તે તે વસ્તુઓની પ્રાપ્તિને માટેના પ્રયત્નો દુનિયાના જીવો કરી રહ્યા છે : અને એથી મહેનત સુખ માટેની છતાં, પરિણામ દુઃખમાં આવે છે.'

**સાધન કેવું જોઇએ ?**

દુઃખના લેશ વિનાનું સુખ જોઇએ છે, માટે સુખનું સાધન સુખ-દુઃખ બન્ને આપનાર ન જોઇએ : શાશ્વત સુખ જોઇએ છે, માટે સુખનું સાધન પણ શાશ્વતકાળ એકસરખી રીતિએ ટકી રહેનારૂં જોઇએ : અને સંપૂર્ણ સુખ જોઇએ છે, માટે સુખનું સાધન પણ એવું હોવું જોઇએ, કે જે સંપૂર્ણ સુખને આપનાર હોય. નાશવંત વસ્તુઓથી શાશ્વત સુખ મળી શકે, એ બને જ નહિ !

**મુમુક્ષુતાની જરૂર :**

આથી સુખના અર્થી આત્માઓએ એ નક્કી કરી લેવું જોઇએ કે-દુઃખના લેશ વિનાના, શાશ્વત અને સંપૂર્ણ સુખને મેળવવાને માટે પર વસ્તુઓનો યોગ સાધવાનો પ્રયત્ન કરવો, એ નિરર્થક જ છે. એવા સુખને પ્રાપ્ત કરવાને માટે તો, પર વસ્તુઓનો ત્યાગ કરવો જોઇએ અને એ માટે મુમુક્ષુતા સ્વીકારવી જોઇએ. મુમુક્ષુતા સ્વીકાર્યા વિના, મુમુક્ષુભાવ આવ્યા વિના, પર વસ્તુઓની તૃષ્ણા છૂટવાની નથી : પર વસ્તુઓની તૃષ્ણા ન છૂટે ત્યાં સુધી પર વસ્તુઓનો વાસ્તવિક ત્યાગ થઈ શકવાનો નથી : અને પર વસ્તુઓનો વાસ્તવિક ત્યાગ ન થાય

ત્યાં સુધી સાચું સુખ, કે જે દુઃખના લેશ વિનાનું, સંપૂર્ણ અને શાશ્વત છે, તે ગમે તેટલી ઇચ્છા અને ગમે તેટલી મહેનત કરવા છતાં પણ મળવાનું નથી.

**સ્વ શું અને પર શું ?**

પર વસ્તુ એટલે શું ? જે વસ્તુને આપણે રાખવા માગીએ તો પણ આપણી ઇચ્છા મુજબ શાશ્વત કાળ રહે નહિ અને જે વસ્તુના યોગે સાચા સુખની સંભાવના ફળે નહિ, તે પર વસ્તુ કહેવાય. એક આપણો આત્મા અને આત્માના ગુણો સિવાયની જેટલી વસ્તુઓ છે, તે પર છે અને નાશવંત સ્વભાવવાળી છે. એવી પર વસ્તુઓ મળવી, ટકવી કે ભોગવવી,–એમાંનું કાંઇ પણ વસ્તુતઃ આપણા હાથમાં નથી. આપણે આપણી ઈચ્છા અને મહેનતથી પણ, પર વસ્તુઓને નષ્ટ થતાં બચાવી શકતા નથી.

**સુખની ઉંધી કલ્પના :**

આવી પર વસ્તુઓ,–શાશ્વત, સંપૂર્ણ અને સર્વથા દુઃખ-રહિત સુખ આપી શકે–એ શું બનવાજોગ છે ? આ પ્રશ્નનો જવાબ 'ન'કારમાં જ હોઇ શકે. આમ છતાં પણ, દુનિયાના જીવોએ પર વસ્તુઓની પ્રાપ્તિમાં અને એના ઐચ્છિક ભોગવટામાં જ સુખની કલ્પના કરી છે : પર વસ્તુઓની પ્રાપ્તિમાં અને એના ભોગવટામાં સુખની કલ્પના કરેલી હોવાથી, એ પર વસ્તુઓને મેળવવાની, સાચવવાની, અનુકૂળ બનાવવાની અને ભોગવવાની ઈચ્છામાં તથા પ્રવૃત્તિમાં જ, દુનિયાના જીવો મશ્ગુલ બન્યા છે : અને

એથી સુખની ઈચ્છા અને સુખ માટેની મહેનત સતતપણે ચાલુ હોવા છતાં પણ, પરિણામ દુઃખમાં આવે છે.

## સાચા સુખની અભિલાષા ક્યારે ફળે ?

આથી સ્પષ્ટ છે કે-જો દુઃખને ટાળવું હોય અને સાચા સુખને પ્રાપ્ત કરવું હોય, તો પર વસ્તુને પર વસ્તુ તરીકે યથાસ્થિતપણે સમજવી જોઇએ અને-' એ પર વસ્તુઓમાં અગર એ પર વસ્તુઓ દ્વારા સુખ છે '-એવી જે ખોટી કલ્પના હૃદયમાં ઘર કરી ગઈ છે, એને કાઢવાનો પ્રથમ પ્રયત્ન કરવો જોઇએ. જો સાચી મુમુક્ષુતા આવે, તો એ ખોટી અને સુખના હેતુથી થવા છતાં પરિણામમાં દુઃખને દેતી કલ્પનાથી દૂર ખસાય તેમજ એ રીતિએ પર વસ્તુઓની તૃષ્ણા ઘટે, તો પર વસ્તુઓનો ત્યાગ કરવાનો પ્રયત્ન થઈ શકે. મુમુક્ષુભાવે પર વસ્તુઓના ત્યાગમાં પ્રયત્નશીલ બનાય, તો પરિણામે પર વસ્તુઓથી સર્વથા મૂક્ત બની શકાય અને એથી દુઃખના લેશ વિનાના, શાશ્વત અને સંપૂર્ણ સુખની જે અભિલાષા છે, તે યથાસ્થિતપણે ફળે. આવી સ્થિતિ પ્રાપ્ત થયા વિના, ગમે તેટલી ઈચ્છા અને ગમે તેટલી મહેનત કરવા છતાં પણ, દુઃખના લેશ વિનાના, શાશ્વત અને સંપૂર્ણ સુખની અભિલાષા ફળે, એ બનવાજોગ જ નથી, એમ જ્ઞાની મહાપુરૂષો ફરમાવે છે. આથી સૌથી પહેલી વાત એ છે કે-સુખના અર્થી એવા સૌ કોઈએ મુમુક્ષુભાવ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો જોઈએ.

**'બીજાનું ચાહે તે થાવ પણ આપણો સ્વાર્થ સધાવો જોઇએ.'-એ વૃત્તિને ફેરવો :**

સાચું સુખ જોઇએ, તો એ ભાવના પણ કેળવવી જોઇએ કે-'જગતભરમાં વસ્તુતઃ મારો કોઈ દુશ્મન જ નથી : કોઈ પણ વ્યક્તિમાં મારૂં બગાડવાની વસ્તુતઃ તાકાત જ નથી.' આવી ભાવના કેળવાઇ જાય, એટલે 'કોઇનું પણ ભૂંડું થાઓ'-એવી ભાવના પ્રાયઃ આવે નહિ. જો સાચું સુખ જોઈતું હોય, તો-'બીજાનું ચાહે તે થાવ પણ આપણો સ્વાર્થ સધાવો જોઇએ.'-એ વૃત્તિને પણ ફેરવવી પડશે. કેવળ પોતાના જ સુખનો અભિલાષી બનેલો અને પર વસ્તુઓની પ્રાપ્તિમાં તથા તેના ભોગવટા આદિમાં સુખ છે એમ માની બેઠેલો-'બીજાને મારી પ્રવૃત્તિથી શું થશે, બીજાને મારી પ્રવૃત્તિથી કેટલું શોષવું પડશે અગર તો બીજાને મારી પ્રવૃત્તિથી કેટલું દુઃખ થશે.'-એનો વાસ્તવિક વિચાર કરી શકતો નથી. આજે દુનિયાના જીવો પોતાના સ્વાર્થને અંગે, પોતાનાં વ્યસનાદિને અંગે અને પોતાના શૉખ આદિને અંગે શું શું નથી કરતા ? સ્વાર્થ, વ્યસન અને શૉખ આદિને માટે કેટલા જીવોને દુભવે છે અને કેટલા જીવોનો સંહાર કરે છે ? એ વ્યસનાદિથી બચાય ક્યારે ? એ માટે ય-'મારૂં સુખ સધાતું હોય તો બીજાનું ગમે તે થાવ.'-એ વૃત્તિ તો ખાસ કરીને જવી જોઇએ. 'પર વસ્તુઓમાં સુખ નથી.'-એમ લાગે અને એ ભાવના પણ કેળવાઈ જાય કે-'જગતભરમાં વસ્તુતઃ મારો કોઈ દુશ્મન જ નથી'

કોઇમાં પણ મારૂં બગાડવાની વસ્તુત: તાકાત જ નથી.'– તો પોતાના સુખને માટે બીજાના સુખને છીનવી લેવા જેવી પ્રવૃત્તિઓથી ધીમે ધીમે પણ જરૂર બચી શકાય.

છેવટનું શરતી સાધન :

દુનિયાના જીવોએ એ પણ સમજવું જોઇએ કે–'આપણુને જેમ સુખ ગમે છે, તેમ દુનિયાના બીજા સઘળા જીવોને પણ સુખ જ ગમે છે : અને આપણુને જેમ દુ:ખ ગમતું નથી, તેમ દુનિયાના બીજા પણ સઘળા જીવોને દુ:ખ ગમતું નથી.' ત્યારે સાચા સુખના સાચા સાધન તરીકે ઓછામાં ઓછી શરત એ છે કે–'બીજા જીવોને દુ:ખ ઉત્પન્ન કરાવે તેવું કાર્ય તો છેવટ નહિ જ કરવું જોઇએ.' ભાવના તો એ જ હોવી જોઈએ કે–'દુનિયાના સઘળાય જીવો દુ:ખ માત્રથી મૂકાઓ અને સાચું સુખ પામો.' દુનિયાના જીવોને સાચું સુખ પ્રાપ્ત થાય, એ માટેના બની શકે તેટલા વધારે પ્રયત્નો કરવા, એ પણ સુખની ઇચ્છાવાળાની ફરજ છે : છતાંય કોઇમાં એવી તાકાત નથી કે–દુનિયાના સઘળાય જીવોને સાચું સુખ પ્રાપ્ત કરાવી શકે : ત્યારે ઓછામાં ઓછું, દુનિયાના બીજા જીવોને દુ:ખ ઉત્પન્ન કરાવે એવા પ્રયત્નથી દૂર રહેવાનો પ્રયત્ન તો અવશ્ય કરવો જોઇએ. જો દુનિયાના બધા જીવોને સુખ આપી શકાતું હોત, તો આપણે એમ પણ કહેત કે–દુનિયાના બધા જીવોને આપણે સુખી બનાવી દેવા જોઇએ : પરન્તુ એ વસ્તુ શક્ય નથી, એટલે દુનિયાના

જીવોને બની શકે એટલું સુખ આપવાનો શકય પ્રયત્ન કરવો જોઇએ અને કોઇ પણ જીવને દુ:ખ ઉત્પન્ન કરવાના પ્રયત્ન માત્રથી બચવું જોઇએ.

## એ જીવન કયું અને કેવું ?

હવે જ્યારે આપણે એમ નક્કી કરીએ છીએ કે–‘દુનિયાના જીવોને સુખ મળે એવા શકય પ્રયત્નો કરવા અને કોઇ પણ જીવને દુ:ખ ઉત્પન્ન કરાવે એવા પ્રયત્નથી દૂર રહેવું, એ સાચું સુખ પ્રાપ્ત કરવાનું સાધન છે.’–ત્યારે એ પણ શોધી કાઢવું પડશે ને કે–‘દુનિયામાં એવું જીવન કયું અને કેવું હોઇ શકે ?’ એ જીવન એવું હોવું જોઇએ, કે જે જીવન જીવતાં એ આત્મા દુનિયાના જીવોને સુખ મળે એવા શકય પ્રયત્નો કરતો હોય અને કોઇ પણ જીવને દુ:ખ ઉત્પન્ન કરવાના પ્રયત્નથી પર બન્યો રહેતો હોય. જ્યારે સાચા સુખના સાચા સાધન તરીકે એવું જીવન જણાવાય, ત્યારે એવું જીવન જગતમાં હોવું જોઈએ એ નક્કી વાત છે અને એથી એ જીવન કયું છે એ શોધી કાઢવું જોઇએ. એવું જીવન જો જગતભરમાં કોઈ જીવી શકે તેમજ ન હોય, તો તો એને સુખના સાધન તરીકે જણાવવું નિરર્થક છે : કારણ કે–જે જીવન કોઈનાથી પણ જીવી શકાય તેવું જ ન હોય, તે જાણવા કે જણાવવાથી લાભ શો ? કહેવું જોઇએ કે–કશો જ નહિ. આથી સ્પષ્ટ છે કે–‘જે જીવન જીવતાં દુનિયાના જીવોને સુખ મળે એવા શકય પ્રયત્નો થાય અને કોઈ

પણ જીવને દુઃખ થાય એવા પ્રયત્ન માત્રથી બચાય, એવું જીવન જગતમાં હોવું તો જોઇએ જ !'

**વિવેકી બન્યા વિના એ જીવન નહિ જડે :**

આજે તો એ ભાવના મોટે ભાગે ઘર કરી બેઠી છે કે-' દેવ-ગુરૂ તરફથી પણ અમારો પૌદ્ગલિક સ્વાર્થ સધાવો જોઇએ. અમે પર વસ્તુઓમાં સુખ માન્યું છે, માટે દેવ-ગુરૂએ અમને પર વસ્તુઓ મળે અને અમારી પાસે પર વસ્તુઓ ટકે એમ કરવું જોઇએ. અમને પર વસ્તુઓ જો દેવની પૂજાના પ્રતાપે મળતી હોય અને ટકતી હોય, તો જ અમે દેવની પૂજા કરીએ : નહિતર નહિ.' માત્ર દેવની જોડે જ આવો સોદો છે એમ પણ નથી. ગુરૂની જોડે પણ લગભગ આવો જ સોદો જોવાય છે. ' ખરા ગુરૂ તે, કે જે અમને પર વસ્તુઓ મેળવવામાં મદદગાર નિવડે અને અમારી પર વસ્તુઓ જો નષ્ટ થતી હોય તો મંત્રજંત્રાદિ પ્રયોગોથી કે બીજી રીતિએ બચાવી દે.' ટૂંકમાં વાત જ એક કે-'બીજા જીવોને ગમે તેટલું દુઃખ થાઓ, પરન્તુ ગમે તે રીતિએ મારો સ્વાર્થ સધાવો જોઇએ. '-પણ આવી ભાવનાને દૂર કરવાનું તો કહેવાઈ ગયું અને એ વાત નક્કી કરી કે-'દુનિયાના જીવોને સુખ ઉપજે એવા શક્ય પ્રયત્નો કરવા જોઇએ ! દુનિયાના જીવોને સુખ આપવાની પ્રવૃત્તિ કદાચ ન બની શકતી હોય, તો પણ એવી પ્રવૃત્તિથી દૂર રહેવું જોઇએ, એવી પ્રવૃત્તિ નહિ આચરવી જોઇએ, કે જે પ્રવૃત્તિ

ાચરવાથી દુનિયાના કોઈ પણ જીવને દુઃખ દીધું એમ
રે! ત્યારે દુનિયાના જીવોને દુઃખ ઉત્પન્ન કરવાની પ્રવૃ-
ત્તિથી બચી જવાય, એવું જીવન કર્યું હોઇ શકે? જ્યાં
ુધી પર વસ્તુઓમાં સુખની કલ્પના કરી છે તે ખસે
ાહિ, કુલક્ષણો દૂર થાય નહિ, ગમે તે રીતિએ પોતાનો
ત્રાર્થ સાધવો એવી વૃત્તિ ખસે નહિ અને આપણે
ાપણા સુખ માટે બીજાને દુઃખ નહિ ઉપજાવવું જોઇએ
ે વૃત્તિ આવે નહિ, ત્યાં સુધી એવું જીવન કર્યું હોઈ
કે?–એની વાસ્તવિક ગમ પણ પડશે નહિ. કેટલાકને તો
ેવું જીવન હોઈ શકે છે, એ વાત પણ ગળે ઉતરવી મુશ્કેલ
ડશે : માટે સાચા સુખનાં વાસ્તવિક સાધનોનો વિચાર
રતાં પણ સુવિવેકી બનવું પડશે. જ્યાં સુધી આત્મામાં
વિવેક પ્રગટ્યો નથી, ત્યાં સુધી કોઇ પણ વસ્તુ
સ્તુસ્વરૂપે સમજાવી અને જચવી એ મુશ્કેલ છે.

**ːમન માનનારને ય દુશ્મન ન માનો :**

જેઓને આ દુનિયાનું સુખ ગમે, પર વસ્તુઓથી
ળતા ક્ષણિક, ભ્રામક અને પરિણામે દુઃખદાયી સુખને
ળવવામાં જ જેઓ પોતાનું કલ્યાણ માનતા હોય, એવું
લ્પનિક સુખ મેળવવાની જ જેઓની ઈચ્છા હોય, તેઓને
ની આડે આવનારાઓ દુશ્મન રૂપ લાગે, તો તે અસ્વા-
ાવિક નથી. એવી વૃત્તિવાળા માણસોને–'પર વસ્તુઓ
ળવવામાં અને ભોગવવામાં પાપ છે અને એથી દુઃખ
'–એવો યથાસ્થિત અને એકાન્ત હિતકર પણ ઉપદેશ

આપનારા મહાત્માઓ અગર તો જેમને જેમને એ આદમીએ પોતાની સાધનામાં નડતર રૂપ માની લીધા હાય તે બધા જ દુશ્મન રૂપ પણ લાગે, તો એમાં નવાઇ પામવા જેવું કાંઈ જ નથી. જ્યાં એ દશા હોય, ત્યાં– મને દુશ્મન માને એને ય હું દુશ્મન ન માનું.'–એ માન્યતા આવે જ ક્યાંથી? પણ સાચા સુખની સાચી સાધના કરવાને માટે–'મને જે દુશ્મન માને, તેને પણ હું દુશ્મન ન માનું.'–એ માન્યતા કેળવવી, એ પણ અતિ જરૂરી છે. આવી માન્યતા કેળવવી એ સહેલું કામ નથી. 'મને દુશ્મન માને એને ય હું દુશ્મન ન માનું'–એ માન્યતા લાવવાને માટે, પર વસ્તુઓની પ્રાપ્તિમાં અને એના ભોગવટામાં કરેલી સુખની કલ્પનાને સૌથી પહેલી દૂર કરવી પડશે.

પરત્યાગ વિના સાચું સુખ નથી :

એ વાત પણ થઈ ગઈ કે–આત્મા સિવાયની સઘળી વસ્તુઓ પર છે: દુ:ખના લેશ વિનાનું, શાશ્વત અને સંપૂર્ણ એવું સુખ દુનિયાના જીવોને વસ્તુત: સુખી થવા માટે જોઇએ છે: અને એવું સુખ પર વસ્તુઓની પ્રાપ્તિથી અગર તો પર વસ્તુઓના ભોગવટાથી પ્રાપ્ત થવું એ શકય નથી. જ્ઞાની મહાપુરૂષો તો ફરમાવે છે કે–'પર વસ્તુઓના સંસર્ગનો જ એ પ્રતાપ છે કે–દુનિયાના જીવો દુ:ખી છે.' જ્યારે પર વસ્તુઓનો સંસર્ગ, એ જ દુ:ખનું મૂળ કારણ છે અને સાચું સુખ પ્રાપ્ત થવામાં અંતરાયભૂત

છે, તો એ પર વસ્તુઓ તજવા જેવી છે, મૂકવા જેવી છે, એ વાત પણ નક્કી થઇ જાય છે. અર્થાત્-સાચું સુખ જોઇએ, તો પર વસ્તુઓને તજી દેવી જોઇએ.

**પરત્યાગમાં પણ વિવેક જોઇએ :**

આત્મા સિવાયની સઘળી વસ્તુઓ પર છે : પર વસ્તુઓનો આત્મા સાથેનો એકમેક રૂપ સંસર્ગ જ્યારે ટળશે, ત્યારે જ સાચું સુખ પ્રાપ્ત થશે : એટલે પર વસ્તુઓ તજવા જેવી છે, એ વાત મતભેદ વિનાની થઈ. હવે પર વસ્તુઓ તજવી કયી રીતિએ ? શરીર પણ પર વસ્તુઓમાં આવી જાય છે : તો કોઈ પૂછશે કે-' શું શરીરને કાપી નાખવું ?' નહિ. એમાં પણ વિવેક વાપરવાનો છે. કેટલીક પર વસ્તુઓ એવી પણ છે, કે જે વસ્તુઓને સાચા સુખની સાધનામાં સહાયક બનાવી શકાય છે. જે પર વસ્તુઓ સાચા સુખની સાધનામાં બાધક નિવડતી હોય, તેને સર્વથા તજી દેવી જોઈએ અને જે પર વસ્તુઓ સાચા સુખની સાધનામાં સહાયક થાય તેમ હોય અને જેને રાખ્યા વિના ચાલી શકે તેમજ ન હોય, તે પર વસ્તુઓને રાખવા છતાં, તેનાથી સહાય મળી રહે અને નુકશાન ન થાય, એવો વર્તાવ કરવો જોઇએ. આમ કરવાને બદલે આપણે જો શસ્ત્રાદિથી શરીરનો નાશ કરીએ, તો તો પરિણામ એ જ આવે કે-આપણે સાચા સુખની સાધના જ કરી શકીએ નહિ : કારણ કે-હત્યા કરવા દ્વારા આત્માને શરીરના સંસર્ગ માત્રથી મૂક્ત બનાવી શકાતો નથી.

**શરીરનો સંબંધ :**

જો કે-એ વાત સુનિશ્ચિત જ છે કે-શરીર, એ પણ એક પર વસ્તુ જ છે અને એથી એનો સંબંધ પણ તજવા યોગ્ય જ છે. જ્યાં સુધી શરીરની સાથે આત્માનો સંબંધ છે ત્યાં સુધી દુ:ખના લેશ વિનાનું, શાશ્વત અને સંપૂર્ણ સુખ અનુભવી શકાય એ શકય નથી : પરન્તુ સાચા સુખની સાધનામાં શરીર એ પણ જરૂરી છે અને જ્યારે એવું સુખ પ્રાપ્ત થવાની તક આવી પહોંચે છે, ત્યારે શરીર આપોઆપ છૂટી જાય છે. આથી એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે-શરીર સાથેનો વર્તાવ એવો હોવો જોઇએ, કે જેથી તે સાચા સુખની સાધનામાં વિઘ્નકર ન બને. શરીર હોય ત્યાં સુધી સાચા સુખની સાધના થઈ શકે નહિ, એમ માનતા નહિ. આ શરીરને શસ્ત્રાદિથી હણાય તો પણ, શરીર સાથેનો આત્માનો સંબંધ તૂટી જવાનો નથી : એક શરીર જતાં બીજા શરીરમાં આત્મા ગોંધાવાનો છે : માટે શરીરનો પણ સદુપયોગ જ કરવો જોઇએ. આમ છતાં, શરીરનો સંબંધ પણ તજવા યોગ્ય છે એમ તો માનવું જ જોઇએ અને તો જ સાચા સુખની સાધનામાં શરીરસેવાથી વિઘ્ન ઉભું થાય નહિ અને એના મોહમાં આત્મધર્મને ભૂલી જવાય નહિ.

**શરીરને વળાવુ બનાવો :**

શરીર પર હોવા છતાં પણ, દુ:ખના લેશ વિનાનું, અશાશ્વત ને સંપૂર્ણ એવું જે સાચું સુખ, તેના પરમ કારણ

રૂપ સુધર્મની સાધનાને માટે તે જરૂરી છે. લૂટારાની જાતિના વળાવાથી પણ લક્ષ્મીને સાચવી શકાય છે. જેને વળાવુ બનાવ્યો, તેને જરૂર પડયે ખાવા-પીવાનું અપાય, પહેરવા-ઓઢવાનું અપાય, દવા વિગેરે અપાય, એને જરૂર મુજબ પોષાય, પણ મીલ્કત ન બતાવાય-એમ વળાવુ રાખનારા કહે છે. એ કહે છે કે-'મીલ્કત બતાવીએ તો એની દાનત બગડે અને દાનત બગડે તો રક્ષા માટે રાખેલ તથા પોષેલ વળાવુ મીલ્કતને હડપ કરી જાય -લૂંટી જાય.' ટૂંકમાં વળાવુની સાથેનો વ્યવહાર એવો ન હોવો જોઇએ, કે જેથી મીલ્કત જ જાય. એ રીતિએ સાચા સુખના પરમ કારણ રૂપ સુધર્મની સાધના કરવામાં શરીર પણ અજબ સહાયક હોવાથી, શરીર ટકી શકે એ પૂરતાં આહાર-પાણી અપાય, શરીર નભી શકે એ પૂરતાં વસ્ત્રાદિનો ઉપયોગ કરાય અને પ્રસંગે સમાધિ ટકાવવાને માટે જરૂર હોય તો શરીરને દવા વિગેરે પણ અપાય : પરંતુ એ ખોરાક આદિ પણ એવી રીતિએ આપવાં જોઈએ, કે જેથી પરને પીડા ઉપજાવનાર ન બનાય તેમજ ખોરાક આદિ આપતાં ધર્મસાધનાનું ધ્યેય ભૂલાય નહિ. ધર્મસાધના માટે શરીર ઉપયોગી છે-એવા બહાના નીચે શરીરની આળપંપાળમાં પડી જતાં, ધર્મ દૂર રહી જાય અને શરીરશુશ્રૂષા પ્રધાન બની જાય, માટે એ વિષેની સાવચેતી પણ રાખવી જોઇએ : અર્થાત્-શરીર આત્મસુખસાધક ધર્મનું સાધન જ બન્યું રહે, તે રીતિએ શરીરને પણ પાળવું-પોષવું જોઇએ.

**શરીરપોષણ પૂરતી જ ધાંધલ નથી :**

શરીર, એ આત્માથી પર વસ્તુ હોવા છતાં પણ, આ રીતિએ એને ધર્મસાધનાનું જ કારણ કયા જીવનમાં બનાવી શકાય? એવું જીવન આ દુનિયામાં કયું હોઇ શકે?–એ વિચારણીય છે. એ જીવનનો સાચો ખ્યાલ મેળવવાને માટે, એક વાર પર વસ્તુઓ તજવા યોગ્ય છે, એ વાતને હૃદયમાં બરાબર જચાવી દેવી જોઇએ. આજે તો તજવા યોગ્ય વસ્તુઓને માટે દુનિયામાં ભયંકરમાં ભયંકર ધમાલો પણ મચી રહી છે. શું એ બધી ધમાલો માત્ર શરીરને નિભાવવાને માટે જ મચી રહી છે? નહિ જ. શરીર તો શું માગે? પેટમાં નાખવાને ભાર. એ ભાર એવી રીતિએ કેળવેલો નાખવો પડે, કે જેથી શરીર નભી શકે. વધુમાં શરીર બે–ચાર કપડાં કે પહેરવા–ઓઢવાનું સાધન માગે. સામાન્ય રીતિએ એમ કહી શકાય કે–બાકી તો શરીરને જેમ કેળવીએ તેમ કેળવાય. કહેવાનો મુદ્દો એ છે કે–શરીરને નિભાવવાને માટે બહુ જરૂરીયાતો નથી: દુનિયામાં ચાલી રહેલી બધી ધમાલો એને અંગે જ છે એમ પણ નથી: શરીર-નિર્વાહ માટે જરૂરી વસ્તુની વાત જૂદી છે, પણ એ સિવાયની ધાંધલો બીજી ચીજોને જરૂરી માની છે માટે થઈ રહી છે.

**મનની ભૂખ :**

'પર વસ્તુઓની પ્રાપ્તિમાં અને પર વસ્તુઓના ભોગ-વટામાં સુખ છે'–એવી કલ્પનાથી જ, દુનિયામાં કારમી

ધમાલો મચી રહી છે. દુનિયામાં આજે એવી ભ્રામક કલ્પનાના યોગે કેટલીય કત્લેઆમો ચાલી રહી છે કોઇ પણ માણુસ એ પૂરવાર કરી શકે એમ છે જ નહિ કે–'દુનિયામાં ચાલતી ધમાલો માત્ર શરીરનિર્વાહ પૂરતી જ ચાલી રહી છે.' વ્યસનાદિ શાને માટે ? માંસભક્ષણુ, શિકાર આદિ શા માટે ? મોટે ભાગે મનઃ-સંતોષને માટે. કોટ્યાધિપતિ શું ક્રોડને ખાય છે ? નહિ : પણુ ક્રોડ જૂએ, એટલે–'આ ક્રોડ મારા'–એમ થાય છે અને એથી એનું મન ધરાય છે. છતાં કદાચ એ કોટચાધિપતિ બીજાને વધુ ઋદ્ધિવાળો જૂએ, એટલે એનું મન ભૂખ્યું થઇ જાય. દુનિયાના જીવોને જેટલી પેટની ભૂખ છે, એને બદલે એમને કેઇ ગુણી વધારે મનની ભૂખ છે. દુનિયામાં ચાલી રહેલી કારમી ધમાલે પેટની ભૂખથી થઇ રહી નથી, પણુ મનની ભૂખથી જ થઈ રહી છે. પર વસ્તુઓમાં સુખની કલ્પના કરી બેઠે લાનું મન, વસ્તુતઃ કદિ પણુ ધરાતું નથી અને એથ ગમે તેટલી સંપત્તિવાળો અને સત્તાવાળો આદમી પણ બેભાન બનીને, પર જીવોને થતી પીડાની દરકાર રાખ્યા વિના, પર વસ્તુઓને મેળવવા, રાખવા અને ભોગવવા વિગેરેને માટે કારમી ધમાલો મચાવતો જોવાય છે.

**પરપીડારહિત શરીરનિર્વાહ :**

મનની ભૂખ એટલે શું ? તૃષ્ણા, એ મનની ભૂખ છે. પર વસ્તુઓની તૃષ્ણા, એ મનની ભૂખ છે. શરીર

માટે આજની કારમી ધમાલો જરૂરી છે, એમ ન માનતા. પેટની ભૂખ માટે આજની કારમી ધમાલો જરૂરી છે જ નહિ. જો વિવેકપૂર્વક જીવાય તો પરને પીડા રૂપ બન્યા વિના પણ, શરીરનો નિર્વાહ કરી શકાય છે. શરીરનો નિર્વાહ કરતાં જો આવડે, તો શરીરનિર્વાહ કરતા રહેવા છતાં પણ, સાચા સુખને પ્રાપ્ત કરાવનાર ધર્મની આરાધના કરી શકાય છે. એવા ઉત્તમ પ્રકારનું જીવન આ જગતમાં હોઈ શકે છે. બીજા જીવોને પીડા ઉપજાવનારા બન્યા વિના પણ જીવન જીવાય, તો તેના જેવું બીજું એક પણ ઉત્તમ જીવન નથી. 'પર વસ્તુઓ ત્યાજ્ય છે'– એ પહેલાં સમજાઈ જવું જોઈએ : એ સમજાઇ જાય તો પર વસ્તુઓની તૃષ્ણા ભાગે : અને એ પર વસ્તુઓની તૃષ્ણા ભાગે એટલે મનની ભૂખ ભાગી સમજો : પછી કારમી ધમાલો મચાવવાનું રહેશે નહિ અને શરીરનિર્વાહ એવી રીતિએ કરાશે, કે જેથી બીજા જીવોને દુઃખ ઉપજાવનારા બનાય નહિ અને સાચા સુખની સાધના થઇ શકે.

આત્માના દુશ્મનને ઉપકારી ન માનો :

એ પણ વિચારો કે–દુનિયામાં કારમી ધમાલો મચાવવાના કારણભૂત જે મનની ભૂખ છે, તે મનની ભૂખને જે વધારનારા હોય તે ઉપકારી છે કે અપકારી છે? મનની ભૂખ વધે એવું લખે, મનની ભૂખ વધે એવું બોલે, મનની ભૂખ વધે એવા માર્ગોમાં દુનિયાના જીવોને યોજે અને મનની ભૂખ વધે એવી જાતિનો પ્રચાર કરે, એવાઓ

શું દુનિયાના જીવોના ઉપકારી છે ? એવાઓ શું દુનિયાના જીવોના આગેવાન બનવાને લાયક છે ? એવાઓ શું દુનિયાના જીવોથી પૂજાવાને યોગ્ય છે ? નહિ જ. વાસ્તવિક રીતિએ વિચારવામાં આવે, તો દુનિયાના જીવોને માટે એવા આદમીઓ ઉપકારી તો નથી જ, પરન્તુ ભયંકર દુશ્મન રૂપ છે : છતાં જ્યાં સુધી દુનિયાના જીવો પર વસ્તુઓની પ્રાપ્તિમાં અને એના ભોગવટામાં સુખ માની રહ્યા છે, પર વસ્તુઓથી જ સુખ કલ્પીને મુંઝાઇ રહ્યા છે અને સાચું સુખ શું છે, તે શામાં છે તથા તે શાથી મળે-એને યથાસ્થિતપણે સમજી શકતા નથી, ત્યાં સુધી મનની ભૂખને વધારનારાઓ-વાસ્તવિક રીતિએ દુશ્મનનું કાર્ય કરતા હોવા છતાં પણ-દુનિયાના જીવોને ઉપકારી તરીકે લાગે, તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું જ નથી : કારણ કે-પોતાને જે ગમતું હોય, તે મેળવી આપવાની વાતો કરનાર ઉપકારી લાગે, તે સ્વાભાવિક છે.

### આજના શિક્ષણાદિના દાતા ઉપકારી છે ?

વસ્તુતઃ દુનિયાના જીવોની મનની ભૂખને વધારનાર કોઇ પણ હોય, પરન્તુ તે ઉપકારી નથી. જે શિક્ષણાદિના પ્રતાપે એ ભાવના જાગે કે-' આત્મા સિવાયની સઘળી વસ્તુઓ પર છે : પર વસ્તુઓ મેળવવાથી ને ભોગવવાથી સાચું સુખ દૂર ભાગે છે તથા દુઃખ પ્રાપ્ત થાય છે : માટે સાચું સુખ પ્રાપ્ત કરવાને માટે જીવન એવી રીતિએ જીવવું, કે જેથી બીજા જીવોને પીડા ઉપજા-

વનારા બનાય નહિ '-એ શિક્ષણાદિ ઉપકારી છે ?, કે જે શિક્ષણાદિના પ્રતાપે-' ગમે તે રીતિએ, અનીતિ-પ્રપંચ આદિ પાપો કરીને પણ, તેમ જ બીજા જીવોને એથી કેટલું દુઃખ થાય છે, તેનો વિચાર સરખોય કર્યા વિના પણ, પર વસ્તુઓ મેળવવા તથા ભોગવવાને ઉદ્યત થવું. '-એવી ભાવના ઉત્પન્ન થાય, તે શિક્ષણાદિ ઉપકારી છે ? આજના શિક્ષણાદિના પ્રતાપે પર વસ્તુઓની પ્રાપ્તિ અને એના ભોગવટામાં આડે આવનાર દુશ્મન રૂપ લાગે, એવી મનોદશા કેળવાય છે કે નહિ ? જો હા, તો એવા શિક્ષણાદિને માટે પ્રેરણા કરનાર, પ્રબંધ કરનાર અને એવા શિક્ષણાદિને ઉત્તેજન આપનાર ઉપકારી નથી, પણ દુશ્મનનું કાર્ય કરનાર છે, એ દેખીતી વાત છે.

### ધર્મના નામે મનની ભૂખ વધારનારા :

દુનિયાના જીવોની મનની ભૂખને વધારવાના આજે અનેક પ્રકારે પ્રયત્નો ચાલી રહ્યા છે. દુનિયામાં સત્યના નામે, અહિંસાના નામે અને ધર્મના નામે પણ દુનિયાના જીવોની મનની ભૂખને વધુ ને વધુ જગાડનારા જીવે છે અને દુનિયાના અજ્ઞાન જીવો એવાને પણ ઉપકારી માનવાની ભૂલ કરે છે. એવી ભૂલ શાથી થાય છે ? એનું કારણ શું ? મૂખ્યત્વે કારણ એ જ છે કે-દુનિયાના જીવો એના અભિલાષી છે. જો દુનિયાના જીવોને એ વાત બરાબર સમજાઈ જાય કે-' પર વસ્તુઓનો સંસર્ગ જ સાચું સુખ પ્રાપ્ત થવામાં અંતરાય રૂપ છે, પર વસ્તુઓ

તજવા યોગ્ય છે અને પર વસ્તુઓની તૃષ્ણા દુઃખદાયી છે.'-તો દુનિયાના જીવોની મનની ભૂખને વધારનારાઓ, દુનિયાના જીવોને ઉપકારી તરીકે લાગે નહિ: અને એથી અહિંસાના નામે, સત્યના નામે કે ધર્મના નામે દુનિયાના જીવોની મનની ભૂખને વધારનારાઓ ફાવી શકે નહિ. 'આવું શિક્ષણાદિ કોણ આપી શકે? એવાઓનું જીવન કેવું કહેવાય? અને એ જીવન કયી રીતિએ જીવાય?'–આ બધું વિચારવું જરૂરી છે.

**પૂર્વની અને વર્તમાનની વૃત્તિ :**

જ્યારે આર્યશિક્ષણ અને આર્યસંસ્કૃતિનો પ્રભાવ બરાબર વિસ્તરેલો હતો, ત્યારે જનસમૂહમાં સામાન્ય રીતિએ એ ભાવના હતી કે–'સૌના પુણ્યનું સૌ ખાય : સૌ પોતપોતાના પુણ્ય મુજબ સામગ્રી પામે અને ભોગવે.' એના પ્રતાપે–ગરીબોને શ્રીમંતોની, પ્રજાને રાજાની અને ઓછી સામગ્રીવાળાઓને વધુ સામગ્રીવાળાઓની સામાન્ય રીતિએ ઇર્ષ્યા નહિ થતી. કોઈ પૂછે કે–'તમને કેમ છે?' તો કહેવાતું કે–'આનંદ છે : અમારા પુણ્ય મુજબ અમે ભોગવીએ છીએ.' કોઈ હાથીના હોદ્દા ઉપર ચઢીને જતો હોય, તો એથી નીચે ચાલનારને ઇર્ષ્યા નહિ થતી કે સલામ ભરવામાં પણ નાનમ નહિ લાગતી. કારણ? હૃદયમાં એ વાત જચેલી કે–'સૌ પોતપોતાના ભાગ્યનું ભોગવે છે.' આજે દૃષ્ટિ ફરી છે. આજે તો કહે છે કે–'એવો ભેદ ન જોઈએ. અમે પગે ચાલીએ અને એ

હાથી ઉપર બેસીને જાય એ કેમ બને ?' આવી રીતિએ કહે અને પછી હાથી ઉપર બેઠેલાને પટકવા જાય, તો શું થાય ? ઉપર બેઠેલો શું કરે ?

સ૦ પટકવાનો પ્રયત્ન કરનારાઓને શિક્ષા કરે.

પછી એમ તો ન કહેવાય ને કે–'એ ખોટી રીતિએ શિક્ષા કરે છે ?' આવી તો ઘણી ધમાલો આજે મચી રહી છે. આ ધમાલોનું અને દૃષ્ટિ ફરવાનું કારણ શું ? કહેવું જ પડશે કે–'પર વસ્તુઓની પ્રાપ્તિ અને ભોગવટામાં જ સુખ મનાયું, એની આડે આવનાર દુશ્મન રૂપ લાગ્યા અને બીજાનું ગમે તે થાવ પણ મારો સ્વાર્થ સધાઓ એવી ભાવના આવી.'–એ જ એનું પ્રબળ કારણ છે. આવી દશામાં પરસ્પર ક્ષુદ્રતાથી ભરેલી લડાઇઓ ઉભી થાય, એમાં પણ નવાઇ પામવા જેવું શું છે ?

**તત્ત્વજ્ઞાનનો આદર :**

આ ભારતવર્ષમાં જ્યારે આર્યસંસ્કૃતિ પ્રધાનતા ભોગવતી હતી, ત્યારે મોટે ભાગે એવી લડતો ઉત્પન્ન થતી નહિ. તે સમયે ગરીબીમાં પણ અમીરી ભોગવી શકાતી. કારણ ? તત્ત્વજ્ઞાનની સામગ્રી તે સમયે પ્રધાનપદે હતી. તે સમયે તત્ત્વજ્ઞાન પ્રતિ સવિશેષ આદર હતો. મૂળથી સંસ્કારો જ એ કે–'દુનિયાના પદાર્થો નાશવંત છે. એ મળે તેય ભાગ્યાનુસાર, ભોગવાય તેય ભાગ્યાનુસાર અને જાય તેય ભાગ્યાનુસાર.' આવા સંસ્કારોના યોગે, પોતાના સ્વાર્થ માટે બીજાનું ઝુંટવી લેવાની ભાવના થતી

નહિ કે કોઈને વધુ સામગ્રીવાળો જોઈને ઈર્ષ્યા થતી નહિ. એવું તત્ત્વજ્ઞાન આજે પર વસ્તુઓમાં સુખ માની બેઠેલાને ગમતું નથી અને એથી દુનિયાના બીજા જીવોને પીડા ઉપજાવવાથી બચનારા તથા શરીરનિર્વાહ પણ બીજા જીવોને પીડા ઉપજાવનારા ન બનાય એ રીતિએ કરીને, એકાન્તે ધર્મની સાધના કરનારા તથા જગતના જીવોને ધર્મની સાધના કરવાની જ પ્રેરણા કરનારા જીવનવાળાની કિંમત સમજાતી નથી. એવા મહાપુરૂષોની હયાતિની જરૂર અને ઉપકારકતા પણ, એથી જ સમજાતી નથી. પૂર્વે એમ નહિ હતું. પૂર્વે તો એ તત્ત્વજ્ઞાનનો અને એવા તત્ત્વજ્ઞાની મહાત્માઓનો પરમ આદર થતો : કારણ કે–તે વખતે જીવો મૂખ્યત્વે એના અર્થી હતા. આજે તો સાચા તત્ત્વજ્ઞાન પ્રત્યેનો અનાદરભાવ વધતો જાય છે.

### આર્ય–શિક્ષણ અને સંસ્કૃતિનો પ્રભાવ :

આર્યસંસ્કૃતિનો પ્રતાપ કેવો હતો, એ સમજવાને માટે અને પૂર્વના કુળાચારોને જાણવા માટે, શ્રી રામાયણમાંના અમૂક પ્રસંગો તો ખાસ વિચારવા જેવા છે. શ્રી રામચંદ્રજી જેવાએ પિતાના વચનનું પાલન થાય અને પોતાના લઘુબંધુ શ્રી ભરત રાજ્યનો સ્વીકાર કરે, એ માટે જ રાજગાદીને બદલે વનવાસ સ્વીકાર્યો, એ કયા શિક્ષણનો પ્રતાપ ? કયા સંસ્કારોનો એ પ્રતાપ ? આજનું શિક્ષણ પામેલો અને વર્ત્તમાન યુગના સંસ્કારોથી ઘડાએલો, રાજગાદીને બદલે વનવાસ સ્વીકારે–એ વાતને તમારી

બુદ્ધિ કબૂલ કરે છે? જો કે-આજે પ્રાયઃ એવો પ્રસંગ ઉપસ્થિત થાય તેમ લાગતું નથી, પરંતુ કદાચ તેવો પ્રસંગ ઉપસ્થિત થઈ જાય તો શું થાય, એની કલ્પના તો કરી જૂઓ! આજના શિક્ષણને અને સંસ્કારને પામેલો આદમી એવા પ્રસંગે શું કરે, એ તો વિચારી જૂઓ!! હું તો ધારૂં છું કે-આજે જો એવો કોઇ પ્રસંગ ઉપસ્થિત થઈ જાય, તો પ્રાયઃ કારમી ધમાલ મચે: કારણ કે-આજે જે શિક્ષણ અને સંસ્કૃતિ વિકાસ પામેલ છે, તેના મૂળમાં જ ઝેર રહેલું છે. શ્રી રામચંદ્રજીએ રાજગાદીને બદલે વનવાસ સ્વીકાર્યો, એ પ્રતાપ આર્યશિક્ષણનો અને આર્યસંસ્કારોનો પણ હતો, એમ જરૂર કહી શકાય તેમ છે.

એ વિનીતતા:

શ્રી રામચંદ્રજીને રાજગાદી છોડી વનવાસ સ્વીકારવાનું થયું, એમાં નિમિત્ત તો શ્રી રામચંદ્રજીની ઓરમાન માતા જ હતી ને? પોતાની પત્નીની, એટલે કે-શ્રી રામચંદ્રજીની ઓરમાન માતાની ઇચ્છા ખાતર, શ્રી દશરથ રાજા, શ્રી રામચન્દ્રજીને બદલે શ્રી ભરતને રાજ્ય આપવા તૈયાર થઇ જાય અને એ વાતને શ્રી રામચન્દ્રજી કશી પણ ગ્લાનિ વિના, કશી પણ રકઝક કર્યા વિના, એટલું જ નહિ પણ હર્ષ દર્શાવીને સ્વીકારી લે, એ શું સામાન્ય વાત છે?

શ્રી રામચંદ્રજી શું એમ પણ ન કહે કે-'પિતા આવી રીતિએ રાજગાદી ભરતને કેમ આપી શકે?'

એમ પણ ન થાય કે-'હક્ક કોનો?'

આજે તો એમ પણ કહેવાય છે ને કે-' વડિલોપાર્જિત મિલ્કતનો પિતાથી પણ યથેચ્છ ઉપયોગ થઇ શકે નહિ ! ગમે તેને વડિલોપાર્જિત મિલ્કત આપી દેવાય નહિ !'

શ્રી રામચન્દ્રજીનો હક્ક કેટલો છે ? પોતે પાટવી છે. પાટવી તે પણ કેવા ? પ્રજાના માનીતા. પૂરેપૂરી લાયકાતવાળા. આમ છતાં પણ, શ્રી દશરથ રાજા શ્રી ભરતને રાજ્ય આપવા તૈયાર થાય છે : કારણ કે-કાળજે કરાર છે. શ્રી રામચંદ્રજી માટે શ્રી દશરથના હ્રદયમાં એવો વિશ્વાસ છે કે-' હું ગમે તેને રાજ્ય આપી દઉં, પણ શ્રી રામચંદ્રજી હક્કદાર હોવા છતાં એવા વિનીત છે કે-એક અક્ષરેય બોલે નહિ.' જો આવું ન હોય, તો તો પાટવીને વનવાસ અને નાનાને રાજગાદી, એ બને જ નહિ. આજે એવું થાય તો તો કારમો ઉલ્કાપાત જ મચે ને ?

સ૦ હાજી, આજે તો એવું જ થાય.

## આજના જેવી મનની ભૂખ હોય તો ?

શ્રી રામચંદ્રજીની મનોદશા એટલી બધી ઉત્તમ હોવાનું કારણ શું ? શ્રી રામચંદ્રજી પ્રત્યે શ્રી દશરથ રાજાને એ જાતિનો વિશ્વાસ હોવાનું કારણ શું ? તેઓ શું પર વસ્તુઓનો સર્વથા ત્યાગ કરી ચૂકયા હતા ? નહિ જ, તેઓ પણ પર વસ્તુઓના ભોગવટામાં જ હતા ! ત્યારે હતું શું ? મૂખ્યત્વે એ જ કે-પર વસ્તુઓમાં આજના કેટલાકોની જેમ તેઓ કારમા આસક્ત નહિ હતા ! આર્યસંસ્કારોથી તેમની મનની ભૂખ ઉપર અમૂક પ્રમાણમાં પણ અંકુશ આવી

ગયો હતો : એથી તેમની મનની ભૂખ આજનાઓની મનની ભૂખના જેવી કારમી હાલતમાં નહિ હતી. જો આજના જેવી કારમી મનની ભૂખ તેમનામાં હોત, તો રાજકુમાર, પાટવી, હક્કદાર, પ્રજામાન્ય અને સાહ્યબીમાં ઉછરેલા એવા શ્રી રામચંદ્રજી, નાના ભાઈની તરફેણમાં રાજગાદી છોડીને વનવાસને સ્વીકારી શકત જ નહિ.

**એ ઉત્તરની મહત્તા :**

એટલું જ નહિ, પરન્તુ શ્રી દશરથ રાજાએ જ્યારે શ્રી રામચંદ્રજીને બોલાવીને એમ પૂછયું કે–'હે વત્સ ! પૂર્વે મારૂં સારથિપણું કરવાથી પ્રસન્ન થઈને મેં કૈકેયીને એક વરદાન આપેલું હતું : તે વરદાન અત્યારે ભરતને રાજ્ય આપવાને માટે તે મારી પાસે માગી લે છે.' ત્યારે શ્રી દશરથ રાજાના એ કથનના ઉત્તરમાં શ્રી રામચંદ્રજીએ શું કહ્યું, એ જાણો છો ?

' ગમે તે ભોગે પણ પર વસ્તુઓ મેળવવી અને ભોગવવી.'–એવી મનોદશાવાળાઓને, શ્રી રામચંદ્રજીએ આપેલા ઉત્તરની મહત્તા સમજાવી, એ પણ મુશ્કેલ છે.

શ્રી દશરથ રાજા પ્રત્યે, શ્રી રામચંદ્રજીએ હર્ષપૂર્વક એટલે લેશ પણ વિષાદને પામ્યા વિના એમ કહ્યું કે–

' મહા પરાક્રમી એવા મારા ભાઈ ભરતને રાજ્ય મળે, એવું વરદાન મારી માતાએ માગ્યું તે ઘણું સારૂં કર્યું : જો કે–આપ મને આ રીતિએ પૂછો છો તે આપની કૃપા છે, પરન્તુ લોકોમાં તો આપનું મને પૂછવું એ

મારા અવિનયને જણાવનારૂં થાય, એથી મને દુ:ખ થાય છે. લોકો સમજશે કે–રામ અવિનીત છે માટે રામને પિતાએ પૂછવું પડ્યું : એટલે આપ મને આમ પૂછો છો એનું જ મને દુ:ખ થાય છે. આપ સંતુષ્ટ થયા હો તો આ રાજ્ય ગમે તેને આપો : તેમાં આપના દાસ એવા મને નથી તો સંમતિ આપવાની સત્તા કે નથી તો નિષેધ કરવાની સત્તા! વળી મારા ભાઇ ભરત છે તે હું જ છું : આપને તો અમે બન્ને સરખા છીએ : માટે મોટા હર્ષથી આપ ભરતનો રાજ્યાભિષેક કરો !'

શ્રી રામચંદ્રજીએ શું કહ્યું, એ સમજાય છે ? જરા વિચારી જૂઓ કે–આવો ઉત્તર કેવી મનોદશા કેળવાઇ હોય ત્યારે આપી શકાય ? શ્રી દશરથ રાજા સામાન્ય રીતિએ પૂછે છે, એમાં પણ શ્રી રામચંદ્રજીને–' પોતાની અવિનીતતા દેખાય '–એમ લાગે છે ! પોતે પાટવી છે, રાજા થવાની લાયકાત ધરાવે છે, પ્રજામાન્ય છે, હક્ક-દાર છે, છતાં પણ–' પિતાજી ગમે તેને રાજ્ય આપી દે, એમાં સંમતિ આપવાની કે નિષેધ કરવાની સત્તા પોતાને નથી '–એમ માને છે અને કહે છે! વળી શ્રી ભરત તો પોતાના ભાઇ છે, એટલે એમને રાજ્ય મળ્યું તોય પોતાને જ જાણે રાજ્ય મળ્યું હોય, એવી શ્રી રામચંદ્રજી ઉદારતા પણ દર્શાવે છે! આ ઉદારતા અને આ ભ્રાતૃવત્સલતા ક્યાંથી આવી ? આર્યસંસ્કારોનો અને આર્યશિક્ષણનો તેમજ ઉત્તમ કુળાચારોનો જ એ પ્રતાપ છે ને ? એમણે મનની ભૂખને કેટલીક ઘટાડી હશે ?

સ૦ મનની ભૂખ ઘણા પ્રમાણમાં ઘટ્યા વિના તો આવું બની શકે જ નહિ!

**એ સંસ્કારી ભાઇઓ:**

શ્રી રામચંદ્રજીનો આવો ઉત્તર સાંભળીને, શ્રી દશરથ રાજા પણ વિસ્મય સહિત આનંદને પામે તે સ્વાભાવિક છે. શ્રી રામચંદ્રજી તરફથી આવો સંતોષકારક અને આનંદને ઉપજાવનારો ઉત્તર સાંભળ્યા પછીથી, શ્રી દશરથ રાજા શ્રી ભરતને રાજ્યનો સ્વીકાર કરવાનું કહે છે, એટલે શ્રી ભરત રાજ્યનો સ્વીકાર કરવાની ના પાડે છે! વિચારજો, આ બન્નેની મનોદશા! જૂઓ બન્ને વચ્ચેનો સંબંધ!! આજે તો એમ પણ કહી દે કે– 'મોટા અન્યાય કરે છે.' ત્યારે સામે મોટે ભાગે એમ જ કહેવાય છે કે–'નાના ક્યાં ન્યાય કરે છે?' અહીં તો શ્રી દશરથ રાજાએ કહેવા છતાં પણ, જ્યારે શ્રી ભરત રાજ્યનો સ્વીકાર કરવાની ના પાડે છે, ત્યારે શ્રી રામચંદ્રજી પોતાનો હક્ક તો જતો કરે છે, પણ ઉપરથી શ્રી ભરતને રાજ્યનો સ્વીકાર કરવાની સલાહ આપે છે. શ્રી રામચંદ્રજી શ્રી ભરત પ્રત્યે કહે છે કે–

'હે ભાઈ! જો કે તમારા હૃદયમાં રાજ્યપ્રાપ્તિનો જરા પણ ગર્વ નથી, તો પણ પિતાજીના વચનને સત્ય કરવાની ખાતર તમે રાજ્યને ગ્રહણ કરો!'

શ્રી ભરતને શ્રી રામચન્દ્રજીએ આ પ્રમાણે કહ્યું, એટલે શ્રી ભરતે શું કર્યું? શ્રી ભરતે રાજી થઈને

રાજ્ય સ્વીકારી લીધું એમ? નહિ જ! શ્રી ભરતે એનો જે ઉત્તર આપ્યો છે, તે પણ આર્યસંસ્કારોના અનુપમ પ્રભાવને જણાવનારો છે. શ્રી રામચંદ્રજીનાં વચનોનું શ્રવણ કરતાંની સાથે જ શ્રી ભરતની આંખમાં આંસુ આવી ગયાં. અશ્રુભીનાં નેત્રોવાળા શ્રી ભરત, શ્રી રામચંદ્રજીનાં ચરણોમાં પડી ગયા. તે પછી અંજલિ કરીને ગદ્ ગદ્ સ્વરે શ્રી રામચંદ્રજી પ્રત્યે શ્રી ભરત કહે છે કે–

'હે પૂજ્ય બંધુ! મને રાજ્ય આપવું, એ પિતાશ્રીને માટે અને આપને માટે યોગ્ય છે, પરન્તુ મારા જેવાએ રાજ્યને ગ્રહણ કરવું એ યોગ્ય નથી! શું આપ રાજા દશરથના પુત્ર છો અને હું રાજા દશરથનો પુત્ર નથી? શું હું આપના જેવા આર્યનો નાનો ભાઈ નથી?, કે જેથી મને રાજ્ય મળે એમાં હું ગર્વ કરું અને ખરેખરો માતૃમુખો ગણાઈને રાજ્યને ગ્રહણ કરું?'

જ્યાં આ જાતિની વિવેકપૂર્ણ ભાવનાઓ હોય, આવા ઉત્તમ પ્રકારના વિચારો જ્યાં ભરેલા હોય અને જ્યાં લેવા માટે નહિ પણ આપવા માટે મુશ્કેલી હોય, ત્યાં રાજ્યને માટે લડાઈઓ હોય? પર વસ્તુઓને યેન-કેન પણ મેળવવાની ધમાચકડી હોય??

સ૦ ન હોય એ દેખીતી વાત છે.

**વડિલ ભાઈની સેવા:**

હવે જ્યારે શ્રી રામચંદ્રજી જૂએ છે કે–'હું અહીં હોઈશ ત્યાં સુધી ભરત રાજ્યનો સ્વીકાર કરશે નહિ.'–

એટલે શ્રી દશરથ રાજાને શ્રી રામચંદ્રજી પોતે જ કહે છે કે-"હું વનવાસ કરવાને જાઉં છું!" આ રીતિએ શ્રી રામચંદ્રજી વનવાસ કરવાને માટે નીકળ્યા, એટલે શ્રી ભરત પણ ઉચ્ચ સ્વરે રડવા લાગ્યા અને શ્રી દશરથ રાજા પણ સ્નેહવશ મૂર્ચ્છા પામ્યા. જ્યાં શ્રી રામચંદ્રજી વનવાસ માટે નીકળ્યા, એટલે શ્રી લક્ષ્મણજી રાજસાહ્યબી ભોગવવા રહે? શ્રી લક્ષ્મણજી પણ શ્રી રામચંદ્રજીની સાથે રાજસુખનો ત્યાગ કરીને વનવાસે જવાને તૈયાર થયા. આજે આવા, વડિલ ભાઈની સાથે સેવા કરવાને માટે જનારા, કેટલાક નીકળે? મનની કારમી ભૂખ ઉપર જેણે જીત ન મેળવી હોય, તે આ રીતિએ જઈ શકે નહિ.

**ઓરમાન માતા:**

શ્રી લક્ષ્મણજી તો કદાચ વનવાસે જવાને તૈયાર થઈ જાય, પરન્તુ શ્રી લક્ષ્મણજીની માતા, કે જે શ્રી રામચંદ્રજીની તો ઓરમાન માતા થાય, તે શું કહે? દીકરાને વારે નહિ? રડવા-કૂટવા બેસે નહિ? ધમાલ મચાવે નહિ? શ્રી લક્ષ્મણજી જ્યારે પોતાની માતા સુમિત્રાની પાસે રજા માગવાને માટે ગયા છે, ત્યારે સુમિત્રાએ શું કહ્યું છે, તે જાણો છો? આ પ્રસંગોને જેમ જેમ ઝીણવટથી વિચારશો, તેમ તેમ આર્યસંસ્કારોનો પ્રભાવ કેવો અનુપમ હોય છે, તેનો ખ્યાલ આવશે. શોક્યના પુત્રને માટે પોતાના પુત્રને વનવાસે જવાને તૈયાર થયેલો જોઈને પણ, સુમિત્રા ધીરજ ધરીને એજ કહે છે કે-

'હે વત્સ! તને શાબાશ છે: મારો પુત્ર હોય તે પોતાના વડિલ ભાઇને જ અનુસરે!'

એટલું જ નહિ, પરન્તુ એમેય કહે છે કે—

'પણ હે વત્સ! હવે જવામાં તું વિલંબ કર નહિ: કારણ કે-રામચંદ્ર તો મને નમસ્કાર કરીને ક્યારનાએ અહીંથી રવાના થઇ ગયા છે: એટલે જો તું વિલંબ કરીશ, તો તારે અને એમને છેટું પડી જશે!'

વિચારો કે-શોકયના પુત્રની પાછળ જતા પોતાના પુત્રને આવી રીતિએ વિદાય આપનારી માતાનું હૃદય કયા સંસ્કારોથી ઘડાયું હશે? આર્યસંસ્કારોની આટલી સુંદર અને પ્રબળ અસર હતી. જેમ જેમ એ સંસ્કારો જતા ગયા, તેમ તેમ એ સુન્દર દશા પણ જતી ગઈ.

**બૈરીનો હક્ક:**

વધુમાં એ પણ વિચારો કે—શ્રી રામચંદ્રજીની સાથે શ્રીમતી સીતાદેવી પણ રાજસુખ છોડીને વનવાસે કેમ જાય? જન્મથી જ જેણે રાજસુખ ભોગવ્યું છે, ટાઢ-તડકા જોયા નથી, કશી તકલીફ વેઠી નથી અને જેમનું શરીર કોમળ છે, એ સીતાદેવી પણ શ્રી રામચંદ્રજીની સાથે વનવાસે જવાને કેમ તૈયાર થાય?

શું એમ ન કહે કે—'આવી રીતિએ વનવાસે જવું હતું, તો મને પરણ્યા શું કરવાને?'

શું એમ પણ ન કહે કે—'મને પૂછ્યા સિવાય રાજ-

ગાદીનો હક્ક કેમ જતો કર્યો અને વનવાસે જાઓ છો તે કોને પૂછીને જાઓ છો ?'

'પિતા તો એમ વચન આપી દે, પણ તમારે તો મને પૂછવું જોઇએ ને ?'–એમ પણ શું સીતાદેવી ન કહી શકે ?

પતિ પહેલો કોનો ? આજની વીસમી સદી શું કહે છે ? આદમી પરણે એટલે એના ઉપર પહેલો હક્ક કોનો ? બૈરીનો, માનો કે બાપનો ? બૈરી, મા અને બાપ–એ ત્રણમાં કોનો હક્ક વધારે ? ભલે બાપે પોષ્યા અને માએ પેટમાં નવ માસ રાખી ઉછેર્યા, પણ ઘોડે ચઢીને બૈરીને લાવ્યા એટલે બૈરીનો હક્ક વધારે, એમ આજની વીસમી સદી કહે છે ને ? આજની વીસમી સદી અને આજની બૈરીઓ ગમે તેમ કહેતી હોય, પરન્તુ શ્રીમતી સીતાજી તો સમજદાર હતાં: મન, વચન અને કાયાથી સતીધર્મનું પાલન કરવામાં તત્પર હતાં: આથી શ્રીમતી સીતાજી, શ્રી રામચન્દ્રજીના વનવાસગમનના સ્વીકારને માટે કાંઈ પણ નહિ બોલતાં, પોતે પણ પોતાના પત્નીધર્મને અનુસરીને, શ્રી રામચંદ્રજીની સાથે વનવાસે જવાને તૈયાર થઇ જાય છે.

એ સાસુ–વહુ :

માનો કે–આજે આવો કોઈ પ્રસંગ ઉપસ્થિત થાય તેમ છે નહિ, પરન્તુ કદાચ આવું જ કાંઇક આજે બની જાય, તો આજની સાસુ દીકરાની વહુને શું કહે ? 'કાળમુખી ! તારાં પગલાં જ ભૂંડાં, નહિતર મારા છોકરાને

તે વનવાસ જવાનું હોય ?'—આવું આવું તો કેટલુંય કહી નાખે ને ? જ્યારે અહીં શું બન્યું હતું, એની ખબર છે ?

શ્રીમતી સીતાદેવી જ્યારે શ્રીમતી કૌશલ્યાની પાસે જઇને શ્રી રામચંદ્રજીની સાથે જવાની આજ્ઞા માગે છે, ત્યારે શ્રીમતી કૌશલ્યા સીતાદેવીને પોતાના ખોળામાં લઈ લે છે : પોતાનાં આંસુથી સીતાદેવીને નવરાવી નાખવા જેવું કરે છે : અને કહે છે કે–

' હે પુત્રી ! વિનીત રામચંદ્ર પિતાની આજ્ઞાથી વનમાં જાય છે, તો તે નરસિંહસમા પુરૂષને માટે દુષ્કર નથી : પરન્તુ તું તો જન્મથી જ ઉત્તમ વાહનોમાં લાલિત થયેલી છો, તેથી પગે ચાલવાની વ્યથાને કેમ સહી શકીશ ? સુકુમારપણાથી કમળના ઉદર જેવું તો તારૂં અંગ છે : તે જ્યારે તાપ વિગેરેથી કલેશને પામશે, ત્યારે રામને પણ કલેશ થઈ પડશે : માટે પતિની સાથે અનુગમન કરવામાં તેમજ બીજાં પણ અનેક અનિષ્ટ કષ્ટોને સહવામાં, હું તને નિષેધ કે આજ્ઞા કાંઇ પણ કરવાને ઉત્સાહ ધરતી નથી.'

ખરેખર, પતિની સાથે અનુગમન કરવું–એ સતીઓનો ધર્મ છે, એટલે એમાં કૌશલ્યા નિષેધ પણ કયી રીતિએ કરે ? અને અનિષ્ટ કષ્ટો સહવાને માટે જવાની આજ્ઞા પણ કૌશલ્યાનું વાત્સલ્યભર્યું હૃદય ન કરી શકે, તે સ્વભાવિક છે : એટલે કૌશલ્યા નથી તો અનુગમન માટે નિષેધ કરતાં કે નથી તો કષ્ટ સહવાની આજ્ઞા

આપતાં! જોવાનું એ છે કે-'આવા અવસરે આજની સાસુ કેમ વર્તે અને શું કહે તથા આ કૌશલ્યા કેમ વર્તે છે અને શું કહે છે!'

કૌશલ્યાએ જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે સીતાદેવીએ પણ, પોતાના મુખ ઉપર સ્હેજ પણ શોકની કાલિમા આવવા દીધા વિના, પ્રાતઃકાળના કમળની જેમ પ્રફુલ્લિત મુખે, નમસ્કાર કર્યા બાદ એમ જ કહ્યું છે કે-

'તમારા ઉપરની મારી ભક્તિ મને માર્ગમાં કુશલકારી થશે, પણ હું મેઘની પાછળ જેમ વીજળી, તેમ રામની પાછળ જાઉં છું!'

આજની ચમાચકડી :

આ આખુંય કુટુંબ કેવુંક હશે? ઓળખાય છે, આ બધાની દશા? આવું કચારે બનતું હશે? મનની તૃષ્ણા કમ થયા વિના, હૈયામાં ઉંડે ઉંડે પણ મુમુક્ષુતા આવ્યા વિના, આવી હાલત આવી શકે નહિ. મનની તૃષ્ણાએ આજે કેટલો કારમો મારો ચલાવ્યો છે? બાપ ને બેટા, પતિ ને પત્નિ, મોટા ભાઇ ને નાના ભાઇ, સાસુ ને વહુ-એ બધા વચ્ચેના આજના વ્યવહારો તો જૂઓ! એક-બીજાને માટે કેટલી ઇર્ષ્યા, બૂરી વૃત્તિઓ હૈયામાં ભરી છે, એ વિચારો તો ખરા! મનની તૃષ્ણા વધી છે, પર વસ્તુઓને મેળવવાની તથા લોગવવાની લાલસા વધી છે અને મુમુક્ષુતા લગભગ નષ્ટપ્રાયઃ થઇ ગઇ છે: એના જ યોગે, આજના સંસારમાં કારમી

ધમાચકડી મચી રહી છે. જ્યાં સુધી એ મનની કારમી ભૂખ ઘટે નહિ અને મુમુક્ષુતા અંશે અંશે પણ આવે નહિ, ત્યાં સુધી આવી ધમાચકડી મચી રહે, તો એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ છે જ નહિ. આ રીતિએ વિચાર કરવામાં આવે, તો જરૂર સમજાય કે–મનની પૌદ્ગલિક ભૂખ, એ જ સારાય અધ:પતનનું મૂળ છે.

## આજની દશામાં અહિંસાદિ વધે કે નાશ પામે?

આવી કારમી મનની ભૂખને વધારનારાઓ, મનની આ જાતિની ભૂખ વધે–એવા એવા પ્રયત્નો કરનારાઓ, લોકોના મનની ભૂખને ઉત્તેજિત કરનારાઓ, વસ્તુતઃ જનસમૂહનો ઉપકાર કરનારાઓ તો નથી જ, પરન્તુ ભયંકર પ્રકારના અપકારને કરનારાઓ છે. આજની સદીના શિક્ષણે મોટે ભાગે એવી પરિસ્થિતિ ઉભી કરી દીધી છે કે–'આ દુનિયામાં જેટલા પદાર્થો છે તે અમારા અને તે અમારે કોઈ પણ પ્રકારે મેળવવા જોઇએ.' આના યોગે આજે કારમા પ્રપંચો અને કારમા અનર્થો થઈ રહ્યા છે. આત્માનો અને સાચું સુખ શું, સાચું સુખ ક્યાં હોઈ શકે તથા સાચું સુખ શાથી મળે–એનો વિચાર કરવાની પણ આજે ઘણાને ફુરસદેય નથી અને ત્રેવડ પણ નથી. આ દશાના યોગે જ, મનની ભૂખને વધારનારાઓ, આજે, દુનિયાના કેટલાક જીવોને ઉપકારિઓ રૂપ લાગે છે. જો આર્યસંસ્કૃતિ તેના વાસ્તવિક સ્વરૂપમાં સારી રીતિએ વિદ્યમાન હોત, તો એવાઓને

લોકો માનની દૃષ્ટિએ જોતા ન હોત, પણ દૂર રહેવાનું કહેતા હોત! આ તે આર્યદેશ છે, કે જે દેશમાં મોટા રાજા-મહારાજાઓ પણ રાજપાટ અને સુખસાહ્યબી તજીને ચાલી નીકળ્યા: આ તે આર્યદેશ છે, કે જે દેશમાં મોટા મોટા શ્રીમંતો પણ લક્ષ્મીને ઠોકરે મારીને ચાલી નીકળ્યા: આ તે આર્યદેશ છે, કે જે દેશમાં હજારો સમૃદ્ધિસંપન્નો પણ સમૃદ્ધિનો ત્યાગ કરીને આત્મશ્રેય સાધવાને માટે નીકળી ગયા! આવા આર્યદેશમાં આજની ભાવના આવી ક્યાંથી? આવી ભાવના આવે અને વધે, તેમ અહિંસા વધે નહિ, સત્ય વધે નહિ, પરન્તુ અહિંસા અને સત્યના જે કાંઈ અંશો બાકી હોય, તેનો પણ હ્રાસ થવા માંડે! પણ આજે આવું સંભળાવે કોણ અને કદાચ સંભળાવનારાઓ મળી જાય તો પણ એને વિચારે કોણ?

રાજા-પ્રજા :

જ્યારે શ્રી રામચંદ્રજી, શ્રીમતી સીતાજી અને શ્રી લક્ષ્મણજી વનવાસે નીકળે છે, ત્યારે આખી અયોધ્યા રૂદન કરે છે. પાછળ પાછળ જાય છે. એ બધાને પાછા વાળવાને માટે તનતોડ પ્રયત્નો કરવા પડે છે. આમાં અતિશયોક્તિ જેવું કાંઇ નથી. બીજા જ પ્રભાતે રાજગાદી ઉપર બેસનારો, ન્યાયી અને પ્રજાવત્સલ માલીક વનવાસે જાય અને તેની સાથે કોમળ દેહવાળાં શ્રીમતી સીતાજી તથા શ્રી લક્ષ્મણજી પણ જાય, ત્યારે એવું ન થાય? પ્રજા રડે નહિ? પૂર્વની પ્રજાનો રાજા પ્રત્યેનો પ્રેમ આજના જેવો

નહિ હતો. આજે તો પ્રજામાં રાજા પ્રત્યેનો એ પ્રેમ પણ નથી અને રાજામાં એ પ્રજાવાત્સલ્ય પણ નથી.

**સરખા હક્કદાર છતાંય સેવા :**

શ્રી રામચંદ્રજી, એ શ્રી લક્ષ્મણજીના પિતા તો નથી જ ને ? વડિલ ભાઈ છે, પણ સરખા હક્કદાર છે. છતાં શ્રી લક્ષ્મણજી ભાઈની અને ભાભીની સેવા કેવી રીતિએ કરે છે ? ઝુંપડી બાંધે શ્રી લક્ષ્મણજી અને રહે શ્રી રામચંદ્રજી તથા સીતાજી ! શ્રી રામચન્દ્રજી તથા સીતાજી આરામ કરે અને શ્રી લક્ષ્મણજી ચોકી ભરે. ઠેઠ સુધી શ્રી લક્ષ્મણજીએ આવી રીતિએ સેવા કરી છે. શ્રી લક્ષ્મણજી પણ રાજપુત્ર હતા, તે છતાં કયા સંસ્કારોના બળે આ બન્યું હશે, એ પણ વિચારવા જેવું છે !

**આંખનો સંયમ :**

શ્રી રામચંદ્રજી આદિના સંબંધમાં એક બીજો પ્રસંગ પણ કહેવાય છે. કેટલેક સ્થળે એવું વર્ણન આવે છે કે– જ્યારે શ્રી રાવણ શ્રીમતી સીતાજીને ઉપાડી ગયા અને એથી શોકાતુર બની ગએલા શ્રી રામચન્દ્રજી જ્યારે જંગલમાં શોધ માટે ભમી રહ્યા છે તથા વૃક્ષો આદિની સાથે વાતો કરવાની ઘેલછામાં પડ્યા છે, તેવામાં તેમના હાથમાં એક કુંડલ આવે છે. એ કુંડલ વિષે શ્રી રામચન્દ્રજી જ્યારે શ્રી લક્ષ્મણજીને પૂછે છે, ત્યારે શ્રી લક્ષ્મણજી કહે છે કે–

"कुंडले नाभिजानामि, नाभिजानामि कंकणे ।
नुपूर एव जानामि, नित्यं पादाभिवन्दनात् ॥१॥"

હું નથી તો કુંડલોને જાણુતો કે નથી તો કંકણોને જાણુતો : હું તો માત્ર નુપૂરોને જાણું છું : અને તે પણ રોજ ચરણમાં વન્દન કરતો એથી !

વિચાર કરો કે–એટલાં વર્ષો સુધી સાથે રહે, સેવા કરે, છતાં સીતાજીના કુંડલને પણ ન ઓળખે, એ આંખનો કેટલો બધો સંયમ ?

**સફાઈપૂર્વકનો વ્યભિચાર :**

જ્યાં આ પ્રકારના આચાર–વિચાર હોય, ત્યાં અનાચારની સંભાવના પણ ખરી ? આજે તો એક એવો પણ સિદ્ધાન્ત નીકળ્યો છે કે–આમાં ત્રુટિ છે. આમાં આજે નિર્બળતાની કલ્પના કરાય છે. નૈષ્ઠિક બ્રહ્મચર્યની વાતો કરીને પણ, કેટલાકો આજે બ્રહ્મચર્યને હણે–હણાવે છે અને તેમ છતાં પણ પોતે મહાન બ્રહ્મચારી છે, એ પ્રકારનો દેખાવ કરવાના દંભને સેવે છે. આજે કેટલાકો એવી રીતિએ પણ સફાઈપૂર્વક વ્યભિચાર કરવાનો ધંધો લઈ બેઠા છે. આજના અનાચારોનું, આજની દાંભિકતાનું, આજની શેતાની સફાઈનું જો જ્ઞાનિઓ વર્ણન કરે, તો આજની સાચી પરિસ્થિતિની ભયંકરતા જાણવાના યોગે કમકમાટી ઉપજે તેમ છે. આ આર્યદેશમાં નૈષ્ઠિક બ્રહ્મચર્ય આદિના નામે પણ આવું થઈ શકે છે અને નભી શકે છે, એનું કારણ શું ? આજની હવા. જો

પૂર્વના આર્યસંસ્કારો જીવનમાં બરાબર સજીવ હોત અને એથી બ્રહ્મચર્યના પાલન માટે જ્ઞાની મહાપુરૂષોએ આવશ્યક તરીકે ફરમાવેલી મર્યાદાઓ તરફ સાચો આદરભાવ હોત, તો આવાં પાખંડો નભી શકત જ નહિ.

**આજનાં ઘર્ષણો :**

પૂર્વે જીવનમાં આજના કરતાં વધારે શાન્તિ હતી, વધારે સંપ હતો અને આજના જેવી ભયંકર ધમાચકડી નહિ હતી, એનું કારણ શું ? એ જ કે-મનની તૃષ્ણા ઉપર તેટલા પૂરતો કાબૂ હતો. મનની ભૂખ જો સામાન્ય રીતિએ પણ કાબૂમાં આવી જાય, તો પણ ઘણા ખરા ઝઘડા મટી જાય. આજે મનની ભૂખ ખૂબ વધી છે, માટે જ ઝઘડા વધ્યા છે, અન્યાય વધ્યા છે અને કારમી ધમાલો મચી રહી છે. આજે તો મનની ભૂખને જગાડવાના અને વધારવાના કારમા પ્રયત્નો થઈ રહ્યા છે. કોઇને સુખી સાંભળ્યો, એટલે ઝટ એમ થાય કે-'એની પાસે ખરૂં અને મારી પાસે કેમ નહિ ?' પણ એ વિચાર ન થાય કે-'પૌદ્ગલિક પદાર્થોની પ્રાપ્તિ મુખ્યત્વે ભાગ્યાધીન છે ! જો ભાગ્યમાં ન જ હોય તો કારમા ઉલ્કાપાતો મચાવાય તે છતાં પણ તે મળે નહિ.' આજે આ દશાના પરિણામે મજૂર અને માલીક વચ્ચે મજૂરમહાજન ઉભું થયું. આપવાનું માલીકને, લેવાનું મજૂરને, છતાં બે વચ્ચે બની રહે નહિ. બેને મળવા જ દે નહિ ને ? બૉર્ડીંગોમાં શું થાય છે ? પૈસા કોઇના અને બચ્ચાં ઉપર સંસ્કારો

કોઇના પડે! માબાપના સંસ્કારોથી બચ્ચું વંચિત રહે. વહીવટ કરનારને ફાવતી દિશાએ બચ્ચાંને દોરે. એ બધાની પાછળ મુખ્યત્વે મનની ભૂખ જ મોટો ભાગ ભજવી રહી છે. જો આર્યસંસ્કૃતિના સંસ્કારો બરાબર કાયમ રહ્યા હોત, તો આજે રાજા ને પ્રજા વચ્ચે, માલીક ને મજૂર વચ્ચે તેમજ શ્રીમંત ને ગરીબ આદિની વચ્ચે જે જાતિનાં ઘર્ષણો ઉત્પન્ન થવા પામ્યાં છે, તેવાં ઘર્ષણો પ્રાયઃ ઉત્પન્ન થવા પામત નહિ!

**આદર્શ તથા અભ્યાસ રૂપ જીવનો :**

દુનિયાના જીવોને સુખ જોઇએ છે-દુઃખના લેશ વિનાનું, સંપૂર્ણ અને શાશ્વત : છતાં પ્રવૃત્તિઓ એવી ચાલી રહી છે કે-પ્રવૃત્તિ વખતે ય સાચું સુખ નહિ અને પરિણામે નિયમા દુઃખ! જ્યાં સુધી પૌદ્ગલિક વસ્તુઓની પ્રાપ્તિમાં અને તેના ભોગવટામાં કરેલી સુખની કલ્પના હઠે નહિ, પૌદ્ગલિક વસ્તુઓની તૃષ્ણા દૂર થાય નહિ, મુમુક્ષુભાવ આવે નહિ અને પર વસ્તુઓથી સર્વથા મૂકાઈ જવાય નહિ, ત્યાં સુધી સાચું સુખ સંપૂર્ણપણે પ્રાપ્ત થવાનું નથી, એ નક્કી વાત છે. ત્યારે એ માટે મનની તૃષ્ણાને કાપનારા જીવનનો આદર્શ જોઇએ અને મનની તૃષ્ણા કાપવા માટે અભ્યાસ રૂપ જીવન પણ જોઈએ. મનની તૃષ્ણાને કાપવાના અભ્યાસ રૂપ પ્રધાન જીવન કયું છે, એ શોધી કાઢો! એ જીવન દ્વારા બને તેટલું પરને સુખ ઉપજાવવાની વાત હોય, પણ એ જીવનની પ્રવૃત્તિમાં

બીજા જીવોને દુઃખ આપવાની વાત ન હોય. જ્યાં વાતાવરણમાં એ વાત હોય કે-જે વાસ્તવિક હિતકર નથી તે પણ મારે જોઇએ : જ્યાં વાતાવરણ જ એવું હોય કે-પૈસા મારા, ઘર મારૂં, ઇત્યાદિ ભાવનાને પેદા કરે, તેવા વાતાવરણમાં મનની તૃષ્ણાને કાપનારા પ્રધાન જીવન પ્રત્યે જેવો આદરભાવ હોવો જોઇએ, તેવો આદરભાવ પણ ન હોય તો એ આશ્ચર્યજનક નથી! એ જીવન પ્રત્યેના આદરભાવને પ્રાપ્ત કરવાને માટે તેમજ ક્રમે કરીને એ જીવનને પણ પામવાને માટે, વાતાવરણ પણ ઘણું વિશુદ્ધ હોવું જોઇએ.

**આફતનો સામનો અને સંપત્તિને લાત :**

મનની તૃષ્ણાને અંગે થતી હિંસા, ચોરી એ વિગેરેને માટે આપણે પૂર્વે ઘણું વિચારી આવ્યા છીએ : મનની તૃષ્ણાને આધીન થઇને, હિંસા, ચોરી, પ્રપંચ આદિ કરવાની વાતનું તો ખંડન થઈ જ ગયું છે : પરન્તુ હવે તો દુનિયામાં જે વસ્તુઓ હક્કથી મળી એમ કહેવાય, તે વસ્તુઓને પણ છોડવાની વાત ચાલે છે : કારણ કે-એ વિના દુનિયાના કોઈ પણ જીવને દુઃખ દીધું એમ કહેવાય એવી પ્રવૃત્તિથી દૂર રહી શકાય તેમ છે જ નહિ. એ માટે તો આફતની સામે જવું અને સંપત્તિ આદિને લાત મારવી, એવું જીવન જોઇએ. મનની ભૂખને મારવી એ જરૂરનું છે, એ સમજાય એટલે એવા જીવનનો ખ્યાલ આવી જાય. મનની ભૂખ ભાગી એટલે શરીરની ભૂખ

તો કાંઈ નથી. એ તો એક મામુલી વસ્તુ છે. એને માટે આટલી બધી ધમાલોની જરૂર હોય જ નહિ. સાચી વાત એ જ છે કે-આજે દુનિયામાં જેટલી ધમાલો ચાલી રહી છે, તે મુખ્યત્વે મનની ભૂખના જ કારણે ચાલી રહી છે.

**મનની ભૂખે થતા હિંસક વ્યાપારો :**

મનની ભૂખને કાઢવી હોય તો પૌદ્ગલિક પદાર્થોમાં જે મારાપણું ને તારાપણું છે, તેને કાઢવું જોઇએ. એ મારાપણા અને તારાપણાના યોગે અનેક પાપો જન્મ્યાં છે. મનના તોષ ખાતર પણ અનેક પાપો સેવાઈ રહ્યાં છે. શિકાર કરનારાઓ શિકાર શા માટે કરે છે? માંસાહાર કરનારાઓ માંસાહાર શા માટે કરે છે? ચોરી કરનારાઓ ચોરી શા માટે કરે છે? મોટે ભાગે મનના તોષ માટે અને મનની તૃષ્ણાથી પ્રેરાઇને એ થાય છે. ઘોડાની રેસ એ શું છે? મનના તોષ માટે જ એવી રેસો થાય છે ને? આજે તો એને ય કમાવાનો ધંધો બનાવી દીધો છે. ઘોડાને જે માર પડે છે, ઘોડાના મોંઢામાંથી જે ફીણ વહ્યાં જાય છે, ઘોડાને જે હાંફ ચઢે છે, એના ઉપર બેસનારની જે દુર્દશા થાય છે એ બધું બરાબર વિચારો તો હૈયું પીગળી જાય : છતાં લોકો ટીકીટો ખરીદીને, પૈસા આપીને જોવા જાય છે! જોનારાઓની નજર ક્યાં હોય છે? ફલાણો ઘોડો આગળ આવ્યો, ફલાણો ઘોડો રહી ગયો, પણ એ કોણ જૂએ છે કે-ઘોડા થાકી ગયા, હાંફ ચઢયો અને

મોંઢે ફીણ આવી ગયાં ? જનાવરોને આવો કારમો ત્રાસ પડે, એને પણ આજે વ્યાપાર બનાવી દેવાયો છે. એમાં કરોડોની ઉથલ–પાથલ ચાલે છે. શાથી ? મનની તૃષ્ણાને પૂરી કરવાને માટે ! રમત–ગમત માટે પણ આજે કાંઈ કમ હિંસાઓ થઈ રહી નથી. શરીર શું માગે છે ? થોડો ખોરાક વિગેરે જ ને ? ત્યારે બીજી જે કાંઇ ધાંધલો મચી રહી છે તે મનની ભૂખથી જ મચી રહી છે, એ સ્પષ્ટ વાત છે. જેમને સાચી શાન્તિ પસંદ હોય, સાચું સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છાને સફલ બનાવવાની જેઓની કામના હોય, તેમણે હરેક રીતિએ મનની ભૂખને ભાગવાનો પ્રયત્ન કરવો જોઇએ અને એવો પ્રયત્ન એ જ સાચો કલ્યાણકારી પ્રયત્ન છે.

**શ્રમણજીવનની પ્રધાનતા :**

એ મનની ભૂખને કાબૂમાં લાવનારૂં, એ મનની ભૂખને ભાગનારૂં જે પ્રધાન જીવન, તે ત્યાગજીવન. એ જ શ્રમણજીવન. એ જીવન જ દુનિયાનાં સઘળાં જીવનોમાં પ્રધાન જીવન છે : કારણ કે–એ શ્રમણજીવનને જીવનારાઓ બીજા જીવોને યથાશક્ય સુખ દેનારા હોય છે, પરન્તુ બીજા જીવોને દુઃખ ઉપજાવનારી પ્રવૃત્તિને આચરવાની વૃત્તિવાળા પણ હોતા નથી. મનની ભૂખ ઉપર કાબૂ મેળવવો હોય, મનની ભૂખને ટાળવી હોય, તો એને માટે શ્રમણજીવન એ જ પ્રધાન જીવન છે.

**પેટની ભૂખને કલંકિત ન કરો :**

તમે જે કાંઇ પ્રવૃત્તિ કરો છો, તે મનની ભૂખ ખાતર કરો છો કે પેટની ભૂખ ખાતર જ કરો છો ? પેટની ભૂખ તો ગરીબડી છે. એને શા માટે કલંકિત કરો છો ? પેટ તો જરાક અધિક પડે તોય સહન ન કરે. એમાં જરાક અધિક પડે, એટલે એનો કજીયો ચાલુ. ખાનાર સમજાવે કે–'પારકે ઘેર જમણ હતું, સ્વાદિષ્ટ જમણ હતું, એવું જમણ ફરી ફરી ન મળે.'–તો પણ પેટ એ સાંભળે નહિ. એ તો પોતાનું ધાર્યું કરાવવાની જ તેવડમાં રહે. ન માને તો હેરાન કરે. પેટમાં જો ઘણું વધારે નાખે, તો તરત ડૉકટરને ત્યાં જવું પડે. એથીય વધુ ખાય તો તરત ડૉકટરને બોલાવવાની જરૂર પડે. એવા પેટને આજના લોકો શા માટે કલંક દે છે ? મારે તો તમને એ સમજાવવું છે કે–તમારી પ્રવૃત્તિ મોટે ભાગે તમારા મનની પૌદ્ગલિક ભૂખને જ આભારી છે.

**મન અને ઇન્દ્રિયોની ગુલામી :**

જ્યાં સુધી મનની આ ભૂખ ઉપર કાંઈક પણ કાબૂ ન આવે, ત્યાં સુધી દુનિયાના માંસાહારિઓ માંસાહારને છોડે ? શિકારીઓ શિકાર કરવાનું છોડે ? હિંસકો હિંસાને તજે ? અન્યાય કરનારાઓ અન્યાયને દૂર કરે ? પ્રપંચિઓ પ્રપંચને મૂકે ? વિષયતૃષ્ણા, એ શું છે ? એ પણ મનની ભૂખ છે. સ્પર્શન, રસના, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર–એ પાંચની ભૂખ કેટલી છે ? રસ જીભ ઉપર આવે, રૂપ આંખ

જૂએ, પણ ગમતું ખાવાનું અને ગમતું જોવાનું મળે એ વખતે હૈયાની હાલત કયી થાય છે, એનો વિચાર કરો! તમારી ઇન્દ્રિયો તમારી કે મનની? મન ગુલામ ઇન્દ્રિયોનું અને ઈન્દ્રિયો ગુલામ વિષયની! વિષયો ગુલામ ભાગ્યના અને ભાગ્ય કોને આધીન? પ્રાયઃ પૂર્વની પ્રવૃત્તિઓને! લગભગ બધાને અમૂક અમૂક પ્રસંગે તો ભાગ્યને માનવું જ પડે છે. આવા પરાધીન વિષયો પાછળ મૂઢ બનવું, એ શું યોગ્ય છે? પણ વિષયોની તૃષ્ણા ઘટ્યા વિના કે ગયા વિના આવી મૂઢતા જાય, એ શકય નથી. વિષયોની તૃષ્ણા ઘટે ક્યારે? મનની ભૂખ કાઢવા જેવી છે, એમ લાગ્યા વિના અને મનની ભૂખને કાઢવા માટેની તત્પરતા કેળવ્યા વિના, વિષયોની ગુલામી વાસ્તવિક રીતિએ ઘટે, એ પણ અસંભવિત પ્રાયઃ છે, એમ વિના સંકોચે કહી શકાય તેમ છે.

પરમાત્માની આજ્ઞા :

ભાગ્યને દોષ દેનારાઓએ વિચારવું જોઈએ કે–ભાગ્ય ઘડ્યું કોણે? આપણાં જ કૃત્યોથી ભાગ્ય ઘડાય છે ને? ત્યારે–દુર્ભાગ્ય હઠે, સદ્‌ભાગ્ય પ્રગટે અને પરિણામે ભાગ્યની ગુલામીમાંથી પણ સર્વથા મૂકાઈ જવાય, એ માટે શું કરવું જોઇએ?

સ૦ ભગવાનની આજ્ઞા મુજબ વર્તવું જોઈએ.

તમે બધા ભગવાનની આજ્ઞા મુજબ વર્તો છો? તમે જે કાંઈ કરી રહ્યા છો, તે ભગવાનની આજ્ઞાથી

કરી રહ્યા છો કે મનની કારમી ભૂખને આધીન બનીને જ આ બધું કરી રહ્યા છો? ભગવાનની આજ્ઞા શી છે? પરથી અલગ થઇ, મનને મારી, સ્વમાં લીન થવું : એટલે કે-પર વસ્તુઓના રાગ, દ્વેષ અને તેના એકમેક જેવા બની ગયેલા સંસર્ગથી સર્વથા મૂકાઈ જઈને, આત્માનું વાસ્તવિક સ્વરૂપ પ્રાપ્ત કરવું! આ દશાએ પહોંચવાને માટે મનની ભૂખને મારવાનો પહેલો પ્રયત્ન કરવો જોઈએ. મનની ભૂખને ટાળવામાં અપૂર્વ સહાય કરે અને પરિણામે પર વસ્તુઓથી સર્વથા મુક્ત બનાવી સ્વસ્વરૂપ પમાડે, એવું જે પ્રધાન જીવન, તે શ્રમણજીવન છે. પશ્ચિમના લોકોએ જેમાં ઉદય માન્યો, ત્યાં જન્મે ત્યારથી બચ્ચાંને કેટલાંક કુટુમ્બો રવાના કરે છે. મા ઉછેરતી પણ નથી. એમ આ શ્રમણજીવનમાં નાના પણ આવે તો સારૂં જ ને? તમારૂં છોકરૂં તમારે ત્યાં ઉછરીને મનની ભૂખવાળું બને, એમાં નવાઇ છે? ત્યારે જો તમને એમ લાગતું હોય કે-આપણે તો અત્યાર સુધી ભૂલ કરી, તો હવે તમે તમારાં બચ્ચાંને સારા માર્ગે કેમ ન ચઢાવો? તમારાં બચ્ચાંને હિતકારી માર્ગે યોજવાં, એ તમારી ફરજ છે અને તે ફરજ અદા કરવાને માટે પણ તમારે શ્રમણજીવનની સર્વશ્રેષ્ઠતા સમજવી એ આવશ્યક છે. દરેકે દરેક સમજુ માણસની ઈચ્છા એવી જ હોવી જોઇએ કે-મારાં સંતાનો શ્રમણજીવનને પામે, શ્રમણ-જીવનને સુન્દરમાં સુન્દર પ્રકારે આરાધે અને પરમ કલ્યાણને પામે. બીજાઓ એ માર્ગે જતા હોય, તો એની

પણ તમને ખૂશી થવી જોઇએ. જ્યાં સુધી એમ ન થાય, ત્યાં સુધી તમારે એ જ સમજવું રહ્યું કે-હજુ પણ આપણને સાચી વસ્તુની વાસ્તવિક ગમ પડી નથી.

**શરણુ લેવા યોગ્ય સંસ્થા :**

શ્રમણજીવન, એ એક એવું જીવન છે કે-જ્યાં વાતાવરણ, આચાર-વિચાર, એ બધું મનની ભૂખને કાબૂમાં લાવી, મનની ભૂખને મટાડે છે. છતાં, આવા જીવનને પામ્યા પછીથી પણ મનની ભૂખ ન જ જાગે, એમ તો કહી શકાય નહિ: પણ મોટે ભાગે એવું ખરૂં કે-સાચું શ્રમણજીવન પ્રાપ્ત થાય, તો મનની કારમી ભૂખ જાગવાનો સંભવ ઓછો! જ્યારે તમારા વાતાવરણમાં તો પ્રાયઃ મનની કારમી પણ ભૂખ ઉત્પન્ન થયા વિના રહે નહિ. દુનિયામાં જેમ જીવાડવાના બધા પ્રયત્નો કરવા છતાં જન્મેલ ન પણ જીવે, ભણાવવાના શક્ય પ્રયત્નો કરવા છતાં ન પણ ભણે અને કમાવા માટે પૂરતી મહેનત કરવા છતાં ન પણ કમાય, તેમ આ જીવનમાં આવ્યા પછીથી પણ જો કોઇનામાં મનની કારમી ભૂખ પ્રગટે, તો એ માટે નિરૂપાય છીએ. વાત તો એ છે કે-એવું જીવન જીવનારા જરૂરી છે કે નહિ? દુનિયામાં જેમ તમે હૅાટેલની જરૂર માની છે, હૅાસ્ટેલની જરૂર માની છે, હૅાસ્પીટાલની જરૂર માની છે, તેમ આવું જીવન જીવનારાઓની સંસ્થાની જરૂર છે કે નહિ? હું તો માનું છું કે-આ સંસ્થા સદાને માટે જીવતી ને જાગતી રહેવી જોઇએ.

શાથી ? જ્યારે અને ત્યારે, ઉદયમાં અને આફતમાં, દુનિયાના જીવોને શરણું લેવા લાયક કોઈ સંસ્થા હોય તો તે આ જ એક સંસ્થા છે. જગતમાં કોઈ એવું પૂછનાર છે કે-મહીંનું કેમ ચાલે છે? આત્માના હિત-અહિતને લગતી ખબર પૂછનાર કોઈ છે? પેઢી તુટે, સંબંધી જાય, શરીરે રોગ થાય, એવા એવા વખતે છાનું રાખનાર, સાચું આશ્વાસન આપનાર, સાચી સ્થિતિનું ભાન કરાવનાર કોઇ જોઇએ કે નહિ? સાચા શ્રમણો તો દુનિયાના સુખી કે દુ:ખી-સર્વ જીવોને માટે શરણભૂત છે: કારણ કે-તેઓ પૌદ્ગલિક પદાર્થોની નાશવંતતાને અને એની મમતાથી થતી ખાનાખરાબીને સમજાવીને જગતના જીવોને કલ્યાણકારી માર્ગે દોરનારા છે.

**માંદાને જોવા જનારા:**

તમારે રોઇને રોવડાવનાર જોઈએ છે કે હસીને હસાવનાર જોઇએ છે? તમારે ત્યાં કોઈ મરે અને તેથી કોઇ બેસવા આવે, તો શું કહે? તમને રડાવે કે આશ્વાસન આપે? આજે તો માંદાને જોવા જનારા એવું પણ બોલે છે કે-માંદાને ધ્રાસકો પડે. કહેશે-'અરરર, આંખો ઉંડી જતી રહી છે! ચહેરો ફીક્કો પડી ગયો છે!! માત્ર હાડકાં જ દેખાય છે!!!' કેટલાક વળી કહેશે કે-'મુંબઇ લઈ જાવ. અમદાવાદ લઈ જાવ.' એમ મોટાં શહેરોનાં નામ દે. કોઇ વળી મોટા મોટા ડૉકટરોનાં જ નામો દેવા માંડે! કહેશે કે-'દેશમુખને બોલાવો!' પણ

કોઈ માંદાને સમાધિમાં રાખવાની વાત કરે નહિ અને એમ પણ પૂછે નહિ કે–'પાંચ રૂપીઆ જોઇએ છે?' એ વિચાર ન કરે કે–શહેરમાં લઇ જાય શી રીતિએ અથવા દેશમુખને બોલાવે કયા ગજા ઉપર? એવી વાતોથી મોટે ભાગે બંનેનું દુ:ખ વધે. દર્દિને કદાચ એમ પણ થાય કે–'દેશમુખ આવે તો બચું!' અને પછી તો એને એની રઢ લાગે અને મનમાં દુ:ખી થયા કરે. વળી માબાપ પણ દેશમુખને ન બોલાવી શકે, એથી એમને પણ દુ:ખ થાય.

એક વૈદ્યનું ઉદાહરણ :

આજના કેટલાક ડૉકટરો પણ શું કરે છે? કેટલાક ડૉકટરો, રોજ, પોતાના હાથમાં જીવન સોંપી દેનારા દર્દિઓની ચિન્તા કરતા હશે? આજે મનની કારમી ભૂખમાંથી ડૉકટરો પણ બાતલ નથી રહ્યા. એમાં કોઇ સારા હશે, પણ કેટલાક તો એવા કે–જેમને મુખ્યત્વે પોતાની આવક સાથેજ સંબંધ! પૂર્વે તો કેટલાય વૈદ્યો એવા હતા, કે જેમના મનની તૃષ્ણા પાંગળી હતી અને એથી તેઓ પોતાનો ધંધો કરવા ઉપરાંત ગરીબો ઉપર ઉપકાર પણ કરી શકતા હતા. એક દાખલો આપું.

એક કુટુંબ હતું. માબાપ કમાવાને અશક્ત હતાં, પણ મોટો છોકરો કમાતો અને સૌનું ગુજરાન ચાલતું.

કોઈ એક વખતે મોટા છોકરાથી કામ ઓછું થયું એટલે પૈસા ઓછા મળ્યા. તેણે બધાંને ખવડાવીને પોતે ભૂખ વેઠવા માંડી. એમાંથી એને તાવ ચઢ્યો.

રળનાર છોકરો પથારીમાં પડચો, એટલે માબાપ મુંઝાયાં. એક વૈદ્યને બોલાવ્યો.

વૈદ્યે આવીને જોયું કે–' શરીરમાં રોગ નથી. ' તરત બધાંને કહ્યું કે–' તમે બહાર જાવ. મારે દર્દીની સાથે ખાનગી વાત કરવી છે. '

બધાં બહાર ગયાં, એટલે વૈદ્યે પેલાને કહ્યું કે–'જો, મને તારા શરીરમાં રોગ હોય એમ લાગતું નથી : છતાં અશક્તિ ઘણી છે : માટે સાચું કહે કે-હકીકત શી છે?'

પેલાએ કહી દીધું કે–' મેં છ દિવસથી ખાધું નથી. '

વૈદ્યે કારણ પૂછ્યું એટલે પેલાએ કહ્યું કે-' જેટલું છ દિવસથી લાવું છું, તેટલામાંથી મારે માટે ખાવાનું બચતું નથી અને મારાં માતા-પિતાને તથા ભાઈ-બેનને ભૂખ્યાં રાખીને હું ખાઉં એ મને પસંદ નથી. આથી, છ દિવસ થયાં મેં કાંઈ પણ ખાધું નથી.'

વૈદ્યે તરત જ પોતાના ગજવામાંથી કોથળી કાઢીને પેલાની પથારીમાં મૂકી અને તેને આશ્વાસન આપ્યું. પછી બીજાં બધાંને અંદર બોલાવીને કહ્યું કે–' દવા આપી છે. ઝટ સાજો થઈ જશે. '

આવા છોકરા પણ કેટલા અને આવા વૈદ્યો પણ કેટલા? એ છોકરાની જેમ અવસરે ભૂખ વેઠાય ક્યારે અને વૈદ્ય આ રીતિએ કોથળી આપી શકે એવું બને ક્યારે? મનની તૃષ્ણા કમ ન હોય, તો આવું બને ખરૂં? મનની તૃષ્ણા ઘટ્યા વિના ગુણો આવે નહિ. મનની

તૃષ્ણા, એ એવી ભયંકર છે કે—એ જેમ જેમ વધે તેમ તેમ ગુણો જાય અને અવગુણો આવ્યા વિના રહે નહિ.

**વ્યાપાર જેટલી પણ શ્રમણજીવનની કિંમત છે ?**

આજનાઓ માંદાને જોવા જાય, તે મારવા કે જીવાડવા ? રડાવવા કે છાના રાખવા ? વ્યાપાર વિષે પૂછે તે શું કરવા ? એવા વખતમાં સાચી શાન્તિ આપનાર કોઇ જોઇએ કે નહિ ? એવા કાયમ જોઇશે કે કોઇક દહાડો ? એક ગામ દીઠ એક એક જ ગણીએ, તો પણ એવા શ્રમણો ઓછામાં ઓછા કેટલા જોઇએ ? તમને વિચાર થાય છે કે—આપણે એકાદ છોકરાને તો આ માર્ગે યોજીએ ? કેટલા છોકરાને વ્યાપારી બનાવ્યા ? બધાને. ત્યારે તમને વ્યાપારની જેટલી કિંમત છે, તેટલી પણ આની કિંમત નથી : અને માટે જ તમને શ્રમણજીવન વિષેની અજ્ઞાનતાભરી મુંઝવણો થયા કરે છે.

**ત્યાગપ્રધાન જીવન :**

પરન્તુ શ્રમણજીવન જ સાચી શાન્તિ આપનારૂં જીવન છે. આ જીવન જીવવું એ સહેલું નથી. ખાવાને માટે કોઇક વાર જેમ લાડવા મળે, તેમ કોઇક વાર ભૂખ્યા પણ રહેવું પડે. કોઇક વાર આગળ વાજાં પણ વાગે અને કોઇક વાર ધૂળ પણ ઉડે. ઉતરવાને માટે મકાનની સગવડ મળે ય ખરી અને ન પણ મળે. આ જીવન એવું છે કે—જેમાં ગામમાં ઘર નહિ અને સીમમાં ખેતર નહિ. જગ્યાનો માલીક જગ્યા આપે તો વપરાય, નહિ તો એની સામે તકરાર

ઉઠાવાય નહિ, પણ ચાલતા થવું પડે. આવું ત્યાગપ્રધાન જીવન જીવાય, તો આવું જીવન જીવવાના પ્રતાપે મનની ભૂખ વધુ સારી રીતિએ કાબૂમાં આવી જાય અને પરિણામે પરમ કલ્યાણની પણ પ્રાપ્તિ થયા વિના રહે નહિ.

સાચા ત્યાગી કોણ?

જેની પાસે પૌદ્ગલિક પદાર્થો ન હોય એ ત્યાગી નહિ, પરન્તુ જેનામાં પૌદ્ગલિક પદાર્થો ન જોઇએ એવી વૃત્તિ હોય અને ત્યાગની પરમાત્માની આજ્ઞા મુજબની પ્રવૃત્તિ હોય, તે ત્યાગી ગણાય. સાચો ત્યાગી એ કે–જે હોય તે તજે, બીજું મેળવવાની ઈચ્છા પણ કરે નહિ અને પૌદ્ગલિક સંસર્ગથી સર્વથા મૂકાવાનો જ પ્રયત્ન કર્યા કરે. વળી જે કોઇ વસ્તુઓ આરાધનાના હેતુથી જ્ઞાની મહાપુરૂષોની આજ્ઞા મુજબ પોતાની પાસે રાખી હોય, તેના પણ મમત્વને તજીને, તેનો ઉપયોગ એવી રીતિએ કરે કે જેથી મનની તૃષ્ણા કપાય અને પરિણામે પૌદ્ગલિક સંસર્ગથી સર્વથા મુક્ત બની શકાય.

ઉપસંહાર :

શ્રમણજીવન, એ સાચા સુખનું સાચું સાધન છે. બીજા જીવોને દુ:ખ આપ્યા વિના જીવાય અને બને તેટલા પ્રમાણમાં બીજા જીવો ઉપર ઉપકાર કરાય, એવું વધારેમાં વધારે આ જીવનવાળાથી શક્ય છે. આવું જીવન પામવું એ શ્રેષ્ઠ છે: એ ન પમાતું હોય તો એના અભિલાષી બનવું જોઇએ, એ માર્ગે જનારાઓને મદદગાર નિવડવું

જોઇએ અને પૌદ્ગલિક પદાર્થો પ્રત્યેની મમતાને ઘટાડવી જોઈએ. એ સાથે પૌદ્ગલિક સંસર્ગથી સર્વથા મૂકાએલા અને પૌદ્ગલિક સંસર્ગ માત્રથી મૂક્ત બનવાના સાચા માર્ગને સ્થાપી ગયેલા દેવને પરમાત્મા તરીકે સ્વીકારવા જોઇએ : એવા પરમાત્માની આજ્ઞા મુજબ પૌદ્ગલિક પદાર્થોને તજી જરૂરી પૌદ્ગલિક પદાર્થો દ્વારા પૌદ્ગલિક સંસર્ગનો નાશ કરવાને ઉદ્યમશીલ બનેલા તથા જગતના જીવોને ઉપ-કારબુદ્ધિથી એ જ સન્માર્ગને દેખાડનારાઓને ગુરૂ તરીકે સ્વીકારવા જોઈએ : તેમજ પૌદ્ગલિક સંસર્ગને કાપતાં અનંતજ્ઞાન સંપાદન કરીને જગતના જીવોને તરવાનો માર્ગ બતાવી મુક્તિને પામેલા પરમાત્માએ ફરમાવેલા માર્ગને ધર્મ તરીકે સ્વીકારવો જોઇએ. જે કોઈ એવા શ્રી વીતરાગ પરમાત્માને સુદેવ તરીકે, એવા નિર્ગ્રન્થોને સુગુરૂ તરીકે અને શ્રી વીતરાગપ્રણીત ધર્મને સુધર્મ તરીકે સ્વીકારી, ઈતર નામના દેવ–ગુરૂ–ધર્મને તજી, મનની ભૂખને મીટાવવાના પ્રયત્નો કરશે, તે જ પુણ્યાત્માઓ દુઃખના લેશ વિનાના, સંપૂર્ણ અને શાશ્વત સુખને પામી શકશે. સો કોઈ આ રીતિએ વર્તો અને આત્માનું વાસ્તવિક કલ્યાણ સાધો, એજ એક કલ્યાણકામના.



# કામના
# અને તેની સિદ્ધિ

વિ. સં. ૧૯૯૨માં
પાટડીમાં અપાએલું

**કામનાને સફલ બનાવવાને માટે, તેનાથી પ્રતિકૂળનો ત્યાગ અને અનુકૂળનો આદર–બન્ને જરૂરી છે :**

આજના આ વ્યાખ્યાનને માટે "જગતના જીવોની કામના અને તેની સિદ્ધિ"–એ વિષય જાહેર કરવામાં આવ્યો છે. આથી આજે જગતના જીવોની કામનાનું સ્વરૂપ વર્ણવવાની સાથે, એ કામનાને કેવી રીતિએ સફલ બનાવી શકાય–એ કામનાને સફલ બનાવવાને માટે શું શું કરવું જોઈએ, એ વિષે કાંઈક કહેવાનું છે. કોઈ પણ કામના, જો કેવળ કામના કર્યા કરવા માત્રથી જ સફલ બની શકતી હોત, તો આપણે–'કામનાને સફલ કરવાને માટે શું કરવું જોઇએ ?'–એનો વિચાર ન કરત : પરન્તુ

તત્ત્વજ્ઞાની મહાપુરૂષો ફરમાવે છે અને આપણો અનુભવ પણ કહે છે કે-'કોઈ પણ કામનાને સફલ બનાવવી હોય, તો તે કામનાને અનુરૂપ પ્રવૃત્તિ પણ કરવી જ જોઇએ.' એકલી કામનાથી કાર્યસિદ્ધિ થતી નથી અને કાર્યસિદ્ધિ વિનાની કામના તો વાંઝણી જ ગણાય. જે જાતિની કામના હોય-તેને અનુસરતી પ્રવૃત્તિ કરવામાં ન આવે, તો એ કામના ધારણા મુજબનું ફલ આપ્યા વિના જ નાશ પામે: એટલું જ નહિ, પણ વિપરીત ફલને આપનારી પણ બને. કામના જેમ સારી હોવી જોઇએ, તેમ તેની સિદ્ધિ માટેની પ્રવૃત્તિ પણ સારી જ હોવી જોઇએ. સારી પણ કામનાથી તેને પ્રતિકૂળ એવી પ્રવૃત્તિ કરાય, તો તેથી વિપરીત ફલની પ્રાપ્તિ થાય એમાં નવાઇ પામવા જેવું કાંઇ છે જ નહિ. આથી સારી કામના કોને કહેવાય અને ખરાબ કામના કોને કહેવાય તેમજ સારી પ્રવૃત્તિ કોને કહેવાય અને ખરાબ પ્રવૃત્તિ કોને કહેવાય-એ સમજી લેવું જોઈએ. એ સમજવાને માટે આત્માને લાયક બનાવવો જોઇએ અને અનન્તજ્ઞાની પુણ્યપુરૂષોની નિશ્રા સ્વીકારવી જોઈએ. કામનાની સિદ્ધિ માટે પ્રવૃત્તિ આવશ્યક છે, કારણ કે-એકલી કામનાથી કાર્યસિદ્ધિ પેદા થતી નથી. એકલી કામના માત્રથી જ જો કાર્યસિદ્ધિ થતી હોત, તો દુનિયામાં કોઈ દુ:ખી તરીકે દૃષ્ટિમાં આવત જ નહિ: કારણ કે-જગતના જીવ માત્રની કામના દુ:ખથી મૂકાવાની છે, સુખને પ્રાપ્ત કરવાની છે અને પ્રાપ્ત સુખને હરહંમેશને માટે

ટકાવી રાખવાની છે. એક પણ જીવ એવો નથી, કે જે જીવની કામના દુઃખી બનવાની હોય કે દુઃખી રહેવાની હોય! આમ છતાં, આ દુનિયામાં પ્રાયઃ સૌ કોઇ દુઃખી તરીકે જ આપણી નજરે આવે છે, તેનું કારણ શું? તેનું કારણ એ જ છે કે-કેવળ કામના કર્યા કરવાથી કાર્યસિદ્ધિ પ્રાપ્ત નથી. કામનાની સિદ્ધિને માટે પ્રવૃત્તિ આવશ્યક છે. તે પ્રવૃત્તિ પણ કેવી? કામનાની સિદ્ધિને માટે બે પ્રકારની પ્રવૃત્તિ સ્વીકારવી એ જરૂરી છે. કામનાને સફલતા પ્રાપ્ત થવામાં જે જે વૃત્તિઓ અને પ્રવૃત્તિઓ બાધક નિવડે તેવી હોય, વિઘ્નકર નિવડે તેવી હોય અગર તો કામનાથી વિપરીત ફલને પેદા કરવાના સ્વભાવવાળી હોય, તેનો ત્યાગ કરવા રૂપ એક પ્રકાર અને બીજો પ્રકાર-કામનાને સફલ બનાવનારી વૃત્તિઓ તથા પ્રવૃત્તિઓના આદર રૂપ-એમ બન્નેય પ્રકારની પ્રવૃત્તિઓ સ્વીકારવા દ્વારા જ, કામનાને સિદ્ધ કરી શકાય છે. કામનાને સફલ બનાવવાને માટે જેમ અનુકૂળ પ્રવૃત્તિઓનો આદર જરૂરી છે, તેમ પ્રતિકૂળ પ્રવૃત્તિઓનો ત્યાગ પણ જરૂરી છે. પ્રતિકૂળના ત્યાગ અને અનુકૂળના આદર વિના તો, કામના વાંઝણી બની રહે અગર તો વિપરીત ફલને પેદા કરનારી પણ બને. આથી આપણે સૌથી પહેલી વાત એ નક્કી કરીએ છીએ કે-જેમણે પોતાની કામનાને વાંઝણી ન રાખવી હોય, નિષ્ફલ કે નુકશાનકારક ન બનાવવી હોય, પણ પોતાની સુખી બનવાની કામનાને સફલ બનાવવી હોય, તે સર્વેએ

પોતાની કામનાથી વિરૂદ્ધની એવી સર્વ વૃત્તિઓનો તથા પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો જોઈએ તેમજ પોતાની કામનાને અનુકૂળ એવી જે જે વૃત્તિઓ તથા પ્રવૃત્તિઓ હોય, તેનો અનન્તજ્ઞાની પુણ્યપુરૂષોની આજ્ઞા મુજબ આદર કરવો જોઇએ.

## ઉપદેશો શા માટે ?

જગતના જીવો પોતાની કામનાને સફલ બનાવવાનો ઈરાદો રાખતા નથી એમ પણ નથી અને પોતાની કામનાને સફલ બનાવવાના હેતુથી પ્રવૃત્તિઓ કરતા નથી એમ પણ નથી. જગતના જીવો પોતાની કામનાને સફલ બનાવવાનો ઇરાદો ધરાવે છે એય નિશ્ચિત છે અને પોતાની કામનાને સફલ બનાવવાના ઇરાદાથી પોતાને સુઝતી પ્રવૃત્તિઓ આચરે છે એ પણ નિશ્ચિત છે. આમ છતાં ધાર્યું પરિણામ આવતું નથી અને વિપરીત પરિણામ પ્રત્યક્ષ છે, એટલે નક્કી થાય છે કે–જેવી પ્રવૃત્તિઓ આદરવી જોઈએ તેવી પ્રવૃત્તિઓનો આદર થતો નથી અને જેવી પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો જોઇએ તેવી પ્રવૃત્તિઓનો આદર થાય છે. જગતના જીવો આવી વિડમ્બનાથી મુક્ત બને, પોતાની કામનાને સફલ બનાવવાના વાસ્તવિક માર્ગને પીછાને અને એ માર્ગ પ્રત્યે આદરવાળા બનીને એ માર્ગના આસેવનમાં તત્પર બને– એ હેતુથી જ, તત્ત્વજ્ઞાની મહાપુરૂષોએ ઉપદેશો આપ્યા છે અને એ જ ઉપદેશો સંભળાવવાની અમને આજ્ઞા છે.

જગતના જીવોની કામના ફળે, એવી દયાભાવનાથી જ મહાપુરૂષોએ ઉપદેશોના ધોધ વહાવ્યા છે અને દયામય જીવન જીવતા મહાપુરૂષો એ જ ઉપદેશો સંભળાવતા આવ્યા છે, પરન્તુ યોગ્ય આત્માઓને જ એ ઉપદેશો રૂચે છે અને મહા ભાગ્યશાલી આત્માઓ જ એ ઉપદેશો પ્રત્યે આદરવાળા બનીને પોતાના જીવનમાં એ ઉપદેશોનો શકય અમલ કરવાને તત્પર બની શકે છે. સાચા સાધુઓ તમને ત્યાગનો ઉપદેશ આપે છે તે તમારૂં સુખ તેમને ખટકે છે એ માટે નહિ, પણ–'તમે દુઃખ માત્રથી મુક્ત બનો અને સાચા સુખના ભોક્તા બનો'–એ માટે જ, સાચા સાધુઓ તમને તમારી કામનાની સફલતામાં વિઘ્નકર એવી વૃત્તિઓને તથા પ્રવૃત્તિઓને તજવાનો તેમજ તમારી કામના ફળે એવી વૃત્તિઓને તથા પ્રવૃત્તિઓને આદરવાનો ઉપદેશ આપે છે.

મૂળભૂત કામના એક જ છે :

તમારી અગર તો દુનિયાના જીવોની કામના શી છે, એ સમજાવવું પડે તેમ છે ? તમારી કામનાના સ્વરૂપને તમે જાણો છો કે નહિ ?

સ૦ જીવ માત્રની જૂદી જૂદી કામના છે.

એ જૂદી જૂદી કામનાઓ પણ વસ્તુતઃ એક કામનામાંથી જ જન્મેલી છે. જેમ બજારમાં વહેપારિઓ જૂદી જૂદી વસ્તુઓના હોય છે અને નોકરીયાતો જૂદાં જૂદાં કામો કરનારા હોય છે, પણ તે સર્વેનું લક્ષ્યબિન્દુ પૈસા

કમાવાનું હોય છે : તેમ જૂદી જૂદી કામનાઓ પણ એક મૂખ્ય કામનામાંથી જ જન્મેલી હોય છે. જો જૂદી જૂદી વસ્તુઓની કામનાઓની અપેક્ષાએ વિચાર કરવામાં આવે, તો તો એક એક જીવની એક એક જ કામના છે એમ પણ નથી. દરેક જીવ દીઠ એવી તો સંખ્યાબંધ કામનાઓ છે. આપણે તો એ જોવું છે કે–એ બધી જ કામનાઓ પાછળ, એ બધી જ કામનાઓના મૂળમાં, કયી કામના કામ કરી રહી છે ? અગર તો ભિન્ન ભિન્ન કામનાઓ પણ કયી કામનાના કારણે ઉત્પન્ન થવા પામી છે ? જે કામનાના કારણે ભિન્ન ભિન્ન કામનાઓ ઉત્પન્ન થાય છે, તે મૂખ્ય કામના એક જ છે અને તે કામના સૌની એકસરખી જ છે. એ મૂળભૂત કામના જો સિદ્ધ થઈ જાય, તો પછી બીજી વસ્તુઓની જરૂર રહે નહિ અને જ્યાં બીજી વસ્તુઓની જરૂર જ ન રહે, એટલે બીજી કામનાઓ પણ ન રહે તે સ્વાભાવિક જ છે.

**જીવ માત્રનું એકસરખું ધ્યેય :**

જીવ માત્રની જે મૂખ્ય કામના છે, તે એવી છે કે–એમાં કોઈનો પણ મતભેદ ઉત્પન્ન થઈ શકે એવી સ્થિતિ જ નથી. આપણે જાણીએ છીએ કે–આપણી જેમ જીવ માત્રને દુઃખથી બચવું છે અને સુખ અનુભવવું છે. દુઃખ છે તે મૂળમાંથી જાય, ફરીથી કદિ પણ દુઃખ આવે નહિ, સંપૂર્ણ સુખ મળે અને એ સુખ કદિ પણ જાય નહિ, આવી દરેક જીવની કામના છે. સૂક્ષ્મ બુદ્ધિથી

વિચાર કરશો, તો તમને પણ જણાશે કે–'તમારી ખરી કામના એ જ છે અને બીજી પેટા કામનાઓ તો દુઃખ કાઢવાના અને સુખ મેળવવાના એ એક ધ્યેય-માંથી જ જન્મેલી છે.' દુઃખ ન જોઈએ અને સુખ જોઈએ–એ અપેક્ષાએ વિચારવામાં આવે, તો એમ જ કહેવું પડે કે–પ્રાણિમાત્રનું ધ્યેય એ જ એક છે. જેમ ઝવેરી-નું ધ્યેય પણ કમાવાનું છે, કાપડીઆનું ધ્યેય પણ કમાવાનું છે, ગાંધીનું ધ્યેય પણ કમાવાનું છે, મજૂરનું ધ્યેય પણ કમાવાનું છે અને નોકરી કરનારાઓ વિગેરેનું ધ્યેય પણ કમાવાનું છે, તેમ જગતના જીવોનો પણ એ જ એક ઈરાદો છે કે–'દુઃખ નહિ જોઈએ અને સુખ જોઈએ.' આ બાબતમાં કશો મતભેદ છે ?

સ૦ નાજી.

આથી એ સ્પષ્ટ થઈ જાય છે કે–દુઃખને મૂળમાંથી કાઢવાની, ફરીથી ક્યારે ય દુઃખ ન આવે એવી સ્થિતિ પ્રાપ્ત કરવાની, સંપૂર્ણ સુખ મેળવવાની અને એવું સુખ સદાકાળ ટક્યું રહે એવી પરિસ્થિતિ પ્રાપ્ત કરવાની, જીવ માત્રની કામના છે. આવી કામના અને આવી કામના ફળે એવા હેતુવાળી પ્રવૃત્તિઓ સતતપણે ચાલુ હોવા છતાં પણ, દુઃખ જતું નથી અને વસ્તુતઃ સુખ અનુભવાતું નથી, એ પણ નક્કી વાત છે. ત્યારે ઇચ્છા માત્રથી કે ગમે તેવી પ્રવૃત્તિ કરવાથી કાર્યસિદ્ધિ થતી નથી, એ પણ નક્કી વાત ને ?

સ૦ હાજી.

જો ઇચ્છા માત્રથી જ ઇચ્છાની સિદ્ધિ થતી હોત અગર ગમે તેવી પ્રવૃત્તિ કરવા માત્રથી જ ઇચ્છાની સિદ્ધિ થતી હોત, તો તો ઉપદેશની જરૂર પણ રહેત નહિ: પરન્તુ ઇચ્છા માત્રથી અગર ગમે તેવી પ્રવૃત્તિ કરવા માત્રથી કાર્યસિદ્ધિ થતી નથી અને માટે જ પરમ ઉપકારી જ્ઞાની મહાપુરૂષો, દુ:ખના દ્વેષી અને સુખના અર્થી જીવોએ કયી કયી પ્રવૃત્તિઓ કરવી જોઇએ અને કયી કયી પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો જોઇએ, એનો ઉપદેશ આપી ગયા છે: તેમજ એ ઉપદેશ મુજબ વિરૂદ્ધ પ્રવૃત્તિઓનો સ્વીકાર કરી, અનુકૂળ પ્રવૃત્તિઓનો સ્વીકાર કરી, સ્વપર-શ્રેયને અનુલક્ષીને વર્તનારા નિર્ગ્રન્થ મહાપુરૂષો પણ એ જ પ્રકારનો ઉપદેશ આપી ગયા છે, એ જ પ્રકારનો ઉપદેશ આપે છે અને એ જ પ્રકારનો ઉપદેશ આપવાના છે!

## પ્રવૃત્તિનો વિચાર કરવો જ જોઇએ:

તમારી મૂળભૂત કામના શી છે, એ તો નક્કી થઇ ગયું. તમારે અથવા તો દુનિયાના જીવ માત્રને લેશ પણ દુ:ખ જોઇતું નથી અને સંપૂર્ણ તથા શાશ્વત સુખ જોઇએ છે, એ નક્કી વાત છે. હવે એ વિચારવું જોઇએ કે-તમે જે કાંઈ પ્રવૃત્તિઓ કરી રહ્યા છો, તે તમારી મૂખ્ય કામનાને અનુસરતી છે કે ઉંધી છે? જો તમે કરી રહ્યા છો તે પ્રવૃત્તિઓ ઉંધી હોય, તો એનો ત્યાગ

કરવો જોઇએ અને તમારી મૂખ્ય કામનાને માટે જે પ્રવૃત્તિઓ સાધક હોય તેનો સ્વીકાર કરવો જોઇએ. જો ઉંધી પ્રવૃત્તિઓનો ત્યાગ ન કરાય અને સાધક પ્રવૃત્તિ-ઓનો સ્વીકાર ન કરાય, તો દુ:ખથી મૂકાવાની અને સુખને પ્રાપ્ત કરવાની કામના વાંઝણી જ રહે! તમને તમારી કામના વાંઝણી રહે, એ પસંદ છે?

સ૦ નાજી.

કામના કર્યા કરવી, ઇચ્છા કર્યા કરવી, ભાવના કર્યા કરવી અને ઉંધી પ્રવૃત્તિઓ તજવી નહિ, ઉંધી પ્રવૃત્તિઓ ચાલુ રાખવી, અનુકૂળ પ્રવૃત્તિઓ આદરવી નહિ તેમજ ઉંધી પ્રવૃત્તિ તજાય નહિ અને અનુકૂળ પ્રવૃત્તિ આદરાય નહિ તો તેનું હૈયામાં દુ:ખ પણ નહિ: એવું કોને હોય? જેને પોતાની કામના, ઈચ્છા કે ભાવનાનું વજન ન હોય તેને જ ને? જેને પોતાની કામના, ઈચ્છા કે ભાવનાનું વજન હોય, તે તો પોતાની કામનાની સિદ્ધિમાં બાધક પ્રવૃ-ત્તિઓને તજવાનો અને સાધક પ્રવૃત્તિઓને સ્વીકારવાનો શક્ય પ્રયત્ન કર્યા વિના રહી શકે જ નહિ. એટલું જ નહિ, પણ જેટલે જેટલે અંશે તે બાધક પ્રવૃત્તિઓનો ત્યાગ અને સાધક પ્રવૃત્તિઓનો સ્વીકાર ન કરી શકે, તેટલે તેટલે અંશે તેના હ્રદયમાં દુ:ખની લાગણી પણ ઉત્પન્ન થયા વિના રહે નહિ. વિરૂદ્ધ પ્રવૃત્તિને અટકાવે નહિ, અનુકૂળ પ્રવૃત્તિને આદરે નહિ અને જેટલા જેટલા અંશોમાં વિરૂદ્ધનો ત્યાગ તથા અનુકૂળનો સ્વીકાર

ન થઇ શકે–એનું દુ:ખ પણ હૈયે ધરે નહિ, એવા આદમીની કામનાની કિંમત શી છે? શું તમે એવા છો ? જો તમે એવા જ હો, તો તો આ ઉપદેશ સાંભળવાની જરૂર જ શી છે ? પણ તમે સઘળા એવા જ છો, એમ કહેવાને હું તૈયાર નથી : કારણ કે–તમે એમ દર્શાવો છો કે–તમે તમારી કામનાને સફળ કરવાને ઇચ્છો છો. ત્યારે કામના છે, કામનાને સફળ બનાવવાની ઉત્કંઠા પણ છે, તો કેવી પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો જોઇએ અને કેવી પ્રવૃત્તિઓનો સ્વીકાર કરવો જોઇએ–એનો વિચાર કરવો જ પડશે. જેણે પોતાની કામનાને વાંઝણી નહિ રાખતાં સફળ બનાવવી હોય, તેણે સાધક અને બાધક પ્રવૃત્તિઓનો વિચાર કરવો એ પણ જરૂરી છે, એમ તો તમને લાગે છે ને ?

સ૦ હાજી.

**સાધક–બાધક પ્રવૃત્તિઓનો ખ્યાલ છે ?**

તો કયી કયી પ્રવૃત્તિઓ ઉંધી ગણાય અને કયી કયી પ્રવૃત્તિઓ સાધક ગણાય, એ નક્કી કોણ કરશે ?

સ૦ મન નક્કી કરે.

જો મન નક્કી કરતું હોય, તો તમારા મને શું નક્કી કર્યું છે ? તમારા મને કયી પ્રવૃત્તિ ઉંધી ગણાય અને કયી પ્રવૃત્તિ સાધક ગણાય, એ નક્કી કરી રાખ્યું હોય, તો કહો ! તમે તમારી દુ:ખ માત્રથી મુક્ત બનવાની અને સંપૂર્ણ તથા શાશ્વત સુખને પ્રાપ્ત કરવાની કામનાને

બાધક એવી સર્વ પ્રવૃત્તિઓનો ત્યાગ કર્યો છે અને સાધક પ્રવૃત્તિઓનો સ્વીકાર કર્યો છે, એમ કહી શકશો ?

સ૦ એવું તો કહેવાય તેમ છે નહિ.

તો શું કામના નહોતી ? દુઃખથી દૂર થવાની અને સુખ મેળવવાની કામના તમારામાં નથી, માટે તમે –' ઉંધી પ્રવૃત્તિ કયી અને સાધક પ્રવૃત્તિ કયી ?'–એનો વિચાર કર્યો નથી ?

સ૦ કામના તો સૌની એ જ છે, પણ અમલ ધીરે ધીરે થાય.

જો અમલ ધીરે ધીરે પણ કરવો હોય, થોડે થોડે પણ બાધક પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો હોય અને સાધક પ્રવૃત્તિઓનો સ્વીકાર કરવો હોય, તો પણ બાધક પ્રવૃત્તિઓ કયી કયી છે અને સાધક પ્રવૃત્તિઓ કયી કયી છે–એનો વાસ્તવિક કોટિનો ખ્યાલ તો હોવો જોઇએ ને ? ભલે અમલ ધીમે ધીમે થાય, પણ–' આ સાધક અને આ બાધક '–એનો જો વાસ્તવિક કોટિનો ખ્યાલ જ નહિ હોય, તો ધીમે ધીમે પણ સાચો અમલ થશે શી રીતિએ ?

સ૦ પ્રપંચ વિગેરે વિરૂદ્ધ પ્રવૃત્તિઓ છે.

માત્ર પ્રપંચ આદિ જ બાધક છે ? આપણી કામનાને માટે શું બાધક અને શું સાધક–એનો કદિ પણ શાન્તિથી વિચાર કર્યો છે ખરો ? તમારી પાસે બાધક અને સાધક પ્રવૃત્તિઓની નોંધ છે ? આપણી કામનાને

શું બાધક અને શું સાધક—એનો વાસ્તવિક ખ્યાલ મેળવવાનો તમે કદિ પ્રયત્ન પણ કર્યો છે ?

સ૦ નાજી.

જ્યારે તમે કબૂલ કરો છો કે–દુઃખથી મૂકાવાની તથા સંપૂર્ણ તેમજ શાશ્વત એવું સુખ પામવાની તમારી કામના છે અને એ કામનાને સફળ કરવાની ઉત્કંઠા પણ છે, તો પછી અનુકૂળ અને વિરૂદ્ધ પ્રવૃત્તિની નોંધ હોય નહિ, અનુકૂળ અને વિરૂદ્ધ પ્રવૃત્તિનો વાસ્તવિક ખ્યાલ પણ હોય નહિ તેમજ એને જાણવાને માટેનો શક્ય અને જરૂરી પ્રયત્ન કરવાનો વિચાર સરખો ય હોય નહિ, એ કયી દશા કહેવાય ?

વ્યાપારિની નોંધ :

વ્યાપારિના અંતરમાં કમાવાની કામના છે, તો એ જમા–ઉધારની નોંધ રાખે છે કે નહિ ?

સ૦ રાખે છે.

વ્યાપારિની જમા–ઉધારની નોંધ પણ કેવી હોય છે ? ગોટાળાવાળી કે ચોખ્ખી ?

સ૦ ચોખ્ખી.

વ્યાપારી પોતાની જમા–ઉધારની નોંધને ચોખ્ખી રાખવાને માટે કાચો રોજમેળ, પાકો રોજમેળ, ખાતાવહી, રોકડવહી, ખરીદવહી વિગેરે વિગેરે ચોપડાઓ પણ રાખે જ છે ને ?

સ૦ વ્યાપારી તો બધું રાખે.

કારણ ? કારણ એ જ કે—એને પોતાની કમાવાની જે કામના છે, તેને સફળ કરવી છે. વ્યાપારિને કમાવાને માટે નોંધ જરૂરની, કિંમતી અને તમારે દુઃખ માત્રથી મુક્ત બનીને સંપૂર્ણ તથા શાશ્વત સુખના ભોક્તા બનવું છે તે છતાં પણ, સાધક તથા બાધક પ્રવૃત્તિની નોંધ જરૂરની પણ નહિ અને કિંમતી પણ નહિ, એમ ?

**સાધક–બાધકની નોંધ હોય તો–**

જો સાધક અને બાધક પ્રવૃત્તિને ઓળખી લીધી હોય, તો બાધક પ્રવૃત્તિ ઉપર ધીમે ધીમે પણ કાપ પડે છે કે નહિ અને સાધક પ્રવૃત્તિ ધીમે ધીમે પણ વધે છે કે નહિ, એનો વિચાર આવે : બાધક પ્રવૃત્તિથી પાછા પડવાની અને સાધક પ્રવૃત્તિમાં આગળ વધવાની ચિન્તા થાય : પણ તમારી પાસે તો બાધક અને સાધક પ્રવૃત્તિની નોંધ જ નથી, તેનું શું થાય ? સાધક શું અને બાધક શું–એનો સાચો ખ્યાલ મેળવવો એ પણ કેટલી બધી જરૂરી વસ્તુ છે, એનો તમને વિચાર આવે અને એથી તમે બાધકના ત્યાગમાં તથા સાધકના આદરમાં ઉજમાળ બની શકો, એ હેતુથી જ આ વાત કહેવાય છે. તમે વિચાર કરો કે–‘ આપણને દુઃખ માત્રથી મૂકાવાની અને સંપૂર્ણ તથા શાશ્વત સુખને મેળવવાની કાયમની કામના હોવા છતાં પણ, વિરૂદ્ધ પ્રવૃત્તિ કચી, અનુકૂળ પ્રવૃત્તિ કચી, વિરૂદ્ધ પ્રવૃત્તિમાં કેટલો ઘટાડો

થયો અને અનુકૂળ પ્રવૃત્તિમાં કેટલો વધારો થયો, એનો વિચાર સરખો પણ કેમ નહિ ?

સ૦ અમે એમ ઉંડા ન ઉતરીએ.

ઉંડા ઉતર્યે જ છૂટકો :

કામના, દુઃખનો મૂળમાંથી નાશ કરવાની રાખવી, કામના સંપૂર્ણ તથા શાશ્વત સુખને પ્રાપ્ત કરવાની રાખવી અને ઉંડા ઉતરવાનો મોખ નહિ, એ ક્યાંનો ન્યાય ? કામનાને સફળ બનાવવી જ હોય તો ઉંડા ઉતરવું જોઇએ, સાધક અને બાધક પ્રવૃત્તિ કોને કોને કહેવાય તે પ્રયત્નપૂર્વક જાણી લેવું જોઇએ અને બાધક પ્રવૃત્તિઓને તજવાનો તથા સાધક પ્રવૃત્તિઓને સ્વીકારી તેને વધારવાનો પ્રયત્ન પણ કરવો જોઇએ : એવું કાંઈ થાય નહિ, તો સારી પણ કામના વાંઝણી જ રહે ને ?

સ૦ હાજી.

આ વાતમાં જેઓ ઉંડા નહિ ઉતરવાની વાતો કરે છે, તેઓ જો કોઈ પણ વાતમાં ઉંડા નહિ ઉતરવાની પ્રતિજ્ઞાવાળા હોત તો તો જૂદી વાત હતી, પણ તેમ નથી. આ વાતમાં ઉંડા નહિ ઉતરવાની વાતો કરનારાઓ પણ એક નહિ જેવા સામાન્ય વ્યાપારની વાતમાં કેટલા ઉંડા ઉતરે છે, એ શું તમારા ખ્યાલ બહારની વસ્તુ છે ? તાર જૂએ, ટપાલ જૂએ, રૂખ જૂએ, ઋતુ જૂએ, હવા જૂએ, માલનો સ્ટૉક જૂએ, આને પૂછે, બીજાને પૂછે, અનુભવિની સલાહ પણ લે અને જ્યારે એ બધા

ઉપરથી પોતાને એમ લાગે કે-‘ આમ વ્યાપાર કરીશું તો જરૂર કમાઈ શકાશે.’ ત્યારે વ્યાપાર કરે છે કે એમ ને એમ ઉંડા ઉતર્યા વિના જ વ્યાપાર કરે છે ? રૂપીઆ જમે મૂકવા હોય તો પેઢી જૂએ, પેઢીની શાખ જૂએ, પેઢીના વહીવટની તપાસ કરે, વ્યાજનો દર બરાબર નકકી કરે, રીતસર લખાણુ કરે, જરા કાંઇ બીજું સંભળાય તો અડધી રાતે લેવા દોડે અને જ્યાં જમે મૂકયા હોય એ પેઢી વિષે જાણુકારોને વારંવાર પૂછયા કરે, તો એમાં કેમ ઉંડા ઉતરાય છે ? અરે, બજારમાં એક દહાડાનું કે એક ટંક માત્રનું શાક લેવા જાય, તો પણુ કેટલા ઉંડા ઉતરે છે ? કેટલીય દુકાનોએ ફરે, માલ વાસી કે સડેલો છે કે નહિ એ જૂએ અને માલ તાજો તથા ભાવ ઓછો કયી દુકાને છે-તે જાણુવાને માટે પણુ બનતું કર્યા વિના રહે નહિ. ત્યાં આટલા ઉંડા ઉતરે અને અહીં કહેશે કે-ઉંડા ઉતરવાનો મોખ નથી ! આ કયી દશા ? પરલોક પ્રત્યેની આ જેવી-તેવી બેદરકારી છે ? નહિ જ, અને તેમ છતાં ઇચ્છા રાખવી છે-દુઃખને મૂળમાંથી ટાળવાની અને સંપૂર્ણુ તથા શાશ્વત સુખને મેળવવાની ! યાદ રાખો કે-ઉંડા ઉતર્યા વિના કામનાની સિદ્ધિ થવાની જ નથી. જેને ઉંડા ઉતરવાની ઇચ્છા ન થાય, એને મન પોતાની કામના કિંમતી નથી એમ કહેવું પડે. જેને પોતાની કામના કિંમતી લાગતી હોય, તેણે તો સાધક પ્રવૃત્તિ કયી અને બાધક પ્રવૃત્તિ કયી, એનો પણુ ઉંડા ઉતરીને વિચાર કરવો જ પડશે.

**પ્રપંચાદિ ટળે ક્યારે ?**

'પ્રપંચ આદિ વિરૂદ્ધ પ્રવૃત્તિઓ છે'–એમ તમે કહ્યું, પરન્તુ પ્રપંચ આદિ એ તો વસ્તુતઃ વિરૂદ્ધ પ્રવૃત્તિને માટે દુનિયાએ સાધક માનેલી વસ્તુઓ છે. જગતના જીવ માત્રની કામનાથી વિરૂદ્ધ પ્રકારની પ્રવૃત્તિઓને પ્રપંચાદિ વધુ ભયંકર બનાવે છે: પણ–' વિરૂદ્ધ પ્રવૃત્તિ કયી ? ' એ પહેલું નક્કી કરવા જેવું છે. ' વિરૂદ્ધ પ્રવૃત્તિ ' જ્યારે વિરૂદ્ધ પ્રવૃત્તિ તરીકે વાસ્તવિક રીતિએ સમજાશે અને વિરૂદ્ધ પ્રવૃત્તિને કાઢી નાખવી એમ નક્કી થશે, પછી પ્રપંચ આદિને જતાં વાર નહિ લાગે. પ્રપંચાદિને પણ વસ્તુતઃ કાઢવા હોય, તો વિરૂદ્ધ પ્રવૃત્તિ કોને કહેવાય, એ નક્કી કરવું પડશે. દુઃખ જોઇતું નથી અને સુખ જોઇએ છે, તો વિરૂદ્ધ પ્રવૃત્તિ કયી અને અનુકૂળ પ્રવૃત્તિ કયી ? કયી પ્રવૃત્તિથી દુઃખ વધે અને સુખ મળે નહિ ?– એ નક્કી થાય, તો પછી અન્યાય આદિ શું કરવાના ? કારણ કે–અન્યાય આદિ થાય છે જ વિરૂદ્ધ પ્રવૃત્તિની સાધનાને માટે !

**પત્થરને બચકાં તો કુતરાં ભરે :**

સાચા વિચારશીલ મનુષ્યે તો સિંહના જેવી આદત રાખવી જોઇએ. પત્થરને બચકાં તો કૂતરાં ભરે : કારણ કે–એની બુદ્ધિ એટલે પહોંચે છે : પણ સિંહ તો પત્થરની સામું પણ નહિ જોતાં, પત્થર મારનાર ઉપર જ ત્રાપ મારે છે. અનીતિ આદિ પથરા જેવા છે. ત્રાપ તો જેના

યોગે અનીતિ આદિ કરાય છે, એના ઉપર મારવી જોઇએ. વિરૂદ્ધ પ્રવૃત્તિ કયી અને અનુકૂળ પ્રવૃત્તિ કયી, એટલું પણ જો વાસ્તવિક રીતિએ સમજાય, વિરૂદ્ધ પ્રવૃત્તિને તજવાનો અને અનુકૂળ પ્રવૃત્તિને આચરવાનો વસ્તુતઃ નિર્ણય થઇ જાય, તો અનીતિ આદિ પથરા રહેવાના જ નહિ: પણ વાત એ છે કે—સાધક પ્રવૃત્તિ કોને કહેવાય અને બાધક પ્રવૃત્તિ કોને કહેવાય?—એ વિષેનો આજ સુધીમાં જરૂરી વિચાર જ કરાયો નથી.

દુનિયાની ભ્રમણા :

સાધક અને બાધક પ્રવૃત્તિનો વિચાર કરવાને માટે, વસ્તુતઃ દુઃખ શામાં અને સાચું સુખ શામાં, એ પણ સમજવું પડશે. જેના સંસર્ગમાં વસ્તુતઃ દુઃખ છે, તે વસ્તુઓમાં—એ વસ્તુઓને મેળવવામાં અને ભોગવવામાં સુખ છે એમ દુનિયાના અજ્ઞાન જીવો માની બેઠા છે: અને સાચું સુખ જ્યાં છે તેને તથા તેની સાધક પ્રવૃત્તિઓને જાણી પણ શકયા નથી. સંપૂર્ણ અને શાશ્વત સુખ નાશવંત પદાર્થો દ્વારા મળી શકે જ નહિ, એ તો એક અતિશય સાદી અને સામાન્ય અક્કલથી પણ સમજી શકાય એવી વાત છે: છતાં, નાશવંત પદાર્થોની પ્રાપ્તિમાં અને એના ભોગવટા આદિમાં જ સુખ છે એમ મનાયું છે, એ વાતનો તમે પણ ઇનકાર કરી શકશો? નહિ જ. નાશવંત પદાર્થોની પ્રાપ્તિ અને એના ભોગવટા આદિમાં જ સુખ મનાયું છે, એ

કારણે જ એ પ્રવૃત્તિ ધોધમાર ચાલી રહી છે અને એના યોગે જ અનીતિ આદિ સેવાય છે. નાશવંત પદાર્થોથી સુખ મેળવવાની ભ્રમણા દૂર થાય, એટલે અનીતિ આદિ તો આપોઆપ ભાગી જાય.

ઇચ્છાઓનું એકીકરણ કરવું જરૂરી છે :

તમે તો–'આપણી ઇચ્છાને અનુકૂળ નહિ એ દુઃખ અને આપણી ઇચ્છાને અનુકૂળ એ સુખ.'–આવી કલ્પના કરી છે : પછી પરિણામની, પરિણામ જોવાની દરકાર નહિ. ઇચ્છાની સફળતા એ સુખ, એવી માન્યતા આજે મુખ્યત્વે પ્રવર્તી રહી છે. ઇચ્છાની ગણત્રી છે? જેટલા કલાક, એટલી ઇચ્છાઓ ખરી?

સ૦ વધારે.

જેટલી મીનીટો, એટલી ઇચ્છાઓ ખરી?

સ૦ એથી પણ વધારે.

કહો ને કે–ઇચ્છાઓ સુમાર વિનાની થાય છે. એની ગણત્રી જ થઇ શકે તેમ નથી. ઘરમાં પાંચ જણ હોય અને પાંચેયની સઘળી જ ઇચ્છાઓનો અમલ કરવાનું રખાય, તો ઘર ચાલે? ઘરમાં શું કહેવાય છે? 'ઇચ્છા કરજો, પણ ઘર જોજો.' ઘરનો ડાહ્યો વડો કે માલીક બધાની ઇચ્છાઓને સાંભળી લે ખરો, પણ અમલ તો અમૂકનો જ કરે. અમલ કરતાં પહેલાં ખીસ્સું જૂએ. પાંચ શેરને બદલે બશેર દૂધે ય લાવે અને વખત તેવો હોય તો દૂધ ન પણ લાવે. ઘરમાંથી કોઈ એમ કહે

કે–'એ નહિ ચાલે.'–તો ઘરનો વડો શું કહે ? એ જ ને કે–'જો એમ નહિ ચાલે તો કાલે ખાવાના પણ સાંસા પડશે.' ઘરમાં આ રીતિએ ચાલે છે ને?

સ૦ હાજી.

જે દિ' એમાં ફેર પડ્યો, સૌ પોતપોતાની ઇચ્છાનો અમલ કરવા મંડ્યા, એટલે પરિણામ કેવું આવે? ભાઈ ભાઈ જૂદા પડે અને કદાચ સુખે રોટલો ખાતા હોય તે પણ જાય. એમ અહીં પણ ઇચ્છાઓનું એકીકરણ કરવું જોઇએ. ઇચ્છાઓનું એકીકરણ કર્યા બાદ, બાધક ઇચ્છાઓનો સર્વથા ત્યાગ કરવાને માટે પ્રયત્નશીલ બનવું જોઇએ અને સાધક ઇચ્છાઓનો શક્ય અમલ કરવાની તત્પરતા કેળવવી જોઈએ.

ઇચ્છાઓમાં વિવેક:

હવે જેટલી જેટલી ઇચ્છાઓ થાય, એ બધી જ ઇચ્છાઓને સફળ કરવી, એ વાત તો રહી નહિ ને?

સ૦ નાજી.

ત્યારે કયી ઇચ્છાને સફળ બનાવવી અને કયી ઇચ્છાને નિષ્ફળ બનાવવી?, કયી ઇચ્છાનો અમલ કરવો અને કયી ઇચ્છાનો અમલ નહિ કરવો?–એ પણ નક્કી કરવું પડશે. એના ઉપરથી ખ્યાલ કરી શકાય, નક્કી થઇ શકે કે–કયી ઇચ્છા કરવા જેવી છે અને કયી ઇચ્છા નહિ કરવા જેવી છે! ઇચ્છા તો જાગો છો ત્યારથી તે ઉંઘો છો ત્યાં સુધી ચાલુ જ છે. કદાચ ઉંઘમાં પણ ઝંખના

થાય છે. પ્રવૃત્તિ ઈચ્છાથી થાય છે, માટે ઈચ્છા કયી કરવી અને કયી તજવી, એ નકકી કરવું જોઈએ. ટૂંકમાં એમ કહેવાય કે-દુઃખને મૂળમાંથી કાઢવાની અને શાશ્વત તથા સંપૂર્ણ સુખને પામવાની જે મુખ્ય કામના છે, એને સાધક ઈચ્છાઓ કરવી જોઈએ અને એથી વિપરીત પરિણામને લાવનારી ઈચ્છાઓને તજવી જોઇએ.

**પરમાત્માની આજ્ઞા :**

> સ૦ પરમાત્માની આજ્ઞા મુજબ વર્તીએ તો સુખી થઈએ અને પરમાત્માની આજ્ઞા વિરૂદ્ધ વર્તીએ તો દુઃખી થઈએ.

એ વાત તો બરાબર જ છે, પરન્તુ પરમાત્માની આજ્ઞા શી છે?-એ પણ જાણવું તથા સમજવું પડશે ને? તમે જે કાંઈ કરો છો, તે પરમાત્માની આજ્ઞા મુજબ જ કરો છો? આજે તો પરમાત્મા, કુદરત, ભાગ્ય એ વિગેરે મુખ્યત્વે ધખ્ખો પડે ત્યારે યાદ આવે છે. દુઃખ વધે એટલે પરમાત્મા વિગેરે યાદ આવે અને ઈચ્છા મુજબની થોડી-ઘણી અનુકૂળતા થઈ જાય, એટલે પરમાત્માને પણ કેટલાકો ભૂલી જાય છે. કુતરાને લાકડી મારીને દૂર કાઢયું હોય, ચીસો પાડતું જતું હોય, પણ એને બે રોટલાનો ટુકડો દેખાડી 'તુ' 'તુ' કરી બોલાવો, તો તે લાકડીનો માર ભૂલી જાય ને પાછું આવે. ટુકડો રોટલો ય નહિ, પણ હાથમાં કાંઇક ખાવાનું છે એવો દેખાવ કરીને બોલાવો તોય કુતરૂં પાછું આવે. દુનિયાના કેટલાય જીવોની આ દશા છે. સ્હેજ ઇચ્છા મુજબની અનુકૂળતાના યોગે

સુખ જણાય, એટલે–'પરમાત્માને પછી લાવજે.'–એવું કહેનારાઓનો પણ આ દુનિયામાં તોટો નથી! ત્યારે સુખી થવું હોય તો–'પરમાત્માની આજ્ઞા શી છે?'–એ સમજવાને માટે અને એને સમજીને તે મુજબ વર્તવાને માટે પણ ઉદ્યમશીલ બની જવું જોઇએ.

**શેઠની આજ્ઞા ભાગતાં ડર લાગે છે કે પરમાત્માની આજ્ઞા ભાગતાં ડર લાગે છે?**

તમે તો બધા પરમાત્માને માનનારા છો ને? તો વિચારો કે–શેઠની નોકરી વધારે યાદ આવે છે કે પરમાત્માની સેવા વધારે યાદ આવે છે? શેઠની આજ્ઞાને ભાગતાં ડર લાગે છે કે પરમાત્માની આજ્ઞાને ભાગતાં ડર લાગે છે? શેઠની આજ્ઞા બહારગામ જવાની થાય અને બાપ ના પાડે તો? છોકરો એમ કહે ને કે–'બધું સાચું, પણ શેઠની આજ્ઞા મુજબ બહારગામ ગયા વિના ચાલે નહિ.' જો કે–શેઠની આજ્ઞા હોય, એટલે મુખ્યત્વે બાપ, મા, સ્ત્રી વગેરે સંમત જ થઈ જાય છે: કારણ કે–તેઓ એમ માને છે કે–બધી સામગ્રી એને આધીન છે: એને લીધે તો ટાઢ, તડકો કે વરસાદ વેઠીને પણ દીકરાને કે ધણીને શેઠની આજ્ઞા મુજબ જવાની સલાહ દેવાય છે. પણ એવી રીતિએ કોઇ ધર્મપ્રસંગ આવે, તો કેટલા સંમત થાય? આ સમષ્ટિગત વિચારણા છે, અપવાદ જરૂર હોઇ શકે, પણ ધર્મપ્રસંગે બહુ ઓછાં મા, બાપ અને સ્ત્રી સંમત થાય. છોકરો કે ધણી શેઠની

આજ્ઞા બરાબર ઉઠાવે એમાં રાજી અને પરમાત્માની આજ્ઞા મુજબ વર્તવા જાય તો વાંધો પણ ખરો, એ કયી દશા ? પરમાત્માને માનનારની એ દશા હોય ?

**અનુકૂળ ને પ્રતિકૂળ પ્રવૃત્તિ:**

આથી વિરૂદ્ધ પ્રવૃત્તિ કયી અને અનુકૂળ પ્રવૃત્તિ કયી, એનો તોડ કાઢવો જોઇએ. જે પ્રવૃત્તિ મુખ્ય કામનાને સફળ કરનારી હોય, તે અનુકૂળ પ્રવૃત્તિ ગણાય: અને જે પ્રવૃત્તિ મુખ્ય કામનાને નિષ્ફળ બનાવનારી હોય, તે વિરૂદ્ધ પ્રવૃત્તિ ગણાય.

શ્રી રામચંદ્રજી, શ્રીમતી સીતાજી અને શ્રી લક્ષ્મણજી -એ ત્રણેય રાજસુખના ભોગવટાનો ત્યાગ કરીને વનવાસે ચાલી નીકળ્યાં, તે શું એમને રાજસુખ ગમતું નહોતું ? રાજસુખ ભોગવવાની ઇચ્છા જ તેમને નહિ હતી ? શ્રી રામચંદ્રજીને રાજા નહોતું થવું એમ નહિ, શ્રીમતી સીતાજીને રાજસુખ છોડવું હતું એમ પણ નહિ અને શ્રી લક્ષ્મણજી રાજસાહ્યબી ભોગવવા ઇચ્છતા નહોતા એમ પણ નહિ, પણ એમની એ ઇચ્છાઓ લુલી હતી. એમના મનમાં એક વાત નક્કી હતી કે-વડિલ ન આપે અગર વડિલને મુશ્કેલી પડતી હોય તો કાંઇ નહિ.

સુખ દુનિયાની નાશવંત વસ્તુઓના ભોગવટામાં નથી. દુનિયાની નાશવંત વસ્તુઓના ભોગવટાની ઇચ્છા લુલી પડી જવી જોઇએ અને ધીરે ધીરે તેનો ત્યાગ કરવાની તૈયારી કરવી જોઇએ. આ વસ્તુ ત્યારે સમજાય, કે જ્યારે

અનુકૂળ પ્રવૃત્તિ કયી અને પ્રતિકૂળ પ્રવૃત્તિ કયી, એનો વાસ્તવિક ખ્યાલ આવે : એટલે દુઃખ ટાળવું હોય અને સુખ મેળવવું હોય, તો આ વાતમાં ઉંડા ઉતર્યા વિના ચાલવાનું નથી એ નિશ્ચિત વાત છે.

### જાણકાર બન્યે લાભ :

વિરૂદ્ધ પ્રવૃત્તિ કયી છે, એની જો વાસ્તવિક ખબર પડી જાય, તો તો એનાથી બચાય. મોટાઓ અગ્નિથી બળાય એમ જાણવા છતાં અગ્નિ વાપરે છે અને બચ્ચાં અગ્નિથી બળાય એમ જાણતાં નથી અને અગ્નિને વાપરતાંય નથી : છતાં બળી જવાનો ડર બચ્ચાંને માટે રહે છે. અગ્નિને વાપરવા છતાં પણ વાપરનાર એનાથી સાવચેત રહે છે : કારણ કે–એ જાણે છે કે–ગફલતમાં રહ્યા તો અગ્નિનો સ્વભાવ બાળવાનો છે. કેટલાક ચલમ પીનારાઓ હાથમાં અંગારો લે છે, પણ તે કેવી રીતિએ લે છે? આમ ઉછાળે, તેમ ગબડાવે, આમ લે, તેમ લે અને ધીરે રહીને ચલમમાં મૂકી દે! એમ લેવાનું કારણ? જાણે છે કે–બીજી વસ્તુઓની માફક ઝાલીએ તો બાળે. અગ્નિ બાળે છે, એમ જાણનારો વિવેકપૂર્વક અગ્નિને ઉપયોગમાં લે, તો એમાં ગભરાવાનું નથી રહેતું : જ્યારે બચ્ચું એ જાણતું નથી અને વાપરતું પણ નથી, છતાં વખતે બળે માટે સાચવવાનું. કેટલીક વાર બચ્ચું અગ્નિને અડી જાય તો પણ તેના ઉપરથી હાથ ઉપાડતું નથી. ચીસો પાડ્યા કરે, પણ એનામાં હાથને ઉપાડી લેવાની

આવડત નથી હોતી એટલે એમ બને છે. એ જ રીતિએ વિરૂદ્ધ પ્રવૃત્તિ કયી-એ જો બરાબર સમજાઇ જાય, આ તજવા યોગ્ય એમ જો હૈયામાં સુનિશ્ચિત થઇ જાય, તો વિરૂદ્ધ પ્રવૃત્તિનો ત્યાગ ન થઇ શકે તો પણ, વિરૂદ્ધ પ્રવૃત્તિથી સાવધ બન્યા રહેવાય અને એથી ઘણા ખરાબ પરિણામથી બચી શકાય તેમજ જતે દહાડે તો વિરૂદ્ધ પ્રવૃત્તિ માત્રથી પણ બચી શકાય.

**'સંસાર છૂટે તો સારૂં'-એવી ભાવના હોય તો એની છાયા જૂદી જ પડે:**

અનુકૂળ પ્રવૃત્તિ કદાચ થોડી થઇ શકે અગર તેવા પ્રકારની શકયતાના અભાવે બીલકુલ ન પણ થઇ શકે, તો પણ એ જેટલા દુઃખની બીના છે, એના કરતાં વધુ દુઃખની બીના તો એ છે કે-વિરૂદ્ધ પ્રવૃત્તિને તમે અનુકૂળ પ્રવૃત્તિ માની બેઠા છો. જે પ્રવૃત્તિમાં અને જે પ્રવૃત્તિના પરિણામે પણ દુઃખ જ છે, તેવી પ્રવૃત્તિને આજે દુનિયાના અજ્ઞાન જીવોએ દુઃખ ટાળવા અને સુખ મેળવવા માટેની અનુકૂળ પ્રવૃત્તિ માની લીધી છે. તમે દુનિયાદારીમાં બેઠા તો છો, પણ સવાલ એ છે કે-દુનિયાદારીમાં રહેવાની તમારી ઈન્તેજારી છે કે નહિ? સંસારમાં રહેવું પડ્યું છે માટે તમે સંસારમાં રહ્યા છો કે સંસારમાં રહેવાનું ગમે છે માટે તમે સંસારમાં રહ્યા છો? 'સંસાર છૂટે તો સારૂં'-એવી ભાવના પણ છે કે નહિ?

સ૦ એવી ભાવના તો હોય!

સંસારથી છૂટવાની ભાવના જો ખરેખર જ હોય, તો સંસારમાં રહેવા છતાં નિર્લેપપણે જ રહેવાનો પ્રયત્ન થાય. તમે સંસારમાં નિર્લેપપણે રહેવાની તકેદારીવાળા છો ખરા? એમ હોય તો તો એની છાયા જૂદી જ પડે. સંસારને બૂરો જાણવા અને હૃદયપૂર્વક સંસારને બૂરો માનવા છતાં પણ જેને સંસારમાં રહેવું પડતું હોય, એના હૈયામાં તો સંસારવાસની બળતરા હોય : એટલું જ નહિ, પણ તેની સાંસારિક પ્રવૃત્તિઓ પણ લુખ્ખી હોય. પછી તમારી જેમ વ્યાપાર એ ધ્યેય ન હોય, પણ વ્યાપાર કરવો પડે તોય વ્યાપારમાં નીતિને નહિ જ ચૂકવી એ ધ્યેય હોય અને એથી વ્યાપાર ખાતર નીતિને તજાય નહિ પણ અવસરે નીતિ ખાતર વ્યાપારને તજવાની તૈયારી હોય. એવા આદમીઓની નીતિ પણ દયાહીન ન હોય, પણ દયામય હોય.

**નીતિ અને દયા વિષે એક દૃષ્ટાંત :**

એક વ્યાપારી હતો. નીતિમાન વ્યાપારી તરીકેની નામના એણે પ્રાપ્ત કરી હતી. એણે નક્કી કરેલું કે–કોઈ પણ ભોગે અનીતિ કરવી નહિ અને નિશ્ચિત કરેલી નીતિનો અંશે પણ ત્યાગ કરવો નહિ : પણ એવું નક્કી કરવામાં એનું ધ્યેય એ હતું કે–વ્યાપાર સારો ચાલે. વ્યાપાર સારો ચાલે એ જ એક ધ્યેય હોવાથી, એ વ્યાપારી નીતિસંપન્ન બની શક્યો, પણ નીતિનું પાલન કરવાની સાથે દયાનું પાલન પણ કરવું

જોઈએ અને નીતિનું પાલન પણ વસ્તુતઃ દયાના હેતુથી કરવાનું છે-એ વાતને જાણનારો તથા આચરનારો બની શક્યો નહિ!

પરમ દયાળુ તે કહેવાય, કે જેનામાં આત્મદયા હોય. પરદયા પણ વસ્તુતઃ આત્મદયાને અનુસરનારી છે. આત્મદયા વિનાનાની પરદયા ઘણી વાર સામાન્ય દયાની કક્ષામાં પણ રહેતી નથી. આત્મદયાથી જે પ્રવૃત્તિ થાય તે અનુકૂળ પ્રવૃત્તિ કહેવાય અને આત્મહિતઘાતક જે કોઇ પ્રવૃત્તિ હોય તે ઉંધી પ્રવૃત્તિ કહેવાય.

એ વ્યાપારિએ નક્કી કર્યા મુજબ-' કોઇ પણ સંજોગોમાં નીતિનો ત્યાગ કરવો નહિ, અનીતિ કરવી નહિ.'-એવી આજ્ઞા, નોકર-ચાકરોને પણ આપી દીધી હતી.

એની દુકાને બૉર્ડ એક જ ભાવનું હતું, પણ એ બૉર્ડ આજના ઘણા ખરા વ્યાપારિઓની દુકાને હોય છે તેવું નહિ હતું. આજે તો, એક જ ભાવનાં બૉર્ડો પણ, મોટે ભાગે ભોળાને ભટકાવનારાં સાધનો પૈકીનું એક સાધન રૂપ જ બની ગયાં છે.

પેલાની દુકાને તો માલ લેવા નાનો જાય કે મોટો જાય, તવંગર જાય કે ગરીબ જાય, સંબંધી જાય કે દુશ્મન જાય, ઓળખીતો જાય કે અજાણ્યો જાય, પણ બધાને માટે ભાવ એક જ રહેતો. એથી લોકોને પણ વિશ્વાસ થઇ ગયો હતો કે-' માગીશું તેવો જ માલ આપશે અને કિંમત પણ જે વ્યાજબી હશે તે જ લેશે.'

એ વ્યાપારી પોતાના છોકરાને પણ શીખવાડવાને માટે દુકાને બેસાડતો. છોકરો સંસ્કારી હતો. એ જાણતો હતો કે–' નીતિ દયામય હોવી જોઇએ. નીતિ જળવાય અને દયા ન જળવાય, તે કામનું નહિ.' છોકરો જોતો કે–' આમ એક જ ભાવ રખાય અને આ રીતિએ ગ્રાહકે જે અને જેટલો માલ માગ્યો હોય તે અને તેટલો જ માલ દગોફટકો કર્યા વિના અપાય.'

આજના તો એક જ ભાવની વાત જ જૂદી છે. આજે તો વ્યાપારી આઠ કહે અને ગ્રાહક બેથી માગે. વ્યાપારી ખોટું ભરતીયું પણ બતાવે અને ખોટા સોગંદ પણ ખાઇ લે. કહેશે કે–' એક જ ભાવ છે, લેવું હોય તો લો નહિ તો જાવ.' છતાં જ્યાં ગ્રાહક ઉઠવા માંડે એટલે ભાવ બદલે. અલ્યા, હમણાં જ એક જ ભાવ કહેતો હતો ને? પણ ગ્રાહકે ય મનમાં સમજે કે–એક જ ભાવ એ તો કહેવા પૂરતું જ, એટલે વ્યાપારી એક જ ભાવ એમ કહે, છતાં ગ્રાહક ઓછે માગે જ. બેયની મનોવૃત્તિ એ બાબતમાં એક, એટલે એક જ ભાવ એમ કહેનારો વ્યાપારી ભાવ બદલે, એથી આજના ગ્રાહકોને પણ આશ્ચર્ય થતું નથી.

આજના મોટા ભાગની મનોવૃત્તિ એવી હોવાથી, આજની સમાધાનવૃત્તિ પણ એવી જ બની ગઇ છે. મોટે ભાગે બધા એમ કહે કે–' એકનો દોઢ વાંક તો બીજાનો અડધો પણ વાંક હશે ને?' કારણ વ્યાપારી અને

ગ્રાહક બન્ને જણા ભાવ જુઠ્ઠા બોલે છે. આવી માન્યતા હોવાથી, સમાધાન પણ આજે મોટે ભાગે એવી રીતિએ થાય છે: માટે સાચી વાતવાળાએ તો એવા સમાધાનમાં પણ પડવા જેવું નથી.

એક કકડો હોય અને બે જણ પોતાનો છે એમ કહેતા હોય, ત્યારે બેમાંથી એક સાચો અને એક જુઠ્ઠો હોય : છતાં આજનું સમાધાન કરનારા વસ્તુતઃ બન્નેને જુઠ્ઠા ઠરાવે છે. આજના તકરારનો તોડ કાઢવાનો દાવો કરનારાઓ, મોટે ભાગે એમ જ કહેશે કે–' કકડો પોતાની માલીકીનો છે એમ બન્ને જણા કહે છે, માટે એની કિંમત ઠેરવો અને બન્નેને વહેંચી દ્યો.' એટલે બેય ચોર ને ? એવું તો ઉંધાને ફાવે, પણ સાચાને શી રીતિએ ફાવે ? એવા વખતે કકડો જતો કરવો પડે તો જતો કરવો તે હા, પણ સાચાએ આજના સમાધાનમાં પડવું નહિ, એમ આજે ઘણા ડાહ્યા ગણાતાઓને પણ કહેવું પડે છે.

અહીં તો, છોકરા ઉપર એક જ ભાવ કહેવાની અને ગ્રાહકે જે માલ માગ્યો હોય તે જ માલ આપવાની નીતિની છાપ પડતી જાય છે.

એક વાર એવું બન્યું કે–એક બાઈએ પોતાની ઓરમાન દીકરીને એ વ્યાપારિની દુકાને લાલ કપડું લેવાને માટે મોકલી. છોકરી ભૂલી ગઇ. એણે આવીને વ્યાપારિની પાસે ભૂલથી સફેદ કપડું માગ્યું અને વ્યાપારિએ વ્યાજબી કિંમત લઈને આપ્યું.

છોકરી કપડું લઈને ઘેર ગઇ, એટલે એની ઓરમાન મા લાલ-પીળી થઇ ગઈ. એણે પૂછ્યું કે-'લાલ કપડું મંગાવ્યું હતું ને સફેદ કેમ લાવી?'

પેલી છોકરીએ કહ્યું કે-' હું ભૂલી ગઇ.'

આથી ઓરમાન માએ છોકરીને બેફાટ ગાળો દેવા માંડી અને કહ્યું કે-' જા, સફેદ કપડું પાછું આપીને લાલ કપડું લઈ આવ! જો લાલ કપડું લીધા વિના જ પાછી આવી, તો ટીપી નાખીશ. ઘરમાં પણ નહિ પેસવા દઉં અને ખાવાનું પણ નહિ આપુ!!'

છોકરી રડતી રડતી દુકાને પાછી આવી. પેલા વ્યાપારિને છોકરીએ આજીજીપૂર્વક કહ્યું કે-" મેં લાલને બદલે ભૂલથી સફેદ કપડું માગ્યું અને તમે આપ્યું, પણ મારી મા મને ઘરમાં પેસવા દેતી નથી, તો મહેરબાની કરીને આ કપડું બદલી આપો."

વ્યાપારિએ કહ્યું કે-' એમાં મારી ભૂલ નથી. તેં જેવું કપડું માગ્યું તેવું આપ્યું, માટે હવે પાછું લઈ બદલી નહિ આપું.'

છોકરી કરગરવા લાગી, ખૂબ ખૂબ રડવા લાગી, કારણ કે-એના હૈયામાં એની ઓરમાન માની બીક હતી.

એણે કહ્યું કે-'તમે દયા કરીને કપડું બદલી આપો, નહિતર હું ટાઢે ઠુંઠવાઇ જઈશ, ભૂખી મરીશ, છતાં મારી મા મને ઘરમાં નહિ પેસવા દે અને માર મારશે.'

છતાં વ્યાપારિએ કહ્યું કે–'જો મેં કપડું આપવામાં ભૂલ કરી હોત તો જરૂર બદલી આપત. મારી એ નીતિ છે. બાકી આમ જો હું કાપેલા ટુકડા પાછા લઉં, તો મારે બદલો પડે અને જો એમ બદલો જ પડ્યા કરે તો પછી મારો વ્યાપાર શી રીતિએ ચાલે ?

છોકરીએ ઘણી ઘણી આજીજી કરી, બહુ બહુ કહ્યું, પણ વ્યાપારિએ માન્યું નહિ. છેવટ એ છોકરી થાકીને લથડતે પગે રડતી રડતી પાછા પગે દુકાન આગળથી દૂર ખસવા લાગી.

વ્યાપારી આ રીતિએ વર્તવામાં પોતે નક્કી કરેલી નીતિથી ભ્રષ્ટ થતો નહોતો, પણ દયાનો ભોગ અપાતો હતો, એટલે એ નીતિની વસ્તુતઃ કિંમત રહી નહિ. એ વ્યાપારી જો નીતિના વાસ્તવિક ધ્યેયને પામેલો હોત, તો એની આવી નિર્દય મનોદશા ન હોત. છોકરીની હદથી વધુ કાકલુદી છતાં, એ આમ ના ન પાડતો.

આ બધું છોકરો જોઈ રહ્યો હતો. એને એમ થયું કે–'આ કયા પ્રકારની નીતિ ?'

છોકરાએ કલ્પના કરી કે–'જો આ છોકરીની જગ્યાએ હું હોઉં, તો અત્યારે મારી કયી હાલત થાય ?'

આથી છોકરાએ એના બાપાને કહ્યું કે–'કોઇ કલ્પાંત કરે અને મરે છતાં આ રીતિએ નીતિને વળગી રહેવું, એનો શો અર્થ ? છોકરીને ટુકડો બદલી આપવાથી નીતિ ચાલી જતી નથી અને દયા જળવાય છે.'

વ્યાપારિએ જે કર્યું એમાં નીતિ તો ખરી, પણ એ વ્યાપારી નીતિ. વ્યાપારી નીતિમાં દયા હોય ? ન પણ હોય, જ્યારે ધર્મ રૂપ નીતિમાં તો જરૂર દયા હોય.

છોકરો પોતાના બાપને એમ પણ કહે છે કે– 'આ તે નીતિ કહેવાય કે ક્રૂરતા કહેવાય ?'

બાપ બુદ્ધિશાળી તો હતો જ. છોકરાની ટકોરમાં તે સમજી ગયો. એને છોકરાની વાત વ્યાજબી લાગી. એમ થયું કે–'મારા કરતાં મારો છોકરો સવાયો પાકયો.'

આવી અસર થવાનું કારણ ? કારણ એ જ કે– બાપની એવી પણ નીતિ લૂચ્ચાઈના ઘરની નહિ હતી. જો લૂચ્ચાઈથી નીતિ રાખી હોત અને અનીતિ ગમતી જ હોત, તો બાપને છોકરાનું કહેવું ગમત નહિ.

આજે છોકરાએ આવું કહ્યું હોય, તો વ્યાપારી શું કરે ? ધોલ જ મારે ને ? એમ કહે ને કે–'બેસ, બેસ, તું શું સમજે ? એમ કરશો તો ભીખ માગશો, ભીખ !'

વ્યાપારિએ છોકરીને પાછી બોલાવી અને કપડું બદલી આપ્યું. વ્યાપારિને પણ લાગ્યું કે–વ્યાપાર કરવો પડે તોય વ્યાપારમાં અનીતિ નહિ કરવી એ ઉચ્ચ અને એમાં પણ દયાને નહિ ચૂકવી એ ઉચ્ચ.

વધુમાં તમે એમ પણ સમજો કે–દયામાં પણ દ્રવ્યદયા કરતાં આત્મદયા ઉચ્ચ. આનો અર્થ એ નથી કે–દ્રવ્યદયા નહિ કરવી : પણ કહેવાનું તાત્પર્ય એ છે કે–જેના હૈયા-માં સાચી આત્મદયા પ્રગટે છે, તે વાસ્તવિક કોટિની

દ્રવ્યદયાથી પણ વિમુખ રહી શકતો જ નથી : એટલું જ નહિ, પણ આત્મદયાવાન પુણ્યશાલી આત્માઓ તો, દ્રવ્યદયાની ભાવનાનો પણ જીવનમાં શક્ય અમલ કરવાને માટે તત્પર બન્યા રહે છે.

**વ્યાપાર અને નીતિ :**

હવે તમારો વિચાર કરો. તમે શું માનો છો ? વ્યાપાર ઉંચો કે નીતિ ઉંચી ?

**સ૦** ઉંચી તો નીતિ.

વ્યાપાર શા માટે ? આજીવિકાનું સાધન નથી માટે ને ? જો હા, તો વ્યાપાર એ ધ્યેય નહિ ને ? જો વ્યાપાર એ ધ્યેય નહિ, તો વ્યાપારને ઉંચો માનવાનો કે નીતિને ઉંચી માનવાની ? વ્યાપાર મુખ્ય કે નીતિ મુખ્ય ? જરૂર પડે તો અવસરે વ્યાપારને લાત મારવી તે હા, પણ નીતિને તો લાત નહિ જ મારવી, એટલું પણ તમારાથી કબૂલ થઇ શકે તેમ છે ? નીતિને જાળવવા ખાતર દુન્યવી જે કાંઇ હોય તે મૂકવું પડે તો મૂકવાની તેવડ છે ? જ્યાં વ્યાપારમાં નીતિ જાળવવાની વાત પણ મુશ્કેલ હોય, ત્યાં વાસ્તવિક આત્મહિતની વિરૂદ્ધની પ્રવૃત્તિ માત્રનો ત્યાગ કરવાના અને અનુકૂળ પ્રવૃત્તિનો સ્વીકાર કરવાના વિચારો આવે જ શી રીતિએ ?

**વ્યાપાર ધ્યેય નહિ :**

આજે તો મોટે ભાગે વ્યાપાર ધ્યેય રૂપ બની ગયો છે અને નીતિને તો જાણે કે કાટલું બનાવી દેવાયું છે.

અંગ્રેજ વ્યાપારિઓ પણ આજે નીતિને કેટલી જાળવે છે? એનામાં બદામમાંથી કરજીયા નીકળે? ઘીના ડબ્બામાંથી ઘણી છાશ નીકળે?

સ૦ અહીં તો ઘીમાં ઘેંશ ઘાલી હતી.

તમે સામાન્ય કોટિની નીતિને પણ ભૂલ્યા છો, એમ તમને લાગે છે ખરૂં? પેલાની નીતિ વ્યાપાર માટે છે, એટલે એમાં દયા કે પ્રેમ જેવી વસ્તુ ન હોય તો તે કાંઇ આશ્ચર્ય ઉપજાવનારી બીના નથી. એની નીતિ વ્યાપારની જે મહેલાત ચણી છે, તેને અકબંધ ખડી રાખવાને માટે છે. આજે કદાચ એવી નીતિ પળાય તો પણ તે શા કામની? માટે વ્યાપાર એ ધ્યેય નહિ, પણ ધર્મ રૂપ નીતિ એ ધ્યેય બની જવું જોઇએ. વ્યાપાર કરવો પડે તો પણ નીતિ તો નહિ જ છોડવી, એ ધ્યેય બનવું જોઇએ. નીતિના પાલનનો હેતુ વ્યાપારમાં સફળતા મેળવવી, ઘણું કમાવું, એ નહિ હોવો જોઇએ, પણ સામાન્ય કોટિની નીતિનું પાલને ય આત્મદયાની અપેક્ષાથી કરવું જોઈએ.

## આત્મદયા અને નીતિ:

સામાન્યતઃ આજે વ્યાપાર ધ્યેય રૂપ હોય એવું બની ગયેલ છે. કેટલાકો વ્યાપારની સફળતા માટે જ નીતિ પાળે છે. વ્યાપારનું ધ્યેય શું? કમાણી. કમાણી એ જ ધ્યેય હોય, એટલે જો અનીતિ કરવાથી સારો લાભ મળશે એમ લાગે, તો અનીતિ કરતાં પણ વાર લાગે?

વળી કેવળ સારી કમાણીના ધ્યેયવાળા નીતિ જાળવે તોય એમાં વાસ્તવિક દયા આવે નહિ. વ્યાપાર માટે આજે ઘણી વાર ગ્રાહકોને કેસરીયા દૂધના પ્યાલા પણ પવાય છે, બદામની ને પીસ્તાની બરફી પણ ખવડાવાય છે અને ખૂબ સારી રીતિએ સ્વાગત પણ કરાય છે. એ બધું સજ્જનતાથી થાય છે કે છરી સારી રીતિએ ફરે એ માટે થાય છે ? તમે એ નક્કી કરો કે–તમારૂં ધ્યેય વ્યાપાર છે કે નીતિ ? જો નીતિનું ધ્યેય બરાબર હશે, તો દયા આવ્યા વિના નહિ રહે. જ્યાં આત્મદયા આવી, એટલે અનીતિ કરતાં કંપારી છૂટે. આત્મદયા નથી, એટલે વ્યવહારની સામાન્ય નીતિમાં પણ જોઈએ તેટલો અને જોઇએ તેવો ભલીવાર નથી.

**ખોટો બચાવ :**

સ૦ વ્યાપાર એવા થઈ ગયા છે કે–અનીતિ કરવી પડે.

આજે ઘણાઓ આવી પણ વાતો કરે છે. એમ કહે છે કે–'શું કરીએ ? સંયોગો વિચિત્ર છે, ગ્રાહકો બેવકૂફ છે, વ્યાપારનો પ્રકાર ખરાબ થઇ ગયો છે, માટે અનીતિ કરવી પડે છે.' વસ્તુતઃ એ લોકો મુખ્યત્વે પોતાની અનીતિનો અને ખોટી વૃત્તિનો એ રીતિએ બચાવ કરે છે. આત્મકલ્યાણનો અર્થી પોતાની અનીતિના આવા બચાવો ન કરે, પણ અનીતિના ત્યાગને માટે સહન-શીલતા આદિ કેળવવાને તૈયાર થાય. શ્રીમતી સીતાજી કાંઈ વનવાસ જવાને માટે શ્રી રામચંદ્રજીને પરણ્યાં

નહિ હતાં, છતાં એવો અવસર આવી જ લાગ્યો, તો તમે જાણો છો કે–સીતાજીએ સુખસાહ્યબીને ઠોકર જ મારી: તેમ સાચો નીતિમાન પણ પ્રસંગે નીતિના રક્ષણને માટે વ્યાપારને લાત મારવાનું પસંદ કરે, પરન્તુ નીતિને તજવાનું પસંદ કરે નહિ.

## નીતિ કલ્પતરૂ :

બીજી વાત એ છે કે–આજના સંયોગોમાં પણ અનીતિને આચર્યા વિના વ્યાપાર ન જ થઈ શકે એવું નથી. નીતિથી વ્યાપાર ચાલે જ નહિ, એવું જો હૃદયથી કહેવાતું હોય, તો એ અજ્ઞાનતા અને ભ્રમણા છે. અંગ્રેજ વ્યાપારિઓ ભલે વ્યાપારની ખીલવટ આદિના હેતુથી, પણ નીતિ જાળવીને વ્યાપાર કરી શકે છે કે નહિ? બાટલી કે પેકેટ ઉપર જે અને જેટલું લખ્યું હોય, તે અને તેટલું જ નીકળે, એવી અંગ્રેજ વ્યાપારિઓને માટે તમારા હૈયામાં પણ ખાત્રી છે ને? જો હા, તો પછી–'અનીતિને આચર્યા વિના વ્યાપાર થઇ શકે તેમ છે જ નહિ'–એ વાત ખોટી ને? જો કે–એ વ્યાપારિઓની નીતિનું ધ્યેય ધર્મ રૂપ નીતિ નથી પણ વ્યાપાર છે અને માટે એ પ્રશંસવા યોગ્ય નથી: પરન્તુ જો એવી નીતિ આત્મહિતની દૃષ્ટિએ આવે, તો નીતિ એ કલ્પતરૂ છે. વાત તો એ છે કે–'નીતિને જાળવવાની તત્પરતા રાખવાથી કે અનીતિને નહિ આચરવાની દૃઢતા સેવવાથી વ્યાપાર ન જ થઇ શકે, એ વાત ખોટી છે.'

### વ્યાપાર, એ પણ બાધક પ્રવૃત્તિ :

ધર્મ રૂપ નીતિ એ ધ્યેય હોવું જોઇએ, પરન્તુ વ્યાપાર એ ધ્યેય નહિ હોવું જોઇએ. 'અનીતિ એ પાપ છે'–એટલું પણ જો વાસ્તવિક રૂપમાં સમજાઈ જશે, તો અનીતિ કરતાં આંસુ આવશે, હૈયું ઘવાશે. વ્યાપાર અને અનીતિ–એ વિગેરે સાધક નહિ પણ બાધક છે, એ નક્કી થવું જોઇએ. વ્યાપાર, એ બાધક પ્રવૃત્તિ છે અને અનીતિને આજે તેનું સાધન બનાવાએલ છે. આજે તો અનીતિના દ્રવ્યને ઘરમાં ઘાલી, ખૂશી થઈ, એમાં હુંશીયારી કરી એમ મનાય છે. એ દશા ક્યારે જાય ? વ્યાપાર એ ધ્યેય નથી પણ આજીવિકા પૂરતો ન છૂટકે કરવો પડે છે એમ લાગે અને આત્મદયા પ્રગટે ત્યારે !

### લૂચ્ચા નથી ગમતા અને લૂચ્ચાઇ ગમે છે :

તમે વ્યાપારી ગૃહસ્થ તરીકે ઉંચા થઇને ફરી શકો, એવી પણ તમારી સ્થિતિ છે ? આજે દુનિયામાં ઘણા માણસો એવા છે, કે જેમને લૂચ્ચા નથી ગમતા પણ લૂચ્ચાઈ ગમે છે: કારણ કે–લૂચ્ચા તો હોય તે લઈ જાય અને લૂચ્ચાઇથી તો પારકું પડાવી લેવાય ! વળી લૂચ્ચાના તિરસ્કારમાં તો પારકો તિરસ્કાર કરવાનું રાખ્યું છે એટલે એમાં ફાવટ લાગે છે અને લૂચ્ચાઇના તિરસ્કારમાં તો પોતાનો તિરસ્કાર થઈ જાય છે. જેને લૂચ્ચા ન ગમે અને લૂચ્ચાઈ ગમે, તેને કેવા કહેવા ? પણ આજના એવા સફેદ લૂચ્ચાઓ તો આવી વાતોને

ઘોળી પીવાને ટેવાઇ ગએલા હોય છે. ઘણા વ્યાપારી એવા હોય છે કે—ગ્રાહકો એમને લૂચ્ચા કહે તોય હસે, મોઢું મલકાવે અને ગ્રાહકોને લોંઠા પાડે! ખરેખર, જેને લૂચ્ચા ન ગમે, તેને લૂચ્ચાઇ નહિ જ ગમવી જોઇએ. લૂચ્ચાઇ ન ગમે તો લૂચ્ચા ઉપર દયા આવે અને પોતાને લૂચ્ચાઇ કરવી ગમે નહિ. કદાચ લૂચ્ચાઈ કરવી પણ પડે, તોય કંપારી છૂટે. તમારી એ દશા છે? જો ના, તો વિચાર કરો કે—જેને લૂચ્ચા ન ગમતા હોય પણ લૂચ્ચાઇ ગમતી હોય, તેવા માણુસો સાચા અને સારા વ્યાપારી તરીકે કે ઉંચા ગૃહસ્થો તરીકે પણ આબરૂભેર ફરવાને લાયક ગણાય ખરા?

સ૦ આજે તો એવું જ મોટે ભાગે ચાલી રહ્યું છે.

**સિંહ અને આદમી:**

સિંહ એટલે જાનવર. જાનવર એટલું જ નહિ, પણ જંગલી, ક્રૂર અને હિંસક. તમે આદમી. આદમી પણ કેવા? શહેરી, સૌમ્ય અને દયાળુ! એ જંગલી, ક્રૂર અને હિંસક જાનવરમાં જે ગુણો છે તે ગુણો પણ તમે આદમી, શહેરી, સૌમ્ય અને દયાળુ કહેવાઓ છો, છતાં તમારામાં છે? તમને કોઇ જંગલી કહે, ક્રૂર કહે કે હિંસક કહે, તો એણે તમારી બદનક્ષી કરી, એમ તમે માનો ને? તમને કેવા કેવા ઇલકાબો ગમે? શહેરી, સૌમ્ય અને દયાળુ વિગેરે કહે એ જ ગમે ને?

હવે જરા વિચાર કરો.

જંગલી, ૂર અને હિંસક ગણાતો સિંહ ભૂખ્યા પેટ વિના શિકાર ન કરે. વાઘ કરે, પણ સિંહ ન કરે. એ તો ભર્યું પેટ હોય ત્યાં સુધી મસ્ત પડ્યો રહે.

ભૂખ્યો થાય એટલે આંખ ઉઘાડે, પણ બને ત્યાં સુધી નબળા સામે આંખ ફેંકે નહિ: બળવાન શિકાર દેખાય એટલે એ ઉભો થાય અથવા તો પેટ ભરવાને માટે બળવાન શિકારની શોધમાં નીકળે.

બળવાનનો શિકાર કરવાને માટે પણ સિંહ પાછળ-થી ન જાય, પણ એની સામે જાય. સામે જઇને પણ તે ગર્જના કરીને સામાને સાવધ કરે.

પેટ ભર્યું હોય ત્યારે ઇચ્છે નહિ, નબળા ઉપર પ્રાયઃ ત્રાપ મારે નહિ અને બળીયા ઉપર પણ સામેથી જાય, આ ત્રણ ગુણો સિંહમાં હોય છે: છતાં તમે એને જંગલી, ક્રૂર અને હિંસક કહો છો.

તમારામાં એ ત્રણમાંના કેટલા ગુણો છે? કહો ને કે-'અમે તો પેટ ભરેલું હોય અને જીંદગીભર પેટ ભરીએ તો ય ખૂટે નહિ એટલી સામગ્રી હોય, તે છતાં પણ ઝંપીને બેસીએ તેવા નથી. પેટ નાનું છે, પણ પટારો તો મોટો છે ને?' મોટો તે કેવો? ગમે તેટલાથી પણ ભરાય નહિ, એવો જ ને?

આજના કહેવાતા શહેરીઓ મોટે ભાગે બળીયા સામે ગુલામ જેવા થઇને ફરનારા છે. બળીયા પાસે તો પાળેલા કુતરાની જેમ વર્તનારા પણ છે. છતાં કોઇ નબળો

મળે, તો પ્રાયઃ એને મસળી નાખ્યા વિના એ રહે નહિ. કરોડપતિ પાસે લક્ષાધિપતિ પણ મૂખ્યત્વે કે ગરજ હોય ત્યારે કેવી રીતિએ વર્તે છે? વાઇસરૉય પાસે રાજાઓ ક્યી રીતિએ વર્તે છે? દુનિયામાં એવું લગભગ બધે ચાલી રહ્યું છે. ત્યાં વિવેક, વિનય, સભ્યતા વિગેરે આવડે છે ને? કેમ બોલાય અને કેમ ઉભા રહેવાય, એ આવડે છે ને?

૬૦ રૂપીઆના પગારમાં શેઠની ગુલામી કરનારા મંદિરમાં ઉંચી છાતીએ ચાલે, સાધુને ગમાર કહે અને ધર્મગ્રન્થને છટ્ કહી દે! એને ઑફીસમાં જૂઓ. સાહેબ આવે એટલે ઉભા થવું પડે. બુટ કઢાય નહિ અને અવાજ થવા દેવાય નહિ. સાહેબ પાસે જવું હોય તો કેવી ચાલે જાય? તે વખતે જોનારને એમ થાય કે– 'કેટલો સભ્ય છે?' સાહેબ વાતમાં હોય તો બોલાય નહિ. બાજૂમાં ઉભા રહેવું પડે. આંખ ક્યાં? સાહેબ સામે! ડાફોળીયાં મારે અને સાહેબ ઉંચું જૂએ તો? સાહેબ ઉંચું જૂએ અને આંખથી કહે ત્યારે કાગળીયું અપાય. કાગળીયું આપે પણ સાહેબ વાંચી સહી કરે ત્યાં સુધી શું થાય? બીચારાનો બહાર નીકળે ત્યારે દમ છૂટે. ત્યાં એ દશા અને ત્યાંથી છૂટે એટલે બાપનો પણ બાપ, માનો પણ બાપ અને ગુરૂનો પણ બાપ બની જાય! ઘણા તો છાકટા જેવા બની જાય છે. પગાર સાઈઠનો, છતાં ખર્ચ પોણોસોનો ને કહેવાય જેન્ટલમેન!

ઑફીસમાં અને બહાર આટલો ફેર કેમ? સમજે છે કે–બળીયાની સેવા કરવી જોઇએ: અને નબળાને

ચુંથી ન નાખીએ તો શહેરી શાના? છતાં વિશેષણ કેવું ગમે છે? સૌમ્ય!

તમે કહિ કોઇને કહ્યું કે–'તારૂં કાળું થાય એની યોજનામાં હું છું માટે સાવધ રહેજે?' નહિ, ઉલ્ટુ જેનું કાળું કરવું હોય તેને તેની ગંધ સરખી પણ આવવા દેવી નહિ, એમાં પણ આજના કેટલાકો અક્કલમંદી, હુંશીયારી અને કુશળતા માને છે તથા મનાવે છે!

વિચાર કરો કે–વસ્તુતઃ જંગલી, ક્રૂર અને હિંસક કોણ છે? જે આદમી શહેરી, સૌમ્ય અને દયાળુ ગણાવાનો અભિલાષી હોય, એની પ્રવૃત્તિ શું આજના જેવી કારમો અનર્થ મચાવનારી હોય?

સુદયા :

આજના વ્યાપારિઓનું નીતિ એ ધ્યેય નથી, પણ વ્યાપાર એ ધ્યેય છે. દુઃખને ટાળવા ઈચ્છનારાઓનું અને સુખને મેળવવા ઈચ્છનારાઓનું ધ્યેય તો સુનીતિનું પાલન કરવાનું પણ હોવું જોઇએ. વ્યાપારને ધ્યેય રૂપ બનાવાયો છે, પણ વ્યાપાર એ ય કામનાથી વિરૂદ્ધની પ્રવૃત્તિ છે. સુનીતિ, એ કામનાને અનુકૂળ પ્રવૃત્તિ છે. નીતિ પહેલી કે દયા પહેલી? અવસરે નીતિને મૂકાય કે દયાને મૂકાય? જ્યાં પરમ દયા હોય, ત્યાં સુનીતિ તો હોય જ. પરમ દયાને ધ્યેય રૂપ બનાવવી જોઇએ. પરમ દયા કયી? આત્મદયા. મને આપવાનો હક્ક નથી, સામાને માગવાનો હક્ક નથી, પણ

દુઃખી છે અને માગે છે તો આપવું જોઇએ, એવી ભાવના ક્યારે આવે ? આ મુશીબતની વાત છે, પણ કામનાને અનુકૂળ પ્રવૃત્તિ છે. નીતિ માટે દયાનો ઘાત, એ પણ વિપરીત પ્રવૃત્તિ છે. જેણે પોતાની કામનાને વાંઝણી ન રાખવી હોય, સફળ બનાવવી હોય, તેણે પરમ દયા કોને કહેવાય, એ પણ બરાબર સમજવું પડશે અને સાચી દયાનું પાલન કરવામાં કુશળ પણ બનવું પડશે. સાચું સુખ આત્મામાં જ છે અને આત્મા સ્વભાવે શાશ્વત છે, પણ નાશવંત નથી. આ કારણે, આત્માના વાસ્તવિક સ્વભાવને પ્રગટ કરવાની જે કોઇ પ્રવૃત્તિ, તે અનુકૂળ પ્રવૃત્તિ અને એ સિવાયની જેટલી પ્રવૃત્તિ, તે વિપરીત પ્રવૃત્તિ. સાચી દયા, એ આત્માના મૂળ સ્વભાવને પ્રગટ કરવા માટેનું અનુપમ સાધન છે અને એથી સાચી દયા કોને કહેવાય એ સમજી લઇને, જે કોઇ રીતિએ સાચી દયાનું પાલન થઇ શકે તેમ હોય, તેવી રીતિએ જ વર્તવાનો પ્રયત્ન કરવો જોઇએ.

ઉંચી કોટિની દયા :

દયા એટલે શું ? દયા કરવી હોય તો કરવાનું શું ? કોઈ પણ જીવને મારવો નહિ, દુઃખ દેવું નહિ, હિંસા કરવી નહિ, એ દયા છે ને ? કોઈ પણ જીવને મારવો નહિ, કોઇને પણ દુઃખ દેવું નહિ, કોઇની પણ હિંસા કરવી નહિ એ વિગેરે દયા તો છે જ, પરન્તુ દયા એટલેથી જ અટકતી નથી. દયાના યોગે માત્ર એટલી જ અગર તો

એવી જ પ્રવૃત્તિઓ થાય, એમ પણ નથી. છોકરો ગૂન્હો કરે, છતાં માબાપ એની-'બચ્ચું છે'-એમ કહીને જો સર્વથા ઉપેક્ષા જ કર્યા કરે, ઠપકો દેવાને બદલે વખાણ કરે, તો એ દયા ખરી કે નહિ? ઠપકો દે અગર મારે તો બચ્ચાંને દુઃખ થાય અને દુઃખ થાય એટલે દયા ઘવાય, માટે તેમને ઠપકો પણ દેવો નહિ અને મારવાં પણ નહિ, એમ ને?

સ૦ નાજી. ઠપકોય દેવો પડે અને મારવાં પણ પડે. જો ઠપકોય ન દેવાય કે મારીને પણ ગૂન્હાથી ન રોકાય તો બચ્ચાંનું હિત બગડે, માટે સુધારવાના ઇરાદે ઠપકો દેવાય કે મારીને ગૂન્હાથી રોકાય તો પણ દયા ઘવાય નહિ. હિત જોવાય.

ત્યારે આત્મહિતઘાતક દયા પણ નહિ જોઇએ ને? આથી એ નક્કી થાય છે કે-પોતાના આત્માને અને બીજાના આત્માને અહિતના માર્ગેથી પાછો વાળવો અને હિતના માર્ગે જોડવો, એ શ્રેષ્ઠ કોટિની દયા છે. ન મારવો, ન રીબાવવો, ભૂખ્યાને અન્ન દેવું, દુઃખિનું દુઃખ ટાળવાનો પ્રયત્ન કરવો, એ વિગેરે પણ દયાના પ્રકારો છે, પરન્તુ અહિતના માર્ગે જતો અટકાવવો અને હિતના માર્ગે વાળવો, એ સૌથી વધુ મહત્ત્વની-ઉંચી કોટિની દયા છે.

**પરિણામ પણ વિચારો :**

કેટલીક ક્રિયાઓ દેખાવમાં નિર્દયતાની હોય છે, પરન્તુ વાસ્તવિક રીતિએ દયાની હોય છે. દેખાવ માત્રથી મુંઝાઈ ન જતાં, હેતુ ને પરિણામનો પણ વિચાર કરવો

જોઇએ. ડૉકટર પાકા ગુમડા ઉપર કાપ મૂકે, ત્યારે કેવું લાગે છે? દર્દીને દુઃખ ઘણું થાય તે છતાં પણ, ડૉકટર નિર્દય લાગે છે? નહિ જ, તો શું ચપ્પુ ખોસી દેવું, એ નિર્દયતા નથી પણ દયા છે? અહીં તમે એમ જ કહેશો કે–'પ્રસંગ, પરિણામ વિગેરે જોવાય.' ડૉકટરે ચપ્પુથી કાપ મૂકયા પછી સારૂં થાય, એટલે તે કાપ મૂકયા પહેલાં જે દર્દિઓ કાપ મૂકવાની ના પાડતા હોય, તેમને પણ એમ થાય કે–'સારૂં થયું કે–ડૉકટરે મારી ઇચ્છા વિરૂદ્ધ પણ કાપ મૂકયો.' કાપ મૂકે ત્યારે તો પીડા થાય, દેખીતી ક્રિયા નિર્દયતાની, પણ હેતુ અને પરિણામ વિચારનાર સમજે કે–એ ક્રિયા નિર્દયતાની નથી.

બચ્ચાંને અપાતું શિક્ષણ :

તમે તમારા કુટુંબને હિતના માર્ગે વાળવાને માટે કેટલું કરો છો? બચ્ચાંને બોલતાં–લખતાં, હરતાં–ફરતાં ને વ્યાપાર કરતાં બનાવવાં, એટલી જ માની અને બાપની ફરજ છે? ધર્મમાર્ગે બચ્ચાંને વાળવાની વાતમાં–'બચ્ચાં શું સમજે?'–એમ કહેનારાઓએ, નિશાળે મોકલતાં બચ્ચાંને પૂછયું? ત્યાં તમે બાળકની ઇચ્છા જૂઓ છો? ત્યાં તો બચ્ચું ના પાડે તો–'એ મૂર્ખો શું સમજે?' –એમ કહો છો ને?

સ૦ એમાં બચ્ચાનું હિત છે.

હિત થાય એવું શું શિખવો છો? કદિ બચ્ચાંને કહ્યું કે–'ભાષા શીખ, પણ ભાષા એ તો હિતાહિતને

સમજવાનું સાધન છે?' બે ને ચાર છ એમ સમજદાર બનવાના પ્રતાપે તે બીજાની પાસેથી બે ને ત્રણ છ ગણીને એક વધારે લઇ લેવાના યોગે અનીતિના પાપમાં ન પડે, એ માટે તમે શિક્ષણ આપો છો? 'ભૂલથી પણ તું કોઇને છેતરે નહિ, એ માટે ભણાવું છું.'-એમ બચ્ચાંને કદિ કહ્યું છે? કોઇ દહાડો છોકરાને તમે એમ કહ્યું છે ખરૂં કે-'કોઈ છ માગે ત્યારે એક ને પાંચ, બે ને ચાર, ત્રણ ને ત્રણ એમ અપાય, પણ ઓછા ન દેવાય?' ઓછા લેવાય તો આપણો એક જાય, પણ કપટ કરીને વધુ લઈએ તો આપણું ઘણું જ અહિત થાય, એમ કદિ કહ્યું છે?

સ૦ પણ છેતરીને વધારે લે એમાં માબાપ રાજી થાય, તો પછી આવું કહે શાનાં?

ત્યારે એમ કહો ને કે-તમે તમારાં બચ્ચાંને, તે સફાઇથી લૂચ્ચાઇ કરી શકે એવાં તૈયાર કરવા ઇચ્છો છો? ખરેખર, જેઓ એવું માનતા ને કરતા હોય, તેઓ વસ્તુતઃ હિતસ્વિઓ નથી પણ હિતઘાતકો જ છે! આ તો ફરજના નામે હાંકયે જ રાખવાની વાત છે. છોકરાંને પાળવાં, એમાં પણ તમે વ્યાપાર બનાવી મૂકયો છે. દાનત એ કે-એ રળીને અમને ખવડાવે.

**મોંઢથી બોલે ફરજ અને હૈયામાં હોય સ્વાર્થ :**

મા, બાપ અને હિતસ્વી કહેવડાવવા છતાં, એને હિતના માર્ગે જોડવો નહિ, અહિતના માર્ગેથી પાછો

વાળવાનો પ્રયત્ન કરવો નહિ, અહિતના માર્ગમાં પાવરધો બને તો એને વખાણવો, આ બધી અનુકૂળ પ્રવૃત્તિ છે કે વિપરીત પ્રવૃત્તિ છે? તમે જો બચ્ચાંના સાચા હિતસ્વી બનવાને ઇચ્છતા હો, તો છોકરાંને પાળવાં એમાં ય જે વ્યાપાર બનાવી મૂક્યો છે, તે છોડો. ‘ અમારૂં ગમે તે થાવ, પણ અમારે ત્યાં જન્મેલું બચ્ચું પોતાનું હિત સાધી જાઓ ’– એ ભાવના કેળવવી જોઈએ. સ્વાર્થની ભાવના ઉડે અને સાચા હિતની ભાવના આવે, તો જ મા–બાપ તરીકેની વાસ્તવિક ફરજ અદા થઇ શકે. આજે તો મોંઢેથી બોલે ફરજ અને હૈયામાં હોય સ્વાર્થ! આ દશા ઘણી ખરાબ છે. દુઃખને દેનારી અને સુખથી વંચિત રાખનારી છે. આવી દશાથી એકદમ મુક્ત બની જવું જોઇએ અને આવી દશાથી મુક્ત બનાવાના હેતુથી મુખ્ય કામનાને સાધક પ્રવૃત્તિ કયી અને વિરૂદ્ધની પ્રવૃત્તિ કયી, એ સમજવાને માટે ખૂબ ખૂબ પ્રયત્નશીલ બનવું જોઇએ. એમ કરશો તો તમે અને તમારાં સંતાનો ઉંધી પ્રવૃત્તિથી બચી શકશો. તમે પારકાની સાચી દયા કેમ નથી કરી શકતા? તમારા આત્માની તમને સાચી દયા નથી માટે! તમને જો તમારા આત્માની દયા હોય, તો તમે પારકાની દયા કર્યા વિના રહી શકો જ નહિ. જેનામાં પોતાના આત્મા પ્રત્યેનો સાચો દયાભાવ હોય, તેને પોતાનાથી પારકાનું ભલું ન થઇ શકે તોય દુઃખ થાય. આજે તો તમે ભૂંડું કરવા છતાં, ભલું કરીએ છીએ, એમ માની બેઠા છો. આત્માનું હિત

હણાય એવા માર્ગે કોઇને પણ જોડવો, એ દયા નથી. જે જે પ્રવૃત્તિઓથી આત્માનું હિત હણાય તે તે પ્રવૃત્તિઓ એ મુખ્ય કામનાને નિષ્ફળ તેમજ નુકશાનકારક બનાવનારી પ્રવૃત્તિઓ છે. બચ્ચાંને ભણાવી-ગણાવીને તમે એમના આત્માનું હિત સધાય એવું કરો છો કે તેમનું આત્મહિત હણાય એવું કરો છો, એ વિચારી જોજો.

**મરણમાં નિમિત્ત બનવા ન ઇચ્છતા**
**હો, તો જન્મમાં નિમિત્ત ન બનો :**

છોકરાના બાપ બનવું, એ ધર્મ કે અધર્મ ? તમને મરણ ગમે છે કે નહિ ? મરણ પામવાની વાત સાંભળવા માત્રથી પણ ગભરામણ થાય છે કે નહિ ? મરણ એ દુ:ખ રૂપ તો ખરૂં ને ? મરણ કોને નહિ ? ન જન્મે એને ! ત્યારે તમને જે નથી ગમતું, એ બીજાને માટે કેમ કરો છો ? મરણ દુ:ખ રૂપ છે, તો કોઇને પણ મરણનું દુ:ખ પ્રાપ્ત થાય, એવી પ્રવૃત્તિ શા માટે કરવી જોઇએ ? તમે જો બીજાના મરણમાં નિમિત્ત બનવાને ન ઇચ્છતા હો, તો બીજાના જન્મમાં નિમિત્ત બનતાં પણ તમારે અટકી જવું જોઇએ.

**ઉપસંહાર:**

આપણું વાસ્તવિક હિત શામાં છે ? કદિ જન્મ ન થાય એવી દશાને પમાડનારી પ્રવૃત્તિ કરવામાં ! એ ક્યારે થાય ? કોઇના પણ જન્મમાં નિમિત્ત થવું એ પણ દુ:ખ રૂપ લાગે, એવી દશા કેળવાય ત્યારે !

આપણે એ પણ સમજવું જોઇએ કે—આપણો જન્મ થઈ ચૂક્યો છે, એટલે મરવાનું તો નક્કી છે જ. મરણ એ જ્યારે આપણે માટે નિશ્ચિત જ છે, તો પછી નહિ મરવાને માટે ખોટાં ફાં–ફાં શા માટે મારવાં જોઇએ ? મરણ જ્યારે નક્કી જ આવવાનું છે, તો મરણને માટે તૈયાર થઇ જવું જોઇએ.

મરણને માટે કયી રીતિએ તૈયાર થવું જોઇએ ? મુખ્ય કામનાને સાધક પ્રવૃત્તિઓ આચરીને ! ધ્યેય એ રાખવું કે—મારે જન્મવું ન પડે તેવો પ્રયત્ન હું કરૂં ! 'ક્યારે મને એવી દશા પ્રાપ્ત થાય, કે જે દશા પામ્યા પછી મારે જન્મ પામવાપણું રહે જ નહિ'—એ ભાવના કેળવવી અને એ ભાવનાને સફલ બનાવનારી અનન્તજ્ઞાનિઓએ ફરમાવેલી પ્રવૃત્તિઓ આદરવી.

કોઇના પણ જન્મમાં નિમિત્ત ન થવું, દુન્યવી ભોગોથી પાછા હઠવું, પૌદ્‌ગલિક પદાર્થોની લાલસા છોડવી અને પૌદ્‌ગલિક પદાર્થોનો યથાશક્ય ત્યાગ કરીને માધુકરી વૃત્તિએ જીવવું, એ જગતના જીવ માત્રની જે મૂળભૂત કામના છે, તેની સાધક પ્રવૃત્તિઓમાં મુખ્ય પ્રવૃત્તિ છે. એ મુખ્ય પ્રવૃત્તિના યોગે ક્રમશઃ પણ ઘણી ઝડપે એ દશા પ્રાપ્ત થાય છે, કે જે દશા પ્રાપ્ત થયા બાદ કદિ પણ જન્મ ન થાય.

જેઓ એકદમ એ પ્રવૃત્તિને આચરવાને સમર્થ ન હોય, તેઓ પણ તેવા શ્રમણોના ઉપાસક તરીકેનું સુન્દર

જીવન સ્વીકારવા દ્વારા ક્રમશઃ પોતાની કામનાની પરિપૂર્ણ સિદ્ધિને પ્રાપ્ત કરી શકે છે.

પૌદ્ગલિક પદાર્થોમાં રાચવું, એના ભોગવટામાં સુખ માનવું, એની લાલસામાં ભમ્યા કરવું, આત્મદયાને ધરવી નહિ અને પર પદાર્થોમાં આસક્ત બનવું, એ વિગેરે ઉંધી પ્રવૃત્તિઓ છે, માટે તજવા જેવી છે.

જેઓએ દુઃખનો મૂળમાંથી નાશ કરીને શાશ્વત અને સંપૂર્ણ સુખને પ્રાપ્ત કરવું હોય, તેઓએ આત્મદયાવાળા બનવું જોઇએ, પૌદ્ગલિક મમતાનો ત્યાગ કરવો જોઇએ અને અનન્તજ્ઞાની શ્રી વીતરાગ પરમાત્માનો સુદેવ તરીકે સ્વીકાર કરવો જોઇએ. વળી એ પરમાત્માની આજ્ઞા મુજબ માધુકરી વૃત્તિથી જીવી સ્વપર–શ્રેયની પ્રવૃત્તિમાં રક્ત રહેનારા નિર્ગ્રન્થોને સુગુરૂ તરીકે સ્વીકારવા જોઇએ અને એ પરમાત્માની આજ્ઞાઓનો જ સુધર્મ તરીકે સ્વીકાર કરવો જોઇએ.

એવા સુદેવ, સુગુરૂ અને સુધર્મનું શરણુ સ્વીકારીને, જેઓ મુક્તિની અભિલાષાથી પૌદ્ગલિક પદાર્થોની મમતા અને એનો સંસર્ગ તજવાને ઉદ્યમશીલ બનશે, તેઓ દુઃખના લેશ વિનાના, સંપૂર્ણ અને શાશ્વત સુખને પ્રાપ્ત કરવાની પોતાની મૂળભૂત કામનાને સિદ્ધ કરી શકશે : માટે સૌ કોઇ એવા સુદેવ–સુગુરૂ–સુધર્મનું શરણુ પામીને આત્મહિતને સાધો, એ જ એક અભિલાષા.

  

# પ્રગતિ
# કયી દિશાએ ?

વિ. સં. ૧૯૯૩માં
મુંબાઇમાં અપાએલું

**આજના વ્યાખ્યાનનો હેતુ :**

વર્તમાનમાં 'પ્રગતિ' શબ્દ, ઉન્નતિ અથવા તો આબાદીના અર્થમાં વપરાય છે. પ્રગતિ કહો, ઉન્નતિ કહો કે આબાદી કહો, એ બધા શબ્દો લગભગ એકાર્થવાચી તરીકે રૂઢ થયેલા છે. પ્રગતિ, ઉન્નતિ કે આબાદી, જે કહો તે : પણ એ વસ્તુના સૌ કોઈ અર્થી છે, એ વાત તો વગર સિદ્ધ કર્યે પણ સિદ્ધ થયેલી છે. કોઇને પોતાની પ્રગતિ ઇષ્ટ નથી એવું છે જ નહિ. સૌને પોતાની પ્રગતિ ઈષ્ટ છે. પ્રગતિ, ઉન્નતિ કે આબાદીનું અર્થીપણું સામાં હોવાના કારણે, દુનિયાના બધા જ

જીવો પોતપોતાની શક્તિ અને સામગ્રી આદિ મુજબ એની સાધના માટે પ્રવૃત્ત બનેલા છે : પણ એ સાધના અર્થસાધક છે કે નહિ અને જો તે અર્થસાધક ન હોય તો કયી સાધનાને અર્થસાધક કહી શકાય, એ જ ખાસ વિચારવા જેવું છે. જેણે જેમાં પોતાની પ્રગતિ, ઉન્નતિ કે આબાદી માની છે, તે તેની પાછળ પ્રયત્નો કરતો જોવાય છે. દુનિયામાં એક સામાન્ય પ્રકારની કહેતી છે કે–'જે કાર્યમાં વિચાર, વાણી અને વર્તન ત્રણેયનો સુમેળ હોય, તે કાર્ય સિદ્ધ થયા વિના રહે એ બને જ નહિ.' અહીં આપણે જોઇએ છીએ કે–સૌનું મન, સૌનું વચન અને સૌનું શરીર પણ પ્રગતિ, ઉન્નતિ કે આબાદીના હેતુથી જ સૌ સૌની શક્યતા મુજબ પ્રયત્નશીલ બનેલ છે. પોતાની માનેલી પ્રગતિ કેમ સિદ્ધ થાય, એને માટે શું શું કરવું જોઇએ, તેમાં ક્યાં ક્યાં વિઘ્નો આવે છે અગર આવે તેમ છે અને એ વિઘ્નોને કેવી કેવી રીતિએ દૂર કરીને તેમજ કયા કયા પ્રકારે જરૂરી સામગ્રી મેળવીને પ્રગતિ, ઉન્નતિ કે આબાદી સાધી શકાય–તેના વિચારો, વિચાર કરવાની શક્તિ ધરાવનાર સૌ કોઇને આવ્યા જ કરે છે : વળી વાતોમાં જોઇએ તો પણ એ જ ધ્યેય સ્પષ્ટ થાય છે અને પ્રવૃત્તિ પણ પોતે માનેલી પોતાની પ્રગતિની સાધનાના હેતુથી જ ચાલુ છે. આ રીતિએ વિચાર, વાણી અને વર્તન ત્રણેય પ્રયત્નશીલ બનેલાં છે,–એમ આપણે જોઇએ છીએ : અને તેમ છતાં પણ, પ્રગતિ જાણે માત્ર શબ્દોમાં જ રહેલી

હોય, એમ પણ લાગ્યા વિના રહેતું નથી. આમ થવાનું કારણ શું ? પોતે માનેલી પોતાની પ્રગતિની સાધનામાં મન જોડાએલું છે, વચન પણ પ્રવૃત્તિશીલ છે અને કાયા પણ પ્રયત્નશીલ છે, છતાં પ્રગતિની અભિલાષા ફળી નથી અને ફળતી દેખાતી પણ નથી : આથી એ વસ્તુ વિચારણીય થઈ પડે છે કે–' પ્રગતિની કામના કેમ સિદ્ધ થતી નથી ? ' એનો કાંઈક વિચાર થાય અને જે કાંઈ જરૂરી લાગે તેનો અમલ કરવાને માટે તત્પર બનાય, એ હેતુથી જ આજે ' પ્રગતિ કયી દિશાએ ? '–એ વિષયનું વ્યાખ્યાન રાખવામાં આવ્યું છે.

પહેલો વિચાર આ કરો :

' જે દિશાએ આજે દુનિયા ધસી રહી છે, તે દિશાએ વિચાર, વાણી અને વર્તનને યોજી રાખવાથી, કોઇ પણ કાળે, સાચી પ્રગતિ, સાચી ઉન્નતિ કે સાચી આબાદી સધાય–એ વસ્તુ શકય છે કે નહિ ? '–એ પહેલું વિચારી લેવું જોઇએ. દુનિયા જે દિશાએ પ્રગતિ માનીને રાત–દિવસ ધસી રહી છે, તે દિશાએ જવામાં જ જો સાચી પ્રગતિ, ઉન્નતિ કે આબાદી સધાવી એ શકય હોય, તો તો કાંઇ કહેવાનું રહેતું નથી અને કદાચ કહેવાનું હોય તો પણ તે માત્ર એટલું જ કે–' એ દિશાએ જેટલો બને તેટલો વેગ વધારો ! ' પણ–' દુનિયા જે દિશાએ પ્રગતિ માનીને ધસી રહી છે, તે દિશાએ જવાથી કોઇ પણ કાળે સાચી પ્રગતિ સિદ્ધ થાય એ શકય જ નથી.'–એવી જો

ખાત્રી થઈ જાય, તો તો સાચી પ્રગતિ માટેની સાચી દિશા કયી, તેનો વિચાર કરવો પડશે અને એ વિચારનો શક્ય અમલ કર્યા વિના પણ નહિ ચાલે : કારણ કે–પ્રગતિ જોઈએ છે, એ તો નક્કી વાત છે.

સાચી ઉન્નતિ એટલે ઉપાધિરહિતતા :

આનો નિર્ણય કરવાને માટે, પહેલાં એ નક્કી કરવું પડશે કે–' પ્રગતિની અભિલાષામાં કચાશ નહિ હોવા છતાં પણ, પ્રગતિ માટેના પ્રયત્નો સતતપણે જારી હોવા છતાં પણ અને દુનિયાએ પોતાની પ્રગતિ કે ઉન્નતિની સાધનાને માટે જે દિશાએ પ્રયત્નશીલ બન્યા રહેવાનું જરૂરી માન્યું છે તે દિશાએ શક્ય ગતિ ચાલુ હોવા છતાં પણ, સાચી પ્રગતિ દેખાતી નથી.' દુનિયામાં આપણે જોઈએ છીએ કે–સૌ કોઇ પ્રગતિના અભિલાષી પણ છે અને પ્રગતિના હેતુથી પ્રયત્નશીલ પણ છે: છતાં એક આનંદમાં હોય છે, ત્યારે બીજો શોકની બૂમો પાડતો હોય છે. આજે આનંદ માનનારો કાલે રડતો હોય છે. આનું નામ સાચી પ્રગતિ, ઉન્નતિ કે આબાદી નથી. વાસ્તવિક પ્રગતિ એ નહિ, કે જે આવી અને ગઈ. જે ઉન્નતિ નિષ્પન્ન થયા પછીથી ઉપાધિ નામે પણ ન રહે, તે જ સાચી ઉન્નતિ છે. આવ્યા પછી જાય નહિ, અધુરી હોય નહિ, ઉપાધિની માત્રા રહે નહિ અને પછી કાંઇ સાધવાપણું રહે નહિ, તે જ ખરી આબાદી છે. જે આબાદી આવ્યા પછીથી નિયમિત રહે નહિ, વહેલી કે મોડી ચાલી

જાય અને હોય ત્યારે પણ ઓછા-વધુ અંશે ઉપાધિ તો ઉભી જ રહે, તે સાચી પ્રગતિ નથી. અજ્ઞાનિઓ ભલે એને પ્રગતિ માને, પણ વિવેકી આત્માઓ કદિ પણ એવી અધુરી, નાશવંત અને ઉપાધિમિશ્રિત પ્રગતિને સાચી પ્રગતિ માની શકે જ નહિ.

### વિવેકનો ઘમંડ :

દુનિયાના બીજા પ્રાણિઓ કરતાં મનુષ્ય વધુ વિવેકી બનવાની સામગ્રી ધરાવે છે. બીજાઓ પાસે જે વિવેક-શક્તિની અને તેનો અમલ કરવાની સામગ્રી નથી, તે મનુષ્યની પાસે છે. સામાન્ય રીતિએ મનુષ્યને પણ એવો ઘમંડ હોય છે કે-'બીજા પ્રાણિઓ કરતાં હું મહાન છું.' પોતાની જાતને જે મહાન માને, તેનામાં મહત્તા જેવું કાંઈક હોવું તો જોઇએ ને ? મહાન હોવાનો ઘમંડ રાખે અને તે છતાં પણ જો તે સાચો વિવેક ન ધરાવે, તો એ ઘમંડ કેવળ બનાવટી જ ઠરે. વસ્તુતઃ તો સાચા વિવેકમાં ઘમંડને અવકાશ જ નથી. સાચો વિવેક આત્મામાં પ્રગટ્યા પછી તો, ઘમંડ ભાગતો ફરે છે. વિવેક પ્રગટ્યા પછીનો, એટલે કે-સુવિવેક પૂર્વકનો ઘમંડ એ વસ્તુતઃ ઘમંડ હોતો નથી, પણ વિવેકના અમલનું એ પણ એક સાધન બની જાય છે: કારણ કે-તે પ્રશસ્ત અભિમાન હોય છે. પરન્તુ આજે તો મિથ્યા ઘમંડ બહુ વધી ગયો છે. વિવેકનો ઘમંડ હોવા છતાં પણ, જે મનુષ્યો નાશવંતી વસ્તુઓની પાછળ જ પડ્યા

છે અને તેની પ્રાપ્તિમાં જ પોતાની ઉન્નતિ છે એમ જેઓ કલ્પી બેઠા છે, તેઓ નામના વિવેકી છે. કોઇ પણ મનુષ્ય વિવેકી ન હોય-એ વસ્તુ એટલી દુઃખદ નથી, કે જેટલી તે વિવેકનો અર્થી ન હોય કે વિવેકનો દ્વેષી હોય એ દુઃખદ છે. આથી એ વાત સ્પષ્ટ થઇ જાય છે કે-વિવેકને કેળવવાની, વિવેકને મેળવવાની, સાચી પ્રગતિને સમજાવનારી અને પોતાપણાનો ખ્યાલ કરાવનારી વાતો સાંભળવાને મળી જાય તો પણ તેમાં જેમને રસ નથી આવતો, તેઓ તો પ્રગતિની વાતો કરવા છતાં પણ અવગતિ જ સાધી રહ્યા છે.

વધુ કમનશિબ :

બીજા પ્રાણિઓ કરતાં પોતાને મહાન માનનારો મનુષ્ય, વર્ષો સુધી મનુષ્યપણાને ભોગવ્યા પછીથી, પરિણામે અવગતિ મેળવે, તો તેના જેવો કમનશિબ પણ બીજો કોણ હોઈ શકે ? બીજા પ્રાણિઓ માટે તો હજુ એમ પણ કહી શકાય કે-તેમનામાં વિવેકશક્તિની ખામી હતી, તેમને જોઈતી સામગ્રી મળી નહોતી અથવા તો વિચારવાની-સમજવાની તથા આચરવાની જોઇતી અનુકૂળતા તેમને નહોતી, એટલે તેમની અવગતિ થાય તો પણ તેઓ એટલા બધા દોષપાત્ર ન ગણાય : પણ મનુષ્ય જેવો મનુષ્ય, વર્ષો સુધી મનુષ્યપણામાં જીવનારો, પ્રગતિ ને અવગતિની લાંબી-ચોડી વાતો કરનારો અને જીવનભર પોતાની માનેલી પ્રગતિને માટે યોગ્ય લાગેલા

પ્રયત્નો કરનારો, જ્યારે એટલા એટલા પ્રયત્નોના પરિણામે, વિવેકશક્તિને ખીલવવા આદિની સામગ્રી હયાત હોવા છતાં પણ, અવગતિને સાધે તો તે વધુ કમનશિબ ગણાય, તેમાં નવાઈ પામવા જેવું નથી.

**ઓળખવાની જરૂર :**

એ કમનશિબીમાંથી બચવું હોય, તો સાચી પ્રગતિ કોને કહેવાય અને સાચી પ્રગતિની દિશા કયી, એ વસ્તુને સમજવાનો, શિષ્ટજનો પાસેથી એને સાંભળવાનો અને એનો વિચાર તથા અમલ કરવાનો દરેકે પ્રયત્ન કરવો જોઈએ : કે જેથી સાચી પ્રગતિને સિદ્ધ કરી શકાય. સાચી પ્રગતિને અને તેની સાચી દિશાને ઓળખ્યા વિના તેમજ સાચી પ્રગતિની સાચી દિશાને ઓળખીને એ દિશાએ મન, વચન અને કાયાને યોજ્યા વિના, સાચી પ્રગતિ સાધી શકાય અને અવગતિથી બચી શકાય, એ કોઇ પણ રીતિએ શક્ય નથી.

**સાચી પ્રગતિની સાચી દિશાનું ભાન નથી :**

આજના વિવેકી ગણાતા મોટા વર્ગને–' સાચી પ્રગતિ કોને કહેવાય ? '–તેની પણ ખબર નથી. આ વાત સર્વથા સત્ય હોવા છતાં પણ, જો સ્પષ્ટ શબ્દોમાં એમ કહીએ તો મોટી ધમાલ જ મચે ને ? પ્રગતિની હજુ ગમ નથી, એમ એ સાંભળી શકે ? ' અમે આટલું બધું ભણ્યા, આટલું બધું વાંચ્યું અને આટલું બધું જોયું, છતાં અમને પ્રગતિની ગમ નથી એમ ? '–એવો પ્રશ્ન ઉઠયા વિના

રહે ખરો ? ભણેલા-ગણેલા, બાહોશ, દુનિયામાં કાંઈ કાંઈ ઉથલપાથલો કરનારા અને ચપટીમાં બીજાને આંજી જનારા એવાઓથી,-'તમને સાચી પ્રગતિની સાચી દિશાનું ભાન નથી.'-એવો આરોપ સહન થાય ? એ આરોપ સહન થાય કે ન થાય, તો પણ એ આરોપ તદ્દન વ્યાજબી છે. જીંદગી પૂરી થવા આવે તે છતાં પણ, સાચી પ્રગતિની સાચી દિશાનું દર્શન સરખું પણ ન થાય અને જેમાં પ્રગતિ માની હોય તે સર્વને અહીં જ છોડી જવાનો વખત આવી લાગે, તો અવશ્ય સમજી લેવું જોઇએ કે-સાચી પ્રગતિનું અને પ્રગતિની સાચી દિશાનું ભાન નહોતું. શરીરની પ્રગતિ અને આત્માની પ્રગતિ, એ બે જૂદી જૂદી વસ્તુઓ છે. આત્મા અને શરીર એ ભિન્ન ભિન્ન છે. 'શરીર વિગેરે આત્માથી પર વસ્તુઓમાં આપણી પોતાની, આપણા આત્માની સાચી પ્રગતિ છે કે કેમ ?'-એ વિચારવું જોઇએ. એનો વિચાર કરતાં પણ, સાચી પ્રગતિ કોને કહેવાય તે ભૂલવું જોઇએ નહિ. પ્રગતિ માટે તો આપણે પહેલાં જ નિશ્ચિત કરી આવ્યા છીએ કે-'સાચી પ્રગતિ એનું જ નામ, કે જેના આવવાથી ઉપાધિ માત્ર ટળી જાય, જે આવ્યા પછી કોઈ પણ કાળે તે થોડા, વધુ યા પૂરા પ્રમાણમાં ચાલી જાય નહિ અને જે આવ્યા પછીથી સાધવાજોગું કાંઈ જ બાકી રહેવા પામે નહિ.' શરીરની પ્રગતિ આવી હોઈ શકે, એ શકય છે ? જો ના, તો આપણે કોની પ્રગતિ સાધવી જોઇએ એ વિચારવું રહ્યું.

**આજની દુનિયાએ માનેલી પ્રગતિ:**

જે વસ્તુ સ્થાયી નથી પણ નાશવન્ત છે, તેના યોગથી સ્થાયી સુખની કલ્પના કરવી, એ જ ખોટી વસ્તુ છે. દુનિયાએ જે જે વસ્તુઓના યોગમાં આબાદી માની છે, તે તે વસ્તુઓ પોતે જ નાશવન્ત સ્વભાવની છે, એટલે એના યોગની આબાદી પણ નાશવન્ત જ હોય. એ સાચી આબાદી નથી. વધુમાં એ આબાદી માણસની ઈચ્છા મુજબ સિદ્ધ થાય છે, એમ પણ નથી. પ્રયત્ન કરવા માત્રથી દુનિયાએ કલ્પેલી આબાદી મળી જાય છે, એમ પણ નથી: કારણ કે-પ્રયત્ન આખી દુનિયાનો ચાલુ છે, છતાં પણ દુનિયાએ કલ્પેલી આબાદી મોટે ભાગે પણ થોડા પાસેય ભાગ્યે જ હોય છે. એ આબાદી સિદ્ધ થયા પછી પણ તે પરાધીન છે. દુનિયાએ પોતાની આબાદી શામાં માની છે? ઈચ્છા મુજબની વસ્તુઓ મળી જાય તેમાં! જેને બજારમાં પેઢી હોય, રહેવાને બંગલા હોય, ફરવાને મોટર હોય, ઘેર સંતાનો હોય, સંતાનને ઘેર સંતાનની પરંપરા જેને જોવા મળી હોય અને જેને બજારમાં તથા બીજે કીર્તિ મળી હોય, જ્યાં જાય ત્યાં જે પૂછાતો હોય, જેની શાખ મોટી હોય, એવું એવું દુનિયા જૂએ, એટલે કહી દે છે કે-'આ આદમી બધી રીતે આબાદ છે, પૂરેપૂરો સુખી છે.' આજની દુનિયાએ કલ્પેલી ઉન્નતિની આ વ્યાખ્યા છે. એવાને માટે કોઈ જો એમ કહી દે કે-'એની સાચી પ્રગતિ નથી સધાઈ, એને સાચી આબાદી સાંપડી નથી.'-તો આજની દુનિ-

યામાં એવા પણ માણસો છે, કે જેઓ તેમ કહેનારની મશ્કરી કરવાને પણ ચૂકે નહિ. આજની દુનિયાનો મોટો ભાગ તો એ જ કહે કે-'એને શી વાતની કમીના છે? બંગલા-બગીચા છે, કોઠારમાં અનાજ ભરપૂર છે, બજારમાં પૂરી શાખ છે, જે મળે છે તે સલામ ભરે છે, છોકરાને ઘેર છોકરા છે, શરીરે રોગ નથી અને લક્ષ્મીની ખોટ નથી, પછી બાકી શું છે? હામ, દામ ને ઠામ-ત્રણેય એની પાસે છે.' એવા આદમીને પણ સાચી આબાદી નથી મળી-એમ જો કોઈ કહે, તો તેને આજની દુનિયા સામેથી બેવકૂફ જ કહે કે બીજું કાંઈ કહે? પણ દુનિયા જો થોડીક વિચારક બને, વિવેકપૂર્વક વિચાર કરે, તો ઝટ એને મુંઝવણ ઉભી થાય કે-'ભલે આ બધું છે, પણ આ બધાના યોગને સાચી આબાદી કેમ જ કહેવાય? કારણ કે-આ તો નાશવન્ત છે અને પરાધીન પણ છે. મૃત્યુ પછી આ બધું અહીં જ રહેવાનું છે.'

### ગાદી-ત્યાગનો પ્રસંગ :

તાજેતરમાં બનેલો એક ઐતિહાસિક પ્રસંગ[1] પણ, આપણી ચાલુ વિચારણામાં બહુ સહાયક બની જાય તેમ છે. માત્ર થોડા જ મહિનાઓ પૂર્વે જેની આબાદીને માટે ગુણવાન ગવાતાં હતાં : જેને મળેલી સામગ્રી

૧-ઇંગ્લેન્ડના રાજા અને હિન્દના શહેનશાહ આઠમા એડવર્ડના ગાદીત્યાગના પ્રસંગને ઉદ્દેશીને આ વાત કહેવામાં આવી છે.

-પ્રકાશક.

કેટલાયને ઈર્ષ્યા કરવા જેવી લાગી હશે : જેની શક્તિ, સાહ્યબી, આવડત અને કુશળતાને માટે એવી તો ખ્યાતિ થઇ હતી કે–' ત્યાંના તખ્ત ઉપર આવો શહેનશાહ ભાગ્યે જ મળી શકે. '–તેને માટે આજે એવી વાત ચાલી રહી છે કે–' સમ્રાટ્ તરીકે એ રહી શકેલ નથી.' આ શાથી બની રહ્યું છે ? શું આવડત ઘટી ગઇ ? બુદ્ધિ ઘટી ગઇ ? શક્તિ જતી રહી ? ના. ત્યારે ફર્યું શું ? શાથી આવો પલટો થયો ? દુનિયાએ કલ્પેલી આબાદી મેળવવામાં, મળી ગયેલી દુન્યવી આબાદી જાળવી રાખવામાં અને જળવાઇ ગએલી પણ તે આબાદીને ભોગવવામાં, વસ્તુતઃ કેવળ આવડત, બુદ્ધિ કે શક્તિ જ કામ લાગતી નથી, પણ કોઈક જૂદી જ વસ્તુ એમાં મુખ્યપણે કાર્ય કરી રહી હોય છે–એ સમજવાની જરૂર છે. આજની દુનિયાના બુદ્ધિશાલિઓ જો વિવેકપૂર્વક વિચારે કે–' આ મળવામાં ને જવામાં કયી વસ્તુ કામ કરી રહી છે ? આવું શાથી બને છે ? '–તો આવી વસ્તુઓના યોગમાં જ આબાદી છે, એમ માનવાની ખો ભૂલી જાય.

**ભિન્ન ભિન્ન વૃત્તિના માણસો ભિન્ન ભિન્ન રીતિએ આ પ્રસંગને જોવાના :**

આવા આવા પ્રસંગો જ્યારે જ્યારે બની જાય છે, ત્યારે ત્યારે વિવેકી જનો એ નિમિત્તે પણ સાચી પ્રગતિના સાધક વિચારો કરવાનો લાભ ઉઠાવે છે. આ પ્રસંગનો પ્રાયઃ સૌ કોઇ મનફાવતો લાભ ઉઠાવશે. શ્રી

ઉપરના પ્રેમને જ પ્રધાન માનનારાઓ કહેશે કે-' સ્ત્રી ઉપરનો સાચો પ્રેમ આને જ કહેવાય.' જેઓ કુલમર્યાદા વિગેરેમાં માનનારાઓ હશે, તેઓ એમ કહેશે કે-' જે રાજ્યતંત્ર બહુ સુધરેલું ગણાય છે, જ્યાં આજના કહેવાતા સુધારાઓ દિવસે દિવસે વધતા જ જાય છે, તેવા સ્થળે પણ જૂના રિવાજો અને કુળની મર્યાદાઓ માનવી જોઈએ એવા પોકારો થઈ રહ્યા છે અને ત્યાં પણ તે મર્યાદાઓની અપેક્ષાએ જે સ્વચ્છન્દપણે વર્તવા તૈયાર થાય છે, તે ગમે તેવો મોટો હોય, છતાં પણ તેને પોતાનું સ્થાન ગુમાવવું પડે છે.' આમ એક જ પ્રસંગને ભિન્ન ભિન્ન વૃત્તિના માણસો ભિન્ન ભિન્ન રીતિએ જોવાના. આપણે એ પ્રસંગનો એવી રીતિએ ઉપયોગ કરવો જોઇએ, કે જેથી-'એવી સામગ્રીના યોગમાં જ સાચી આબાદી છે.'-એ પ્રકારની માન્યતા, એ કોઇ વાસ્તવિક માન્યતા નથી પણ કેવળ ભ્રમણા જ છે, એનો ખ્યાલ આવી જાય : અને જેઓને એવો ખ્યાલ હોય તેઓનો તે ખ્યાલ સુદૃઢ બની જાય. થોડા મહિનાઓ પહેલાં જ દુનિયાએ માનેલી આબાદીના શિખરે પહોંચેલો, એવી રીતિએ પડે છે કે-ભલભલાનું હૈયું હચમચે. કોઇના ઉપર તેની કંઈ અસર થાય, તો કોઇના ઉપર તેની કંઇ અસર થાય, પણ આ નિમિત્તે દરેક જાણનારને કંઇ ને કંઈ વિચાર આવે તે સ્વાભાવિક છે. એની પૂંઠે આજે શું શું લખાઇ રહ્યું છે, તે જોવાય તો માલૂમ પડે કે-આવા પ્રસંગની અસર લગભગ સર્વવ્યાપી

હોય છે. હજુ પણ શું શું લખાશે, તે તો જે જીવશે તે જોશે. જેની જેવી વૃત્તિ હશે, તેનાં આ પ્રસંગ ઉપર તેવાં આલેખનો થવાનાં. તમે એ કહો કે-'જેને રાજાપણું મળવાની આશા નહોતી તેને અણુધારી રીતિએ રાજાપણું મળી જાય છે અને જેને રાજાપણું મળ્યું હતું તેને તે રાજાપણું સરકાવી દેવું પડે છે, તે શાથી ?' આ પ્રશ્નનો ઉચિત ઉત્તર આપવાને બદલે તમારે મૌન સેવવું પડે છે : કારણુ કે—આનો તમે વાસ્તવિક વિચાર કર્યો નથી.

ધર્મસત્તા :

દુનિયામાં ત્રણુ પ્રકારની સત્તાઓ પ્રધાનપણે વર્તી રહી છે. ધર્મસત્તા, રાજસત્તા અને કર્મસત્તા. જગતમાં પ્રધાનપણે વર્તી રહેલી આ ત્રણુ સત્તાઓમાંથી, ધર્મ-સત્તાની સામે કરડી આંખે જોનારા ઘણા મળી આવશે : કારણુ કે—ધર્મસત્તાનો એવો કોઇ ધણી નથી, કે જે તેની સામે આંખ આડી કરનારનો કાન પકડે. ધર્મનું કામ તારવાનું છે. શિક્ષા કરવાનું કામ ધર્મસત્તાનું નથી, છતાં ધર્મસત્તાની સામે આંખ લાલ કરનારને શિક્ષા કરનાર કોઇ જ નથી એમ ન માનતા. ધર્મસત્તાની અવગણુના કર-નારને પણુ શિક્ષા કરનારી એક સત્તા મોજુદ જ છે, પણુ ધર્મસત્તા પોતે તો તારવાનું જ કામ કરનારી છે. ધર્મસત્તા, એ એવી સત્તા છે કે—એના શરણે જે જાય, તેને તે તારે. એવી મજેની એ સત્તા છે કે—જે કોઈ એને શરણે જાય, તેને તે રાજસત્તા અને કર્મસત્તા—

બન્ને સત્તાઓની આધીનતામાંથી મુક્ત બનાવી દે અને જ્યાં એકલી સ્વતન્ત્રતા જ છે ત્યાં ઉંચે મૂકી આવે.

**જગતની નિરંકુશતા :**

આવી એકાન્ત કલ્યાણકર પણ સત્તાની ઠેકડી કરનારાઓ, આ જગતમાં ન જ હોય એમ નહિ. એવા પણ હતા, છે અને હશે, કે જેઓ આવી એકાન્ત કલ્યાણકર પણ સત્તાની ઠેકડી કરવામાં જ આનંદ માને. આમ છતાં, ધર્મસત્તા તો પોતાની ઠેકડી કરનાર તરફ પણ સૌમ્યપણે જ જૂએ છે: કારણ કે–એમાં સામાને જ નુકશાન છે, પણ એને પોતાને વસ્તુત: કશું જ નુકશાન નથી. એ સત્તા તો કેવળ બીજાના ભલાને માટે જ છે. ધર્મસત્તાનું તો એક જ કામ છે અને તે એ કે–રાજસત્તા અને કર્મસત્તાથી રીબાઈ રહેલાઓને શરણ આપવું અને જેઓ શરણ સ્વીકારે તેઓને છેવટ એવી પ્રગતિના શિખરે પહોંચાડી દેવા, કે જ્યાં કોઈની સત્તા નથી, પણ માત્ર સ્વતન્ત્રતા છે. ત્યાં ઉપાધિનું નામ નથી અને આબાદીનો પાર નથી. ત્યાં એવી આબાદી છે, કે જે આબાદીનો કદિ અન્ત જ ન આવે. એ જ સાચી આબાદી છે. ધર્મસત્તાનું કામ, તેને શરણે આવેલા પુણ્યવાન આત્માઓને તેવી આબાદી પ્રાપ્ત કરાવી દેવાનું છે: એટલે ધર્મસત્તાની અવજ્ઞા કરવામાં આવે, તો પણ એથી ધર્મસત્તાની અવજ્ઞા કરનારાઓને જ નુકશાન છે, પણ ધર્મસત્તાને કશું જ નુકશાન નથી. એના શરણે

જનારાઓ તો અદ્‌ભૂત કોટિના આબાદ બને છે, પણ એના શરણે જાય કોણ? વિરલ આત્માઓ જ એના શરણે જાય છે, બાકી તો ધર્મસત્તાની સામે મરજીમાં આવે તેમ અજ્ઞાન લોક બોલે છે. એને માટે આ દુનિયામાં રાજસત્તા જેવો કોઇ પ્રત્યક્ષ અંકુશ નથી: આથી જ એમ કહેવાય છે કે-'ધર્મસત્તાની સામે થવાને માટે તો, ખરેખર, જગત નિરંકુશ છે.'

**રાજસત્તા :**

દુનિયામાં દેખીતી રીતિએ જોવાય તો રાજસત્તાનું જોર બહુ ચાલે છે. રાજસત્તાનો જગત ઉપર સીધો અને દેખીતો અંકુશ છે. એમ છતાં પણ, રાજસત્તાનેય આંજી દેનારા અને આંટી દેનારા જીવે છે. માથે વૉરંટો ફરતાં હોય, પાછળ પોલીસ પડી હોય, તે છતાં પણ જીવનને આબાદ બચાવી લેનારા જીવે છે. જો કે-ધર્મસત્તામાંથી દેખીતી રીતિએ આદમી જેમ સીધેસીધો બચી શકે છે, તેમ રાજસત્તામાંથી બચી શકતો નથી: તો પણ રાજસત્તાને હાથતાલી આપનારાઓ નહોતા, નથી કે નહિ હોય, એમ માની શકાય તેવું નથી.

**કર્મસત્તા :**

પણ એક સત્તા એવી છે કે-એનો અમલ થવો જ જોઇએ. દુનિયાનો શહેનશાહ પણ જો એમ કહી દે કે-'હું તને ન માનું.' તો કર્મસત્તા કહે છે કે-'માન યા ન માન, પણ મારી સત્તાના અમલમાંથી તું ખસી

શકવાનો નથી. મારી સજામાંથી તું છટકી શકવાનો નથી. કોઈ પણ ગૂન્હો મારાથી તું છૂપાવી શકશે નહિ. દુનિયામાં કોઇ ન જાણતું હોય અને માત્ર તું જ જાણતો હોય એવા અને નાનામાં નાના પણ ગૂન્હાથી તું મારી પાસેથી બચી શકશે નહિ. મારી સત્તામાંથી નીકળવું હોય તો એક સત્તા છે, તેને શરણે જા. ધર્મસત્તાને શરણે ગએલો જ મારી સત્તામાંથી નીકળી શકે છે. મોટામાં મોટી રાજસત્તાનો માલીક પણ પોતાની રાજસત્તાના બળે મારી સત્તામાંથી નીકળી શકતો નથી. હું પ્રસન્ન હોઉં અને ન રૂઠું ત્યાં સુધી ભલે તું મોજ કરે, સ્વતંત્ર થઇને ફરે, સિંહાસને બેસે અને આજ્ઞાઓ જ કર્યા કરે, પણ જ્યાં હું રૂઠું એટલે કોઇનીય તાકાત નથી કે–મારી શિક્ષામાંથી તને કે કોઇને બચાવી લે. હું તુષ્ટ હોઉં ત્યાં સુધી લીલાલ્હેર, પણ હું રૂઠું એટલે મામલો ખતમ.' કર્મસત્તા આવી પ્રબળ છે.

**આપણે જ્યાં સુધી કર્મસત્તાને આધીન છીએ,**
**ત્યાં સુધી સાચા આબાદ છીએ જ નહિ :**

માત્ર થોડા જ મહિના પહેલાં ગાદીએ બેસનારને હમણાં ગાદીત્યાગ કરવો પડ્યો, એ પ્રસંગમાં મુખ્ય ભાગ કર્મસત્તાએ જ ભજવ્યો છે. ઇતિહાસ તો જૂઓ ! મહા ભયંકર, અનાડી અને પ્રજાને ત્રાસ પોકરાવનારા રાજાઓ પણ મરતાં સુધી રાજ્ય ભોગવી શક્યા છે અને એવું પણ બન્યું છે કે–મહાન ધર્માત્મા રાજાઓને

પણ કોઈ સામાન્ય નિમિત્તે ગાદી ઉપરથી ઉતરી જવું પડ્યું છે. આથી સાબીત થાય છે કે–' વર્તમાનમાં જે ગૂન્હો ન કરે તેને જ રાજગાદી ઉપર ચીટકી રહેવાનું મળે અને જે ગૂન્હો કરે તેને જ રાજગાદી છોડવી પડે એવું નથી : પણ જેના ઉપર કર્મસત્તાની આંખ મીઠી હોય તે રાજ્યગાદી ભોગવે અને જેના ઉપર કર્મસત્તાની આંખ કરડી થાય તેને અચાનક પણ રાજગાદી છોડી દેવાની ફરજ પડે. ' જીવવું યા મરવું, તે કર્મસત્તાને આધીન છે. એને વશ બન્યા રહેવું–તે પ્રગતિ છે કે અવગતિ છે, એ નક્કી કરવા જેવું છે. જીવનભર મથીને મેળવેલી આબાદીનો જે ક્ષણમાં નાશ કરી શકે, તે કર્મસત્તાને જ્યાં સુધી આપણે માત્ર આધીન જ છીએ, ત્યાં સુધી આપણે સાચા આબાદ છીએ જ નહિ. દુન્યવી સામગ્રીથી બીજી સત્તાઓની સામે લડી શકાય છે, બીજી સત્તાઓની સામે થઈને ફાવી પણ શકાય છે, પણ આમાં દુન્યવી સામગ્રી ગમે તેટલી પાસે હોય, તોય તેનું કાંઈ ચાલતું નથી. મોટો કોટ્યાધિપતિ હોય, પણ જો કર્મસત્તા વિફરે તો એ જોતજોતાંમાં ભીખારી થઈ જાય. માલુમ ન પડે કે–ક્યાં ગયું ને શું થયું ? થોડે થોડે જ જાય, એવો પણ નિયમ નહિ.

**શહેનશાહ ઉપર પણ તેનો પ્રભાવ :**

એ સત્તાનો પ્રભાવ શહેનશાહ ઉપર પણ પડ્યો. 'રાજગાદી મળી'–એમાંય કર્મસત્તાનો પ્રભાવ અને 'રાજ-

ગાદી છોડવી પડી'–એમાંય કર્મસત્તાનો પ્રભાવ. સંસારમાં સર્વત્ર કર્મસત્તાનો પ્રભાવ વિસ્તરેલો છે. ગાદી એની એ કાયમ છે, પણ બીજો બેસી ગયો. ગાદી રહી ને માલીક બદલાયો. વચલો ઉડી ગયો ને નવો માલીક આવી ગયો. એણે જે કર્યું તે સારૂં કર્યું એમ આપણે કહેતા નથી, પણ એવો પ્રશ્ન તો સ્વાભાવિક રીતિએ જ ઉત્પન્ન થાય તેમ છે કે–એણે એવું તે શું ભયંકર કરી નાખ્યું હતું, કે જેથી તેને ગાદીત્યાગ કરવો પડયો? શું એના કરતાં પણ વધુ ભયંકર કાર્યો કરનારા ગાદી ઉપર રહી શકયા નથી? પણ એવા પ્રશ્નો જ નકામા છે. આવું કૃત્ય સામાન્ય કુટુંબોમાં આટલું ભયંકર પરિણામ ન પણ લાવે. સામાન્ય કુટુંબમાં તો વાતો ચાલે, સમજાવટ ચાલે અને એમ છ-બાર મહિનાઓ નીકળી જાય. આ તો જોતજોતાંમાં થઇ ગયું. શાથી? કહો કે–કર્મચક્ર ફર્યું.

### દુનિયાએ કલ્પેલી આબાદી પરાધીન અને નાશવન્ત છે:

આ પ્રસંગને કેળવીને વિચાર કરો કે–આજની દુનિયાએ માનેલી આબાદી કયાં સુધીની? જ્યાં સુધી કર્મ રાખે ત્યાં સુધીની. કર્મ ફરે તો ક્ષણવાર પણ ટકી શકે નહિ એવી! રાખવાની ગમે તેટલી ઇચ્છા હોય અને ગમે તેટલી મહેનત હોય, પણ તે એમાં કામ લાગે નહિ. રહે તોય ભોગવાવી એ પણ કર્મસત્તાને આધીન. કર્મસત્તા આડી આવે તો સાહ્યબીને જોઇને બળ્યા કરો તે હા, પણ

ભોગવી શકો નહિ. દુનિયાએ માનેલી આબાદી મળવી, મળ્યા પછી પણ ટકવી અને ટકયા પછી પણ ભોગવાવી, એ સર્વ કર્મસત્તાને આધીન છે. માનો કે–કર્મસત્તાની મહેર થઈ ગઈ અને એથી તમારી માનેલી આબાદી ટકી પણ ગઈ, તોય તે ક્યાં સુધી ? યાવત્–શ્વાસ નીકળી જાય ત્યાં સુધી જ ને ? વધુમાં વધુ ટકે તોય મરતાં સુધી જ ટકે. મર્યા પછી કાંઈ એ સાથે આવે નહિ. મરતાં સુધી ટકી રહે તોય તમારે તેને મૂકીને ચાલ્યા જવું પડે. આવી પરાધીન, નાશવન્ત અને જીવનના અન્ત સુધી ટકે તોય જેને મૂકીને અંતે જવું જ પડે, એવી આબાદી એ શું સાચી આબાદી છે ? એટલો વિચાર તો કરો કે–દુન્યવી આબાદી મળવી તમારે આધીન નહિ, રહેવી તમારે આધીન નહિ અને ભોગવાવી પણ તમારે આધીન નહિ! મહેનત કરી મરો તોય ન મળવી હોય તો ન મળે, સાચવવાનાં ફાં–ફાં ગમે તેટલાં મારો તોય જવી હોય તો નિયમા જાય અને ભોગવવાની તીવ્ર ઇચ્છા હોય તે છતાં પણ ન ભોગવાવી હોય તો ન ભોગવાય: જૂએ ને બળે, એવી દશા પણ થાય: અને એમ થાય કે ન થાય તો પણ, છેવટ મરતાં તો સૌને મૂકીને જ જવું પડે: આવી આબાદીને આજની દુનિયા સાચી આબાદી માની રહી છે! જે આબાદી અહીં આદમીને મુંઝવે, ગમે ત્યારે ચાલી જાય અને ચાલી ન પણ જાય તોય છેવટ તો મૂકવી જ પડે, તે જ આ આબાદી છે ને ? તે પણ કર્મસત્તા જેને અનુકૂળ હોય

તેને જ મળે, કર્મસત્તા જેને અનુકૂળ હોય તેની જ પાસે વધુમાં વધુ કાળ ટકી શકે તો આ જીંદગીના અન્ત સુધી ટકી રહે અને જીવતાં પણ એને તે જ ભોગવી શકે, કે જેને કર્મસત્તા અનુકૂળ હોય.

**અહીં મર્યા પછી શું ?**

આ આબાદી કાંઈ એવી નથી, કે જે સાંપડયા પછીથી તે આબાદીને પામનારાઓ, બરબાદ થાય જ નહિ ! કેઈ આજે આબાદ થયા ને કાલે બરબાદ થઈ ગયા. આ તો બહુ બહુ કાળ ટકે તોય ક્યાં સુધી ? આ જીવન હોય ત્યાં સુધી જ. પછી ? પછીનો પ્રશ્ન તો ઉભો જ રહે છે ને ? આજે આપણે છીએ અને પછી પણ આપણે તો છીએ જ, એમ તો માનો છો ને ? આજે આપણે છીએ, અહીં જન્મ્યા પૂર્વે પણ આપણે તો હતા અને અહીં લોક મર્યા કહેશે તે છતાં પણ આપણે તો રહેવાના જ છીએ,—એ વાત ચોક્કસ છે. એ વાત બરાબર મનાઈ જાય, તો દુનિયાએ માનેલી આબાદી આત્માની છે કે બહારની છે અને એની આબાદીમાં આત્માની આબાદી છે કે બરબાદી છે, તેનો વિચાર ઘણી સહેલાઇથી થઈ શકે.

**મર્યા બાદ આપણે ન રહેતા હોઇએ તો :**

જો ભવાંતરમાં આપણે રહેતા ન હોઇએ, અહીં મરણ થાય એટલે બધો જ ખેલ ખલાસ થઈ જતો હોય, તો તો કહેવું પડે કે—તમે જે કરો છો તે જ ઠીક

છે. એમાં જ બુદ્ધિ ખીલવવાનો ઉપદેશ આપવો પડે અને દુનિયાનું ભલું કરવું હોય તો એની જ નવી નવી યોજનાઓ શીખવવી પડે. એમ પણ કહેવું પડે કે–'ગમે તે ભોગે આ બધું મેળવો અને બાહોશ એવા બનો કે–એક પણ ગૂન્હામાં કોઈ તમને સપડાવી શકે નહિ.' ભવાંતર જેવી કોઈ વસ્તુ જ ન હોય અને અહીંનું મૃત્યુ એ જ જો સૌનો અન્ત હોય, તો તો તમને એ જ કહેવું પડે કે–'તમે ખૂબ મેળવો અને ખૂબ ખેલો!' પરન્તુ મૃત્યુ પછી પણ આપણે રહેવાના છીએ એ સુનિશ્ચિત છે અને તેને જ અંગે આપણે આબાદીના સ્વરૂપ આદિનો નિર્ણય કરતાં બહુ વિચારવા જેવું છે. આપણે હતા, છીએ અને હોઈશું–એ વાતને ધ્યાનમાં રાખીને જ આપણે આબાદીનો વિચાર કરવાનો છે.

**'પાપનો નતીજો છે'–એમ જો માનતા હો, તો વિચારો કે–આ આબાદી છે કે બરબાદી છે?**

જેને જન્મથી જ આ દુનિયાએ માનેલી અમૂક અમૂક આબાદી મળી છે, એટલે જેઓ ગર્ભશ્રીમન્ત છે અને જેમની શ્રીમન્તાઈ ટકી રહી છે, વધી છે પણ ઘટી નથી, એ તો એટલા પુણ્યશાલી છે જ! પણ જેઓએ આ દુનિયામાં જન્મ્યા બાદ, પહેલાં જે કાંઈ નહોતા અને પછી શ્રીમન્ત થયા, તેમણે જે ઉંધાં–છતાં કર્યાં, કઈકને લૂંટ્યા અને કઈકને રડાવ્યા, કેટલાંય પાપો કર્યાં, તેનું શું? વળી ગર્ભશ્રીમન્તે પણ મળેલી લક્ષ્મીને

સાચવવાને માટે, ભોગો ભોગવવાને માટે અને બીજી પણ માનપાન આદિની વૃત્તિઓને આધીન થઇને જે જે પાપો કર્યાં, તેનું શું? પેલાએ મેળવવામાં ઉંધાં-છતાં કર્યાં અને તે પછી પણ સાચવવા–ભોગવવા વિગેરેને ખાતર જે પાપો કર્યાં, તેનું શું? એ બધાનો નતીજો પછી પણ ભોગવવો તો પડશે જ–એમ જો માનતા હો, તો વિચારો કે–આ બધી આબાદી છે કે બરબાદી છે?

## જન્મ પૂર્વે હતા ને મરણ પછી રહેવાના :

કેટલી વાર આબાદી ગઇ ને આવી, આબાદી કેવી રીતિએ આવી ને કેવી રીતિએ રહી, એ મેળવવા કેમ વર્ત્યાં ને સાચવવા–ભોગવવા વિગેરે માટે કેમ વર્તાય છે, એ શું તમે નથી જાણતા? કદાચ એકનું બીજા ન જાણે, પણ સૌ પોતપોતાનું તો જાણે ને? પોતે કેવાં પાપો કર્યાં અને કરે છે, તેનો પાપ કરનારને પોતાને તો ખ્યાલ હોય ને? જ્યારે તમને તમારી પોતાની ખબર છે, તો વિચાર કરી જૂઓ કે–' મર્યા પછી તમારી માનેલી આ આબાદી તમને કયી દશામાં મૂકશે?' મર્યા પછી પણ આપણે રહેવાના છીએ–એ નક્કી વાત છે, માટે વિચાર કરવો જોઇએ કે–અહીં મૃત્યુ પામ્યા બાદ આપણે કેવી અવસ્થામાં મૂકાઇશું? અહીં જન્મ્યા પૂર્વે પણ આપણે હતા અને અહીં મર્યા પછી પણ આપણે રહેવાના. મર્યા એટલે શું થયું? એક શરીર મૂકયું અને બીજું શરીર મેળવ્યું. એ પણ કર્મસત્તાને આધીન છે.

સૌ પોતાની ઇચ્છાથી અહીં જન્મી ગયા છે એમ નથી, પણ જન્મવું પડ્યું છે માટે જન્મ્યા છે! મર્યા પછી પણ આપણે રહેવાના છીએ. જો મર્યા પછી કાંઇ રહેવાનું ન હોય, તો તો બહોશ માણસોને માટે રાજસત્તાના કાયદા એ કોઈ ચીજ નથી અને અહીં ન ફસાયા તો મૃત્યુ પછી તો શિક્ષા કરનાર કોઇ છે જ નહિ ! જો મર્યા પછી કાંઇ જ ન હોય, તો ધર્મ અને નીતિના કાયદાને અવકાશ કેટલો ? એનો ડર કેટલો ? અને વ્યવહારનો કાયદો તો સામાન્ય રીતિએ લોઠને જ શિક્ષા કરનારો છે!

## ‘મારાથી ન ફસ્યો પણ તારાં પાપ તને નહિ છોડે’-એમ કોનાથી નહિ બોલાય ?

અહીં મર્યા એટલે આપણે ખલાસ થઇ જઈએ છીએ ? જો હા, તો તો પછી અહીં આપણે પાપ કરવા છતાં પણ કાયદામાં ન ફસાઇએ તેવી કળા શીખવી, તે ધર્મ ગણાશે. પછી એમ નહિ બોલાય કે–‘ગૂન્હાની શિક્ષા છે.’ એમ કહેવું પડશે કે–‘ગૂન્હાની શિક્ષા નથી, પણ ગૂન્હો કરતાં આવડે નહિ, પકડાઇ જાય, બરાબર બચાવ કરી જાણે નહિ અને જેનો ગૂન્હો પૂરવાર થઇ જાય તેને જ શિક્ષા મળે! ગૂન્હો કરે પણ પકડાય નહિ અને પકડાય પણ પૂરવાર ન થાય, તો ગૂન્હાની કોઇ પણ સ્થળે શિક્ષા જ નથી.’ ભવાંતર નહિ માનનારને તો આમ જ કહેવું પડશે. ભવાંતરને નહિ માનનારો એમ બોલી શકે જ નહિ કે–‘ગૂન્હેગાર માત્રને શિક્ષા થાય

છે.' કારણ કે-ભયંકર ગૂન્હાઓ કરવા છતાં પણ નહિ ફસાનારાઓ જીવે છે. પરન્તુ તમારૂં કોઈ ભૂંડું કરી જાય, એને ફસાવવાને માટે તમે બને તેટલું કરી છૂટો તે છતાં પણ પેલો ફસાય નહિ, તો તમે લગભગ એવું જ કહો છો કે-' મારાથી ભલે ન ફસ્યો, પણ તારાં પાપ તને નહિ છોડે !' કર્મસત્તાને અને ભવાંતરને તમે ન માનતા હો, તો તો આવું કહી શકો જ નહિ. ' તારાં પાપ તને નહિ છોડે !'-એનો અર્થ શો ? એ વાક્યમાં કર્મસત્તાનો સ્પષ્ટ સ્વીકાર થઈ જાય છે : એટલે એવું વાક્ય બોલવાનો વાસ્તવિક અધિકાર તો તેને જ રહે છે, કે જે કર્મસત્તાને સ્વીકારે છે : પાપ અને પુણ્યના પરિણામને માને છે.

## દુનિયામાં નાના કે મોટા ગૂન્હેગારોએ શું પોતાના બધા જ ગૂન્હાઓની સજા ભોગવી છે ?

રાજ્યનો કાયદો કોને સજા કરે ? પકડાય, બચાવ કરી શકે નહિ, આરોપ પૂરવાર થાય અને એમાંથી બચાવવાને માટેની મોટામાં મોટા ગણાતા કાયદાશાસ્ત્રિઓની દલીલો પણ કામ લાગે નહિ તેવાને ! આવી હાલતમાં કેટલાય ગૂન્હેગારો સજા પામ્યા વિનાના રહી જાય કે નહિ ? માત્ર મન દ્વારા જ કરવામાં આવતા ગૂન્હાઓને શોધવાની તો, દુનિયાની સરકાર પાસે શક્તિ જ નથી અને વચનના તથા શરીરના ગૂન્હાઓ કરવા છતાં પણ કેટલાય ગૂન્હેગારો પકડાતા નથી : તો શું એ ગૂન્હાઓની

કોઈ સજા જ નથી ? અને જો સજા છે એમ માનતા હો, તો તે સજા કયી સત્તાની છે ? દુનિયામાં જેટલા નાના કે મોટા ગૂન્હેગારો છે, તે બધાએપોત પોતાના બધા જ ગૂન્હાઓની સજા ભોગવી લીધી છે કે સજા ભોગવવાની બાકી પણ છે ? તમે તમારા પોતાના દાખલા ઉપરથી જ વિચાર કરી લો કે–'તમે જેટલા જેટલા ગૂન્હાઓ, મનથી, વચનથી અને કાયાથી કરવા રૂપે, કરાવવા રૂપે અગર તો અનુમોદવા રૂપે પણ કર્યા છે, તે બધા જ ગૂન્હાઓની સજા તમે ભોગવી લીધી છે ?' અહીં અમૂક અમૂક ગૂન્હાઓની સજા ભોગવનારાઓએ પણ, વસ્તુતઃ બધા ગૂન્હાઓની પૂરી સજા ભોગવી નથી જ, એમ વિચાર કરતાં તમે પણ સમજી શકો તેમ છો. દુનિયાની સત્તા ગમે તેટલા અને ગમે તેવા ભયંકર પણ ગૂન્હાઓની બહુ બહુ સજા કરે, તોય કયી સજા કરે ? રાજસત્તા પાસે વધુમાં વધુ તાકાત હોય તો મરણ નિપજાવવાની તાકાત છે, પણ બાકીના ગૂન્હાઓનું શું ? માણુસ એક ગૂન્હો કરવાને માટે પણ બીજા કેટલા બધા ગૂન્હાઓ કરે છે, તેનો કદિ પણ તમે વિચાર કર્યો છે ખરો ? એક માણુસ જ્યારે ખૂન કરવાનો ગૂન્હો કરે છે, ત્યારે તે તેની આગળ–પાછળ મનથી અને બીજી રીતિએ પણ કેટકેટલા ગૂન્હાઓ કરે છે, એ વિચારી જૂઓ ! જ્યારે એક ખૂનના ગૂન્હાની સજા મોત હોય, તો પછી બાકીના ગૂન્હાઓની સજા ઉડી ગઈ એમ ? નહિ જ ! માટે જ ખૂબ મનનપૂર્વક એ વાત વિચારવાની જરૂર છે કે–તમારી કલ્પેલી

આબાદીને મેળવવાને માટે, તેને સાચવવાને માટે અને તેને ભોગવવા વિગેરેને માટે પણ અત્યાર સુધીમાં તમે કેટકેટલા ગૂન્હાઓ કર્યા છે અને હજુ પણ તમે કેવા કેવા ગૂન્હાઓ કર્યે જાવ છો ?

ગૂન્હાનો નતીજો ભવાંતરમાં :

આજની આબાદી ગૂન્હાવાળી છે કે ગૂન્હા વિનાની છે ? જો તમારી આબાદી ગૂન્હા વિનાની હોય તો તો મહા આશિર્વાદ રૂપ છે, પણ જો ગૂન્હાવાળી હોય તો તમારૂં ભવિષ્ય કેવું થવાનું ? ભૂંડું ! જે આબાદીના યોગે ભૂંડું ભવિષ્ય સર્જાય, તે આબાદી એ આબાદી છે કે બરબાદી છે ? આ આબાદી મળવી પરાધીન, ટકવી પરાધીન, ભોગવાવી પરાધીન અને આ જીંદગીના અન્ત સુધી ટકી જાય તોય અન્તે તો મૂકીને ગયા સિવાય છૂટકો જ નહિ, એવી ! આવી આબાદીની સાધનાની પાછળ આ જીન્દગીને ગુમાવી દીધા પછીથી, તમે બાકી તો રહેવાના, પણ તે કેવા ? અનેક ગૂન્હાઓના ધામ રૂપ ! અહીંથી જ્યારે જવાના, ત્યારે તમે તમારા સંખ્યાબંધ ગૂન્હાઓને પણ સાથે જ લઇને જવાના ! ત્યારે તમારા ગૂન્હાઓનો નતીજો ભવાંતર ખાતે રહ્યો ને ? તમે તમારા કેટલા ગૂન્હાઓને સાથે લઇને જવાના છો, તે નક્કી કર્યું છે ? આ જાતિનો વિચાર કરવાનું પણ આજે લગભગ ભૂલાઈ ગયું છે : પણ યાદ રાખવું જોઇએ કે–વિચાર નહિ કરવા માત્રથી ગૂન્હાઓની સજા થતી અટકી જવાની નથી.

## જીન્દગીમાં માત્ર બરબાદી જ સાધી ?

**સ૦** થોડું-ઘણું સારૂં પણ સાથે આવશે ને ?

બધાય એવા નથી હોતા, કે જેથી થોડું-ઘણું પણ સારૂં બધાની જ સાથે આવે. ‘સારૂં પણ સાથે લઇને જનારા કેટલા અને એ સારૂં પણ કેટલું ?’–એય વિચારણીય જ છે ને ? સારૂં સાથે આવે તેય કર્યું હોય તેટલું કે વધારે ? તમે થોડું-ઘણું સારૂં પણ સાથે આવવાની વાત કરો છો, ત્યારે તમને તમારી વાસ્તવિક સ્થિતિનો ખ્યાલ આવે, એ માટે પૂછવું પડે છે કે–‘ આટામાં લુણ જેટલું પણ સારૂં કર્યું છે ખરૂં ?’ વિચાર કરો. ખૂબ ચેતવા જેવું છે. મરણ નિશ્ચિત છે. અહીં કરેલા ગૂન્હાઓ ન પકડાયા હોય, માત્ર તમે જ જાણતા હો, તે છતાં પણ ભવાંતરમાં એની સજા ભોગવવી પડશે, એ નિશ્ચિત જ છે: તો પછી અહીં આબાદી મેળવી કે બરબાદી મેળવી ? તમે કલ્પેલી આબાદી સાથે આવવાની નહિ અને બરબાદી તો સાથે આવ્યા વિના રહેવાની નહિ. પછી તો–‘ અહીં મનુષ્ય તરીકે જન્મ્યા, બીજા પ્રાણિઓ કરતાં ઉંચા હોવાનો ઘમંડ ધારણ કર્યો, બીજા જીવો કરતાં વિવેકી હોવાનો ઇલ્કાબ લીધો, વર્ષો સુધી આ જીન્દગીમાં જીવ્યા અને એ બધાના પરિણામે ખોટી આબાદીની કલ્પનામાં માત્ર બરબાદી સાધી. ’–એમ જ કહેવાય કે બીજું કાંઇ કહેવાય ? તમે જો આ જીન્દગીનાં કાર્યોના પરિણામે તમારી પોતાની બરબાદી સાધવાને ન ઇચ્છતા

હો, તો તમારે આબાદીની અને આબાદીનાં કારણોની કલ્પના ફેરવ્યા સિવાય છૂટકો જ નથી : કારણ કે-તમે કલ્પેલી આબાદી, તેને મેળવતાં, સાચવતાં અને ભોગવતાં પ્રાય: ગૂન્હેગાર બનાવ્યા વિના રહેતી નથી.

**ન દેખાય તેવી અંદરની જ્વાલા :**

આજે તો એ દૃષ્ટિએ પણ વિચાર કરવા જેવો છે કે-જેને અહીં તમારી કલ્પેલી આબાદી મળી છે, તે પણ આ જીવનમાંય શાન્તિપૂર્વક જીવે છે કે નહિ? જેની પેઢી ધમધોકાર ચાલે છે, જેની કીર્તિ બધે ગવાય છે, જેને ઘેર છોકરાના છોકરા છે અને જે મોટર, બંગલા, બગીચા વિગેરે ધરાવે છે, એવો પણ આદમી વસ્તુત: શાંતિ ભોગવે છે કે અશાંતિ ભોગવે છે? મોટરમાં બેસીને ફરે છે, કપડાં સારાં પહેરે છે, લોકોની સલામો લે છે, જેનો પડતો બોલ ઝીલાય છે અને જેને માટે ખાવા-પીવાની ઊંચા પ્રકારની ગણાતી સામગ્રી તૈયાર હોય છે, એવાઓને જોઇને આજનાઓ એમ માને છે કે-'તે સુખ ભોગવે છે.' પણ મોટે ભાગે આજના શ્રીમન્તોના અંતરમાં ન દેખાય તેવી જ્વાલા સળગતી હોય છે. તમને એ જ્વાલા દેખાય છે? મોટા ભાગની દુનિયા એ જ્વાલા તરફ જોતી નથી. વિવેકશૂન્યતા રૂપી અંધપાણું હોવાથી, એ જ્વાલા જોઈ શકાતી નથી. જો એ જ્વાલા બરાબર દેખાઇ જાય અને આદમી વિવેકપૂર્વક વિચાર કરે, તો એને લાગે કે-'એ આબાદી ઈર્ષ્યા કરવા

જેવી તો નથી, પણ ઇચ્છવા જેવીય નથી.' એમ લાગે કે-'એને મળી છે પણ આપણને નથી મળી, તો એમાં ચિન્તા કરવા જેવું નથી. ન મળી તો કાંઇ વાંધો નહિ.' પણ એવું લાગે ક્યારે ? ત્યારે, કે જ્યારે આજના કહેવાતા સુખી આદમીઓના હૈયાની અન્દર જળી રહેલી જ્વાલા દેખાય અને વસ્તુસ્વરૂપનો વિવેકપૂર્વક વિચાર કરનારા બનાય !

**દુનિયાએ કલ્પેલી આબાદીના મોહમાં વાસ્તવિક રીતિએ તો જરાય શાન્તિ નથી :**

આજે તો વ્યાપાર મોટો તેમ ઉપાધિ મોટી ! કેટલીય જાતિની ચિન્તાઓ એને માથે હોય. એમાંય બજારમાં ભાવની ઉથલપાથલ હોય, મોટી લેવડ-દેવડ હોય, સોદાનાં નાણાં ચૂકવવાનાં હોય અને એમાં વળી કોઈક વૈરિએ-' ભાગ્યો '-એવી બૂમ ઉડાવી હોય, પછી એની કયી દશા થાય ? શ્રીમન્ત હોય, પણ નાણાં ઘરમાં તો ભરેલાં હોય નહિ ને ? આમ-તેમ રોકાએલાં હોય અને વલણ ચૂકવ્યા વિના તથા લેણદારોને દીધા વિના ચાલે તેમ ન હોય, તે વખતે એની હાલત જૂઓ તો માલૂમ પડે કે-એના હૈયામાં કેવી હોળી સળગે છે ? એમાં જો જૂએ કે-નાણાં ચૂકવી શકાય તેમ નથી, એટલે પ્રાયઃ વેપારિઓને અને લેણદારોને જવાબ દેતો જાય, પણ મહીં બીજાઓનાં નાણાં ડૂબાવવાની યોજના ઘડતો જાય. પછી તો પોતાની પાસે પારકું પણ જેટલું છે તેટલું કયી

રીતિએ રાખી લેવું, એ જ વિચાર મોટે ભાગે આવે. ધીરે ધીરે એનું હૈયું ધૃષ્ટ બની જાય અને આજની સરકારે મજેની સગવડ આપેલી છે. પછી કોઈ એની પાસે માગી શકે નહિ. આ બધો વિચાર વિવેકપૂર્વક કરો, તો તમને લાગે કે–' આપણને એવી શ્રીમન્તાઈ નથી મળી, તેથી કાંઇ આપણે બહુ ગુમાવી દીધું છે એમ નથી. ' વિવેકપૂર્વક વિચારાય તો જ આ સમજાય. એ નથી મળ્યું તો જમતી વખતે અનેક જગ્યાએ હાથ મૂકવાની સ્થિતિ નથી, પણ એના હૈયાની જે બળતરા છે તેય નથી ને ? તમે માનેલી આબાદીમાં કયી વસ્તુ એવી છે, કે જે આત્માને પ્રતિકૂળ સંજોગોમાં પણ શાંતિ પમાડી શકે ? વિચારો તો તમને પણ સમજાયા વિના રહે નહિ કે–એવી આબાદીના મોહમાં વાસ્તવિક શાન્તિને અવકાશ જ નથી અને આત્મિક શાન્તિ ભોગવવાને જે સામગ્રી જોઇએ તે સામગ્રી પણ નથી.

### મરતાં પણ મુંઝવણ :

એ પછી પણ મરતી વખતે મુંઝવણ તો ઉભી જ છે. આ બધું મેળવેલું ને સાચવેલું મૂકી જવું પડે : જેના ઉપર ખૂબ આસક્તિ હતી–જેના ઉપરના મોહનો પાર નહોતો–જેને મેળવવા વિગેરે સિવાય આત્માનો બીજો વિચાર નહોતો, તેને નિરૂપાયે મૂકીને ચાલ્યા જવું પડે, ત્યારે કેવીક મુંઝવણ થાય છે, તે તો તે જાણે કે જ્ઞાની જાણે. ગાદી છોડનારે છેલ્લે આખો મહેલ જોયો

છે. મરતી વખતે આના જ મોહમાં સપડાએલાની એવી હાલત થવાની. જે પ્રેમ કરીને મેળવ્યું અને અમૂક કાળ ભોગવ્યું, તે મૂકવું પડે ત્યારે શું ન થાય ? આમ મૂકવું પડે તે ઉલ્ટું વધારે લાગે. મરતાં મૂકવું પડે તે કરતાં જીવતાં મૂકવું પડે તે વધારે કઠણ છે. 'ગઈ કાલે હું શહેનશાહ હતો અને હવે મારૂં રાજ્ય નહિ !'–આવી અશાંતિ અંતરમાં જાગવી, તે સ્વાભાવિક છે. હૈયામાં રહેલી મોહની મુંઝવણ, અવિવેકી આત્માને માટે, આવા પ્રસંગે કારમી બન્યા વિના રહે નહિ. આ વસ્તુ આટલી અશાંતિ આપનારી છે, આટલી મુંઝવણ પેદા કરનારી છે, એમ દેખીતી રીતિએ પણ જણાય છે : તે છતાં પણ આજની દુનિયા તેની પૂંઠે પડી છે અને તેમાં આબાદી માની રહી છે. જે આબાદી આત્માને શાન્તિ આપી શકે નહિ, ઉલ્ટી અશાંતિને અને મુંઝવણને વધારનારી નિવડે, તે આબાદી છે ? નહિ ! વસ્તુતઃ તે આબાદી નથી અને એથી એમાં જ રાચનારા આત્માઓ, આબાદીને બદલે બરબાદી પામ્યા વિના રહેતા નથી !

### દીવાલ ચણવાનો પ્રયત્ન :

આબાદી શાંતિમાં કે અશાંતિમાં ? મળે એટલે સાચવવાની ચિન્તા અને જવાની બીક કોને નથી હોતી ? એમાં એને વધારવાની લાલસા તો બેઠી જ હોય, એટલે એવી હાલતમાં સાચી શાન્તિ પ્રાપ્ત થાય, એ શક્ય નથી. 'દુનિયાદારિમાં જે ઇચ્છીએ તે મળે એ જ પ્રગતિ'–

એવી માન્યતા આજે ઘર કરી ગઇ છે. એ કલ્પના સામે દીવાલ ચણવાનો આ પ્રયત્ન છે. દુનિયા એ માર્ગે ધસી રહી છે. તેમાંથી જેના દીલમાં આ જચે, તે નાશવન્ત અને પરાધીન વસ્તુની પ્રાપ્તિમાં આબાદી માનતા અટકી જાય અને ગૂન્હા વગરની, શાશ્વત કાળ ટકી રહેનારી, જરાય ઓછી નહિ અને કદિ ઓછી થનારી નહિ તથા ઉપાધિ માત્રથી રહિત એવી જે આત્માની આબાદી છે, તે મેળવવાને માટે પ્રયત્નશીલ બને, એ હેતુથી જ આ દીવાલ ચણવાનો પ્રયત્ન થાય છે. આજે દુનિયાની નાશવન્ત અને પરાધીન વસ્તુઓની પ્રાપ્તિમાં જ સાચી પ્રગતિ છે–એમ મનાઇ ગયું છે : અને એથી એ વસ્તુઓને મેળવવાની દુનિયાને એવી તો ઇચ્છા જાગી છે, કે જેથી એ વસ્તુઓને મેળવવાને માટે રોવું પડે તો રોઇએ તે હા, ગુલામી કરવી પડે તો ગુલામી કરીએ તે હા અને સલામી ભર્યા કરવી પડે તો સલામી ભર્યા કરીએ તે હા, પણ અમે જે મેળવવા ધારીએ છીએ તે અમને મળે એટલે બસ, એમ થઇ ગયું છે

લાલસા :

એ લાલસા એવી તો કારમી રીતિએ આજની દુનિયાના હૈયામાં ઘર કરી ગઈ છે કે–આદમી જો વેપારમાં ફાવે છે, તો ગાળો ખાધી હોય તેય ભૂલી જાય છે, આંટા ખાઈ ખાઇને ઢીલો થઈ ગયો હોય તેય ભૂલી જાય છે તેમજ કેટલાયનો તિરસ્કાર સહન કરવો પડચો હોય

તે પણ ભૂલી જાય છે અને પ્રાયઃ પગ પછાડતો પછાડતો ઘેર આવે છે. એને કોઈ પૂછે કે-' અલ્યા, બધો શ્રમ ક્યાં ગયો ? ગાળો ખાધી, તિરસ્કાર થયો, તે ભૂલી ગયો ?' તો એ કહે કે-' હોય, એમાં શ્રમ-બ્રમ શાનો ? એ તો પુરૂષાર્થ છે !' પણ એ ગાળો, આંટા અને તિરસ્કારના પરિણામે જો ધખ્પો પડે, તો ટાંટીયા ન હોય ત્યાંથી ઢીલા થઈ જાય. કહે કે-' મરી ગયા.' અલ્યા, પહેલાં તો તું પુરૂષાર્થ કહેતો હતો ને હવે શું થયું ? આજની દુનિયાને જાણે શાંતિ-બાંતિનું કામ નથી. અમૂક ઇચ્છા પૂરી થાય તેમાં જ એને મન શાન્તિ છે અને એથી તે આશામાં ને આશામાં ઝુર્યા કરે છે.

### અસર મારી નાખે :

એવાઓને કહીએ કે-' ભલા આદમી ! આટલી ચીજ મેળવવા માટે શું શું કરવું પડ્યું અને શું શું વેઠવું પડ્યું એ યાદ કર અને આટલા પછી પણ આ વસ્તુ રહેવી કે ભોગવાવી એ તારી મરજીને આધીન નથી એનો વિચાર કર ! મૂકને પંચાત ! આત્માની શાંતિ મળે એવી રીતિએ વર્તવા માંડ ! દુનિયાની કોઈપણ વસ્તુમાં સાચી શાંતિ આપવાની તાકાત છે જ નહિ !'-તો આજના ઘણા પ્રાયઃ એવો જ વિચાર કરે કે-' એ તો એમને (સાધુઓને) પાલવે : કારણ કે-એમને ગામમાં ઘર નહિ ને સીમમાં ખેતર નહિ.' આવો વિચાર કરીને એ માણસો, સારી વાતની આત્મા ઉપર જે અસર થતી

હોય તેને જ મારી નાખે. એવાને કેવા કહેવા ? તમે જે આબાદી ઇચ્છો છો, તે કદાચ મળી પણ જાય, ભોગવાઈ પણ જાય અને મરતાં સુધી રહી પણ જાય, તોય શાન્તિ ક્યારે ? એક વસ્તુ મેળવવા જેવી છે, તે મેળવો તો ! આ બધામાં તમને કયે સ્થલે શાન્તિ છે ? ગમે તેવો શ્રીમન્ત હોય, મોટી પેઢીવાળો હોય, પણ જ્યાં બજારમાં ધમાલ મચે કે–એના હૈયામાં વલોપાત શરૂ થાય. સો લેનારા આંગણે ઉભા હોય, વ્યાજે મૂકી ગયેલા તગાદા કરતા હોય, વેપારમાં મોટી ખોટ ગઈ હોય અને નાણાં પહોંચતાં ન હોય, પછી નાશવંત વસ્તુના યોગમાં જ સુખ માનનારો અનેક જાતિના ઘાટો ઘડે કે બીજું કાંઇ કરે ? એવા વખતે તો એનેય એમ થઇ જાય કે–'આમાં કાંઈ સુખ નથી !' પણ જ્યાં પ્રસંગ પલટાયો, એટલે પાછા હતા ત્યાંના ત્યાં.

### ભૂંડું પરિણામ :

વાત એ છે કે–તમે કલ્પેલી આબાદી મળવી એ તમારા હાથની વાત નથી. તમે કરો છો તેવા પ્રયત્નો કરવાથી તે મળી જ જાય એવો નિયમ નથી. એ રહેવી એય તમારી મરજીને આધીન નથી અને એ ભોગવાવી એય તમારી મરજીને આધીન નથી. તમે આંખો ચોળતા રહી જાવ ને એ ચાલી જાય ! આવી જાતિની તો એ આબાદી છે અને તે ઉપરાંત ભૂંડું પરિણામ તો ઉભું જ છે ! તમે જે જે માનસિક, વાચિક અને કાયિક

પાપો કર્યા છે અને કરો છો, તે દુનિયા ભલે ન જાણતી હોય, પણ તમે તો જાણો છો ને? કદિ વિચાર કર્યો કે-' આ બધાનું પરિણામ કેવું?' અ જેવા આદમીને એનો વિચાર કદિ પણ આવે આવે? આ બધા વિચારને અન્તે તમને લાગે છે તમે જેમાં આબાદી માની રહ્યા છો, તેમાં વસ્ આબાદી નથી પણ બરબાદી જ છે? તમે જે દિશ દોડી રહ્યા છો તે સાચી પ્રગતિની દિશા તો નથી એમ લાગે છે? એ મળે, ટકે અને ભોગવાય તોય શાંતિ મળતી નથી અને એના યોગે ગૂન્હાઓ વધત જાય છે, આત્મા ઉપરનો પાપનો બોજો વધતો જ છે, તો એવી આબાદીને આબાદી મનાય કે બરબા

સાહ્યબીનો ચડસ :

દુનિયાએ માનેલી પ્રગતિના શિખર ઉપર ચઢે તમે પડતો ભાળ્યો. કર્મસત્તાએ ધક્કો માર્યો. એને આવી ખબર હોત, તો તમને લાગે છે કે-એ ગા બેસત? થોડા દિવસ શેઠાઈ, સલામી, સાહ્યબી વિ ભોગવ્યા બાદ, જ્યારે કર્મસત્તાનો ધપ્પો પડતાં ગુલ કરવાનો વખત આવે છે, ત્યારે એવાઓના હૃદ કેવી હાલત થાય છે, તે કલ્પવી પણ મુશ્કેલ છે. થોડા દિ'ની સત્તા, શેઠાઇ, સલામી અને સાહ્યબ જેને ચડસ વળગી ગયો હોય છે, તેની જીન્દગી પ માલ થઈ જાય છે. ઘણા દિવસો સુધી જે સુખ ભોગ

હોય, તે સુખના કરતાં પણ, એના ગયા પછીનું મોહાધીનનું એક દિવસનું પણ દુઃખ વધી જાય છે. પંદર દિ' ભલે ચક્રવર્તિના જેવું સુખ ભોગવ્યું હોય, પણ જો સોળમે દિ' એ જાય અને આદમીને એનો ચડસ રહી જાય, તો એને એક દિ'નું પણ દુઃખ સહવું ભારે થઇ પડે છે. એવાઓ કહે કે–'આના કરતાં એ સુખ ન મળ્યું હોત તો સારૂં થાત!' તમે તમારૂં સુખ નહિ જાય, એમ માનો છો? કદાચ તમે એવું પુણ્ય લઇને આવ્યા હો કે–મરતાં સુધી ટક્યું રહે, તો પણ મૂકીને ગયા સિવાય તો છૂટકો જ નથી. એ પછી કયી દશા? આ જીન્દગીમાં તમે શું શું કર્યું એની માહિતી તમને તો છે જ, તો શોચો કે–' અહીંથી રવાના થયા પછી અહીંની કાર્યવાહીના પરિણામે તમને મળે તો શું મળે?' આ વસ્તુ ખાસ વિચારવા જેવી છે. આ વસ્તુ વિચારતાં, ભવિતવ્યતા સુન્દર હોય તો, જીવનની આખીય દિશા પલટાઇ જાય તેમ છે અને શેષ જીવન સાચી પ્રગતિની સાધનામાં જ ગાળવું એવો નિર્ણય થઇ જાય તેમ છે: પણ વાત એ છે કે–આટલો પણ વિચાર સુવિવેકપૂર્વક કરે કોણ? આવો વિચાર કરવાની દરકાર પણ બહુ જ થોડા માણસોને છે. પ્રગતિ સૌને જોઇએ છે અને તેમ છતાં પ્રગતિ માટે જરૂરી વિચારો કરવાની સાચી દરકાર થોડાને છે, એ નિશ્ચિત વાત છે. મોટો ભાગ તો ગાડરના ટોળાની જેમ હાંકયે રાખનારો છે, પણ શાથી પ્રગતિ અને શાથી અવગતિ એ જોનારો નથી.

**જે કમનશિબીને તમે ઉપાર્જી રહ્યા છો તે ભવાંતરમાં પણ તમારી સાથે જ આવવાની છે :**

મુંબાઈમાં આવીને વર્ષો સુધી મહેનત કરવા છતાં પણ જેને પચાસથી વધુ ન મળતા હોય, તેને માટે તમે એમ કહો છો ને કે-'બેવકૂફ છે, અકર્મી છે, એનામાં કશી આવડત જ બળી નથી. પચીસ વર્ષથી ભાઇ મુંબાઈમાં રખડે છે, પણ હજુ પચાસથી એકાવનમો મેળવવાની તો આય નથી ! નશિબ જોઈએ ને ? એ બીચારાનું નશિબ જ એવું છે ! આપણે તો મુંબાઈ આવ્યા ત્યારે કશું લાવ્યા નહોતા અને બે વર્ષમાં બાદશાહ થઇ ગયા !' તમે એને કમનશિબ કહો છો, પણ તમે જે કમનશિબી અહીં પેદા કરી છે અને પેદા કરી રહ્યા છો, તેનો કદિ વિચાર આવે છે ? તમે માનેલી આબાદી, કે જે નાશવંત પણ છે અને પરાધીન પણ છે, તેની પૂંઠે પડીને તમે અહીં જે કમનશિબી પેદા કરી ને કરશો, તે ભવિષ્યમાં તમારી સાથે આવશે ને ? તે દિ' તમારી હાલત કયી થશે ? દુનિયાના માણસો તેમણે માનેલી આબાદી મેળવવાને માટે કેવાં કેવાં ભયંકર કૃત્યો કરે છે, એની પૂંઠે કેવા આંધળા બને છે અને એ મળ્યા પછીથી મદમાં કેવા છકી જાય છે તથા આખર કયી દશામાં મરે છે, તે તમને સમજાવવું પડે તેમ છે ? એ બધાના યોગે તેમને ભવાંતરમાં શું મળવાનું ? જો ડહાપણ પૂર્વક તમે વિચાર કરો, તો તમને પણ સમજાયા વિના રહે નહિ કે-'અહીં જે કમનશિબી તમે ઉપાર્જી રહ્યા છે

તે ભવાંતરમાં સાથે આવવાની છે!' અને એ સમજાઇ જાય, તો સાચી આબાદી અને સાચી આબાદીને પ્રાપ્ત કરવાની દિશા એ કોઈ જૂદી જ વસ્તુ છે, એમ પણ લાગ્યા વિના રહે નહિ.

**તમને જે મળ્યું છે તે તમારી બુદ્ધિ, આવડત કે હુંશીયારીને જ આધીન નથી:**

દુનિયા કર્મસત્તાને શરણે તો છે જ. ફલાણા ગામમાં, ફલાણા ઘરે અને મા-બાપ અમૂક જ-એમ તમારી મરજીથી નક્કી કરીને કાંઇ તમે આ ગામમાં, આ ઘરમાં અને આ મા-બાપને ત્યાં જન્મ્યા નથી, પણ કર્મસત્તાએ નક્કી કર્યા મુજબ જન્મ્યા છો. તમને જે કાંઇ મળ્યું છે અને મળે છે અગર તમારી પાસે જે કાંઇ છે, રહે છે અને જે કાંઇ પણ તમારાથી આ જીંદગીમાં ભોગવાય છે, તેમાં કર્મસત્તા મુખ્યત્વે કામ કરી રહી છે. જો એમ ન હોય, તો આખી શહેનશાહત એક દિ'માં કેમ સરી જાય? તમને જે કાંઈ સાહ્યબી મળી છે તે કર્મસત્તાના યોગે મળી છે, કર્મસત્તાની મહેરબાની છે માટે રહે છે અને કર્મસત્તા જ્યાં સુધી તુષ્ટ હોય ત્યાં સુધી જ તે ભોગવવાની છે. એવા પણ શ્રીમન્તો છે કે-જેના ઘરમાં ઘણું છે, પણ તે પોતે ભોગવી શકતા નથી. આ બધું મરતાં સુધી પણ ભાગ્યશાલિની પાસે જ રહે: બાકી તો એક જીન્દગીમાં પણ કઈક રાતાં-પીળાં જોવાં પડે! તમને જે કાંઇ મળ્યું છે કે મળે છે અને

તમારી પાસે જે કાંઈ રહ્યું છે કે રહે છે તેમજ ભોગવાય છે, તે બધું તમારી બુદ્ધિને, આવડતને અને હુંશીયારી આદિને જ આભારી છે એમ ન માનો. એ માન્યતા ભૂલભરેલી છે. બુદ્ધિ, આવડત અને હુંશીયારીથી ભરેલા એવા પણ આદમીઓ છે, કે જેઓ ભયંકર પાપો કરે છે અને તેમ છતાં પણ એ બીચારાઓ રોટલા માટે રઝળતા હોય છે: અને તેમની અપેક્ષાએ મૂર્ખા ગણાય તેવા સંખ્યાબંધ આદમીઓ એવા છે, કે જે ગાદી ભોગવે છે. શહેનશાહનો અભ્યાસ, શહેનશાહની બુદ્ધિ, શહેનશાહની શક્તિ, શહેનશાહની હુંશીયારી,—એ બધું કાંઇ આજે વહી ગયું નથી. એ બધું છે, તે છતાં આજે તે શહેનશાહ નથી. એવા કુળમાં એ જન્મ્યો હતો કે—એ સીધો ગાદીપતિ બન્યો. એ કુળ પણ પુણ્યે મેળવી આપ્યું હતું. પણ જ્યાં ગાદીપતિ તરીકે રહી શકાય તે પ્રકારનું તે શહેનશાહનું પુણ્ય પરવાર્યું કે—એની બુદ્ધિ, આવડત વિગેરે એની એ છતાં પણ એને રાજગાદી છોડવી પડી. ત્યાં બીજા પણ ઘણા બુદ્ધિશાલિઓ હશે, પણ જેનું ભાગ્ય જોર કરતું હતું તેને જ રાજ્ય મળ્યું. આનો વિચાર કરો તો સમજાય કે—આ બધું મળવું, રહેવું, ભોગવાવું અને ઠેઠ મરણ સુધી ટકવું, એ નિશ્ચયથી પુણ્યોદયને જ આધીન છે.

### ધર્મસત્તાના શરણમાં શાંતિ :

આ વસ્તુ યથાર્થ સ્વરૂપે ધ્યાનમાં આવી જાય અને અંતરમાં સુવિવેક જન્મી જાય, તો આ દુનિયાની સાહ્યબી

જ્યારે મળે છે ત્યારે જે મદના ઘરનો હર્ષ આવે છે તે ન આવે અને આ દુનિયાની સાહ્યબી જાય છે ત્યારે મોહની મુંઝવણનો જે કારમો શોક થાય છે તેનાથી બચી શકાય તથા એવા વખતે પણ શાન્તિનો અનુભવ કરી શકાય. જે કોઇ સુવિવેકી બને તે, આ દુનિયામાં હોય અને દુનિયાદારીને છોડી શકે તેમ ન પણ હોય, તોય એ ઘણી અશાન્તિથી બચી શકે છે અને થોડી-ઘણી પણ શાન્તિને જરૂર ભોગવી શકે છે. એ શાન્તિ તમે પણ ભોગવી શકો તેમ છો, પણ એ ક્યારે બને? ધર્મસત્તાનું શરણ સ્વીકારો તો!

**ધર્મસત્તાની શિખામણ :**

ધર્મસત્તા શિખામણ આપે છે કે-'આ બધું મેળવી આપવું તે પુણ્યનું કામ છે અને આ બધું જવું તે પાપનું કામ છે. પુણ્યનો ઉદય હોય તો મળે અને પાપનો ઉદય હોય તો મળેલુંય જાય! એમાં આબાદી માનીને એ મળે ત્યારે નાચવું અથવા એને મેળવવા માટે ગમે તેમ કરતાં પણ પાછું વાળીને જોવું નહિ, તે કેવળ બરબાદીનો માર્ગ છે.' કર્મસત્તાના યોગે મળેલી આબાદીમાં કે બરબાદીમાં મુંઝવણ નહિ થવા દેનાર અને શાન્તિનો અનુભવ કરાવનાર ધર્મસત્તા છે. દુન્યવી આબાદીના સમયમાં મદ, ઘેલછા વિગેરેથી બચાવી લઇને મળેલી સામગ્રીનો સદુપયોગ કરાવે અને દુન્યવી બરબાદીના સમયે આત્માને દુર્ધ્યાનથી તથા બીજાં પાપોથી બચાવે, એવી

તાકાત કેવળ ધર્મસત્તામાં જ રહેલી છે. ધર્મસત્તાને શરણે ગયા, એટલે અશાન્તિ ભાગવા માંડે અને શાન્તિ દૂર રહી શકે નહિ.

**આ મેળવવું, ટકાવવું અને ભોગવવું
-એ તમારા હાથની વાત નથી :**

કર્મની અનુકૂળતાના યોગે મળેલી આબાદીમાં ભાનભૂલા બની જવું, એ આબાદીની નહિ પણ બરબાદીની દિશા છે. ધર્મસત્તા આ વિગેરે બધું સમજાવે છે અને જે કોઇ એના શરણને સ્વીકારે છે, તેને ધર્મસત્તા સાચી આબાદી પ્રાપ્ત કરાવી આપે છે : એટલે ધર્મસત્તાને શરણે જવું, એ જ વાસ્તવિક પ્રગતિની સાચી દિશા છે. તમને જો આ નિર્ણયમાં વાંધો લાગતો હોય, તો તમારે એ સમજાવવું રહ્યું કે–' આ બધું મેળવવું, ટકાવવું અને ભોગવવું એ વિગેરે અમારા હાથની વાત છે.' સમર્થ જ્ઞાનિઓ કહે છે અને તે મુજબ હું પણ કહું છું કે– ' આ બધું મેળવવું એય તમારા હાથની વાત નથી, તમને મળી ગએલું તમારાથી ભોગવાવું એય તમારા હાથની વાત નથી અને તમારી પાસે ટકી રહેવું એય તમારા હાથની વાત નથી!' જેના મનમાં એવી ખૂમારી હોય કે–'આ બધું મેળવવું, ટકાવવું કે ભોગવવું એ અમારા હાથની વાત છે.'–તે કહે! પણ એ કહેવાય તેમ નથી! એ જાણે છે કે–મારી નજર સામે જ મારા કરતાંય કઈંક સારા હતા તે ઉડચા. કદાચ કોઇ ખૂમારીનો માર્યો

અહીં એવું કહી પણ દે કે–' આ બધું મેળવવું, ભોગવવું અને ટકાવી રાખવું એ મારા હાથની વાત છે' તો પણ તેને મરતાં કબૂલ કરવું પડે તેમ છે કે–દુન્યવી સામગ્રી મળવી, ટકવી અગર ભોગવાવી એ વિગેરે કર્માધીન છે. આથી સિદ્ધ છે કે–કર્માધીન આબાદીમાં પ્રગતિ માનવી અને એની જ પ્રાપ્તિને માટે પ્રયત્નશીલ બન્યા રહેવું, તે વસ્તુતઃ સાચી પ્રગતિની સાચી દિશા નથી, પણ આત્માની બરબાદીની જ દિશા છે. આ જ કારણે કહેવું પડે છે કે–આજે દુનિયા આબાદીની કલ્પનાથી બરબાદીના માર્ગે દોડી રહી છે. અજ્ઞાન દુનિયાએ જેમાં અને જેના યોગે આબાદી માની છે, તેનો જો ડહાપણપૂર્વક વિચાર કરવામાં આવે, તો તેને ય લાગે કે–આમાં કશી આબાદી નથી, પણ કેવળ બરબાદી જ છે.

**પરમાં સુખ મનાઇ રહ્યું છે માટે બરબાદી :**

હવે એ વિચાર કરો કે–સાચી પ્રગતિ સધાવી એ ક્યારે શક્ય છે ? એ માટે–' શરીર તે હું નથી. '–એ વાત સૌથી પહેલાં સમજી લેવી પડશે. આત્મા અને શરીર–એ એક નથી, પણ ભિન્ન ભિન્ન છે. આત્મા હતો, છે અને રહેશે. શરીર બદલાયા જ કરે છે. આપણે તે આ શરીર નહિ, પણ આત્મા એ જ આપણે છીએ. આથી આપણને આ શરીરને બદલે આત્માની જ ચિન્તા હોવી ઘટે. સંયોગવશ આ શરીરની ચિન્તા કરવી પડે એ શક્ય છે, પરન્તુ આપણને આ શરીરની ચિન્તા કરવી પડે તો પણ

તે આત્માના હિત પૂરતી જ કરીએ. શરીરમાં રાગી બનીએ નહિ, પણ શરીરના સદુપયોગથી આત્માનું હિત સાધીએ. શરીરના રાગે તો કેઈને પાગલ બનાવી મૂક્યા છે. ચાલતાં મોંઢું જૂઓ છો, સાફસુફ કર્યા કરો છો, એને સાચવવાના પ્રયત્નો કર્યા કરો છો, પણ એ તમારૂં નથી. આ શરીર જેમ વસ્તુતઃ આપણું નથી, તેમ આપણે તે આ શરીર પણ નથી. હવે વિચારો કે-શરીર તે હું નહિ, તો હું કોણ? આત્મા. તમે દુનિયાની વસ્તુઓને મેળવવાને માટે જે મથી રહ્યા છો, તે શરીરના સુખ માટે કે આત્માના સુખ માટે? જે વસ્તુ અંદરનાને કામ ન લાગે, એટલું જ નહિ પણ અંદરનાને બરબાદ કરે, તે શા કામની? આ બધી વસ્તુઓ અંદરનાના સુખ માટે નથી, એમ તમને લાગે છે? અંદરનાને સુખ આપનારી વસ્તુ જૂદી છે. શરીર નિરોગી હોય, લક્ષ્મી અઢળક હોય, સલામીની ખામી ન હોય, ખાવા-પીવા માટે સંખ્યાબંધ વસ્તુઓ હોય, મોટર-ગાડી-બંગલા-બગીચા હોય અને છોકરાને ઘેર છોકરા હોય, પણ જો એક શોકસમાચાર આવે તો તે મહીં વસવસો પેદા કરી દે છે: અને એ વસવસાના યોગે પ્રાયઃ દુનિયાની બધી સામગ્રી નિરૂપયોગી જેવી પણ લાગી જાય છે. દુનિયાના પદાર્થો અંદર રહેલાથી પર છે, એટલું જ નહિ પણ આ શરીર પણ પર છે. આ પરના યોગમાં આજે સુખ મનાઈ રહ્યું છે, એથી જ આત્માની બરબાદી થઈ રહી છે. વસ્તુતઃ તો, પરનો આત્માની સાથેનો જે એકમેક જેવો યોગ

છે, તે જ આપણી સાચી આબાદીમાં આડ રૂપ છે. આત્મા સાથેનો એકમેક રૂપ બનેલો જે પરનો યોગ છે, તે યોગ ટળે અને એથી આત્મા પરિપૂર્ણપણે નિર્મલ બને, એટલે આબાદી જ આબાદી છે.

**સાચી પ્રગતિ અને તેની સાચી દિશા :**

આત્મા પોતે સુખમય છે, પણ જ્યાં સુધી એના ઉપર પ્રવર્તી રહેલી કર્મસત્તાથી તે અળગો ન થાય, ત્યાં સુધી તે પોતાની સ્વાભાવિક સુખમયતાને-નિરૂપાધિકતાને પામી શકતો નથી. સાચી પ્રગતિ સાધવી હોય, તો કર્મસત્તાને તોડવાના પ્રયત્નો કરવા જોઈએ. દુનિયામાંથી કર્મસત્તા નાબૂદ થઇ જવાની નથી, પણ આપણે આપણા આત્માને તેની સત્તામાંથી મુક્ત બનાવવાનો છે. એ માટે શું કરવું જોઈએ? આપણે પહેલાં જ કહી આવ્યા છીએ કે-રાજસત્તા અને કર્મસત્તા એ બન્નેય સત્તાઓથી બચાવી લઈને, આત્માને ઉંચા સ્થાને, સાચી પ્રગતિના શિખરે પહોંચાડનાર કોઈ પણ હોય, તો તે એક ધર્મસત્તા જ છે. ધર્મસત્તાનું શરણ સ્વીકારવું, તે સાચી પ્રગતિની સાચી દિશાનો સ્વીકાર કરવા રૂપ છે અને કર્મસત્તાથી સર્વથા પર થઈ જવું તે સાચી પ્રગતિના શિખરે પહોંચવા જેવું છે. આટલું સમજાઇ ગયા પછીથી, જો કોઇ એવો પ્રશ્ન કરે કે-'સાચી પ્રગતિ કયી? અને સાચી પ્રગતિની સાચી દિશા કયી?'-તો એ જ કહેવું પડે કે-'ધર્મસત્તાનું શરણ સ્વીકારવું તે સાચી

પ્રગતિની સાચી દિશાનો સ્વીકાર છે અને ધર્મસત્તાને શરણે રહીને આત્મા ઉપર પ્રવર્તી રહેલી કર્મસત્તાને સર્વથા દૂર કરીને આત્માના મૂળભૂત સ્વભાવને પ્રગટાવવો તે સાચી અને સંપૂર્ણ પ્રગતિ છે!' આવો જવાબ ક્યારે દઈ શકાય ? ત્યારે જ, કે જ્યારે આપણને એવી ખાત્રી થઇ જાય કે- ધર્મસત્તાનું શરણુ સ્વીકાર્યા વિના સાચી પ્રગતિ સધાય, એ શકય જ નથી !

દુનિયાનાં બન્ધનોનો ત્યાગ :

સાચી પ્રગતિની સાચી દિશાને ઓળખ્યા પછીથી પણુ, ધર્મસત્તાના સ્વતંત્ર પ્રરૂપક એવા શ્રી વીતરાગ અને સર્વજ્ઞ પરમાત્માએ ફરમાવેલા ઉપાયોના સેવનમાં પ્રયત્નશીલ બનવું પડશે. એ માર્ગે આવવા માટે–' શરીર તે હું નહિ, જે જન્મ્યું તે મરવાનું અને હું બીજે જવાનો છું.'–આ વાત પહેલાં સમજી લેવી પડશે. પર વસ્તુઓની પ્રાપ્તિમાં પ્રગતિ નથી, પણુ પર માત્રથી મૂકાઈ જવામાં પ્રગતિ છે, એ પણુ બરાબર સમજી લેવું પડશે અને તો જ ધર્મની આરાધના વાસ્તવિક પ્રકારે થઈ શકશે. પર માત્રથી મૂકાવાને માટે જ્ઞાનિઓએ સર્વત્યાગનો ઉપાય દર્શાવ્યો છે અને જેઓ સર્વત્યાગ કરી શકે નહિ તેમને માટે પરથી પાછા હઠવાને માટે અને ત્યાગને નજદિક લાવવાને માટે જ્ઞાનિઓએ દુનિયાદારીમાં રહેવા છતાં પણુ પર વસ્તુઓનો સદુપયોગ કરવાનો રસ્તો બતાવ્યો છે. ત્યાગ કરે તેને ય બાકીનાનો સદુપયોગ

કરવાનો તો રહે છે જ. બાકીનાનો સુન્દરમાં સુન્દર ઉપયોગ કરી શકાય અને સાચી પ્રગતિ જલ્દિ સાધી શકાય, એ માટે સર્વત્યાગ છે. દુનિયાના પદાર્થોના ત્યાગમાં જ સાચી પ્રગતિની વધુમાં વધુ સાધના છે. દુનિયાનાં બંધનો છૂટે નહિ, ત્યાં સુધી પ્રગતિ સધાય તો પણ તે પ્રાય: નામની જ સધાય. તમારે પ્રગતિ કયી રીતિએ સાધવી છે ? આ કુટુંબોમાંથી મરીને જવું તેમાં મઝા છે કે જીવતે જીવતે, હસતે હસતે, આત્માના હિત ખાતર મૂકીને ચાલી નીકળવું એમાં મઝા છે ?

**સદુપયોગ માટે ચાર ગુણો :**

જેનાથી આ કુટુંબ આદિ પર વસ્તુઓ મૂકી શકાય તેમ ન હોય, તેઓ પોતાને મળેલી તે તે વસ્તુઓનો સદુપયોગ કરવા માંડે, તો પણ તેઓ સાચી પ્રગતિના સાધક બની શકે. વાસ્તવિક રીતિએ સદુપયોગ પણ ક્યારે થાય ? 'આ બધી વસ્તુઓ પર છે, મારી નથી'– એમ લાગે ત્યારે ! 'આ બધી કર્મની લીલા છે, એમાં જો હું રાચ્યો, માચ્યો, મુંઝાયો અને પરવશ બન્યો, તો મારી આબાદી નથી પણ બરબાદી છે.'–એમ લાગ્યા વિના, અનન્તજ્ઞાનિઓ ફરમાવે છે તેવો ઉત્તમ કોટિનો સદુપયોગ પણ થવાનો નથી. ત્યારે સદુપયોગ કરવાને માટે શું કરવું જોઇએ ? ચાર ગુણો પ્રગટાવવા જોઇએ. ઉદારતા, સદાચાર, સહિષ્ણુતા કે ઇચ્છાનિરોધ અને સદ્‌વિચાર. આ ચાર ગુણો જેમ જેમ ખીલતા જાય, તેમ તેમ સાચી પ્રગતિ નજદિક આવતી જાય.

ઉદારતા :

ઉદારતા એટલે માત્ર પૈસા દેવા એમ નહિં. સાચો ઉદાર તે, કે જેનામાં એ વૃત્તિ આવે કે–'મારે કોઈનું ન ખપે અને મારૂં સૌના ઉપયોગમાં આવો. મારે કોઈનું ય નથી જોઈતું, પણ જે મારૂં છે તે સૌના કામમાં આવો.' આવી ઉદારતા ક્યારે આવે? દુન્યવી વસ્તુઓની પ્રાપ્તિમાં આબાદી માની છે, તે માન્યતા નીકળી જાય તો! 'દુન્યવી વસ્તુઓની પ્રાપ્તિમાં આબાદી નથી.'– એ માન્યતા આવ્યા વિના, ઉદારતાનો વાસ્તવિક ગુણ આત્મામાં પ્રગટે એ શક્ય નથી. 'આ બધી વસ્તુઓ તજવા જેવી છે.'–એ વૃત્તિ તમે આજ સુધી કેળવી નથી, એટલે તમને ત્યાગની વાતો નવાઇ રૂપ લાગે છે, પણ એ મનોવૃત્તિ કેળવ્યા વિના સાચી ઉદારતા નહિ આવે. આ ઉદારતા, એ એક એવો ઉપાય છે, કે જે ઉપાયના સેવનથી ત્યાગ એની મેળે ચાલ્યો આવે. પૂર્વના કર્મે તમને જેટલી આબાદી આપી છે, તેનો જેમ બને તેમ વધારે અને જેમ બને તેમ વહેલો સદુપયોગ કરી લો. કર્મ રાખે ત્યાં સુધીમાં તમે તમારી આ સામગ્રી દ્વારા જેટલું વધારે સધાય તેટલું સાધી લો. આ બધી સામગ્રી ક્યારે ચાલી જશે, તે નિશ્ચિત રૂપે જ્ઞાનિઓ સિવાય કોઇ જાણતું નથી. કદાચ તેવા પ્રકારના તમારા પુણ્યના યોગે આ બધી સામગ્રી તમારી પાસે જીવનના અન્ત સુધી ટકી જશે, તો પણ અન્તે તમારે એને મૂકીને જવું પડશે એ નક્કી વાત છે.

વર્તમાનના પ્રસંગનો સદુપયોગ કરી લો. જૂઓ કે–આખું રાજ્ય જોત–જોતાંમાં મૂકી દેવું પડ્યું! વિચારો કે–'એનું કેમ ગયું અને મારૂં કેમ રહ્યું?' વિવેકપૂર્વક વિચારનારનો આત્મા કહેશે કે–'એનું એ પુણ્ય ખલાસ થયું માટે ગયું અને મારૂં પુણ્ય છે માટે રહ્યું છે.' પછી આત્મા કહેશે કે–'જે દિ' મારૂં પુણ્ય પરવારશે, તે દિ' આમાંનું કાંઇ મારૂં રહેવાનું નથી.' જ્યારે તે જાય તેવું છે, જવા માંડે તો ખાળ્યું ખળાય તેમ છે નહિ અને કદાચ ટકી જાય તો પણ છેવટ મારે મૂકીને જવાનું તો છે જ, તો હું આનો સદુપયોગ કાં ન કરી લઉં?–એ વૃત્તિ ઉદારતા લાવવાને માટે પણ કેળવવી પડશે.

'સારીય દુનિયાનું ભલું થાઓ અને કોઈનું ય ભૂંડું ન થાઓ'–એ વૃત્તિ પણ ઉદારતા જેવા મહાગુણને કેળવવા માટે કેળવવી પડશે. 'બને તો હું કોઈના પણ ભલામાં હોઉં, પણ કોઈના ય ભૂંડામાં તો હોઉં જ નહિ. મારો ભાગ હોય તો કોઈના ભલામાં હોય, પણ કોઇના ભૂંડામાં તો મારો ભાગ હોય જ નહિ! ભીખ માગવી પડે તો ભીખ માગીને નિર્વાહ કરૂં તે હા, પણ કોઈનું પેટ કુટે તેમ તો હું મારૂં પેટ ભરૂં જ નહિ.'–આવા આવા પ્રકારની વિચારણાઓ ઉદાર આદમીના અન્તરમાં પ્રગટ્યા વિના રહેતી નથી. જેના અન્તરમાં આ પ્રકારની વિચારણાઓ સ્ફુરતી નથી અને આથી વિપરીત કોટિની વિચારણાઓ સ્ફુરે છે, તે આદમી વસ્તુતઃ ઉદારતા ગુણનો સ્વામી છે જ નહિ!

એ ખાવા–પીવામાં ઉદાર હોય અને ખવડાવવા–પીવડાવવામાં ય ઉદાર હોય. ખાવા–પીવામાં તે સામાને અનુકૂળ જ નિવડે અને ખવડાવવા–પીવડાવવામાં તો પૂછવું જ શું ? જેમ તે દેવામાં ઉદાર હોય, તેમ તે લેવામાં પણ ઉદાર હોય. અન્યાયથી લે નહિ, ત્રાસ આપીને લે નહિ અને ન્યાયનું લેણું હોય તો પણ તે લેવામાં સામાને આફતમાં મૂકે નહિ. આજે એકેય વાતમાં ઠેકાણું છે ? આજે તો મોટે ભાગે પેટ માગે તેટલું ખાઈએ, એ ઉદારતા છે ને ? ખાવાનું થોડું પણ હોય, તે છતાં પણ ખાતાં પહેલાં ભૂખ્યાને દેવાનું મન થાય, તે ઉદારતા છે.

ઉદારતા ગુણ આવ્યો એટલે દુનિયાદારીનો વ્યવહાર પણ નીતિપ્રધાન બન્યા વિના રહે નહિ. ઉદારતા ગુણવાળો કલુષિત ધંધાઓ કરવામાં તત્પર હોય નહિ. ‘ જે બજારમાં હું એકલો હસું અને બીજા સો રડે, સો રડે તો જ હું હસી શકું, એવા બજારમાં મારૂં સ્થાન ન હોય. ’–એમ એને લાગે તો ખરૂં જ !

ભગવાન શ્રી મહાવીરદેવના આત્માએ, ધર્મની પ્રાપ્તિ થતાં પૂર્વે પણ, શ્રી નયસારના ભવમાં ઉત્તમ કોટિની ઉદારતાનું દર્શન કરાવ્યું છે. શ્રી નયસાર એક ગ્રામચિન્તક હતા. એક વાર શ્રી નયસાર રાજાના હુકમથી ઉત્તમ કાષ્ટો લેવાને માટે ભયંકર અટવીમાં ગયા. ભયંકર અટવી છે, મધ્યાહ્નનો સમય છે, ભોજન

તૈયાર છે, નોકરોએ લાવીને ઉત્તમ રસવતી રજૂ કરી છે અને શ્રી નયસાર પોતે ભૂખ્યા છે, એવા સમયે અને એવા સ્થાને પણ એમને-' કોઈ અતિથિ આવે તો દઈને પછી ખાઉં. '-એવો વિચાર થાય છે. જ્યાં શસ્ત્રધારિઓ પણ એકાકી વિચરી શકે નહિ, એવી અટવીમાં અતિથિ હોય ? પણ હૃદયમાં રહેલો ગુણ, એ વિચાર ઉત્પન્ન કરે છે. આ જેવી-તેવી વાત છે? આજે જમવા બેસતી વખતે, શહેરમાં પણ,-' અતિથિ આવી જાય તો આપીને જમું. '-એ વિચાર આવે છે ખરો ? પણ કહો ને કે-' એવા વિચારો કરવાની ફુરસદ જ ક્યાં છે?' ખાવા માટે ય પોતાને જ જ્યાં શાન્તિ ન હોય, ત્યાં એવા વિચારો આવે જ ક્યાંથી ?

દેવામાં જ નહિ પણ લેવામાં ય ઉદારતા જોઈએ. સાથેના વ્યાપારિઓ ખાલી હાથે જાય, તે ઉદારતા ગુણ-વાળા વ્યાપારિને પસંદ ન પડે. પોતે ખાતો હોય અને બીજા જોયા કરે, તે એને પસંદ ન હોય. પોતાનો પાડોશી દુઃખી હોય, તે એને પસંદ નહિ. દુનિયામાં પુણ્યયોગે મળેલા પદાર્થોનો સદુપયોગ કરવો, તે પણ સાચી પ્રગતિને સાધવાનો માર્ગ છે. ઉદારતા ગુણ પ્રગટે તો જ એ બની શકે. ઉદારતા એ એક એવી જાતિનો ગુણ છે કે-એનાથી બીજા ગુણો આકર્ષાઈને આવી જાય છે. ઉદારતા ગુણ આવવો સહેલો નથી અને એ ગુણ આવ્યા પછીથી પણ એ ટકવો એ સહેલું નથી. એ ગુણ બીજા ગુણો આવે તો જ ટકે અને ખીલે !

તમે ઉદાર છો કે કેવા છો ? નીતિ બહાર કોઇનું આવતું હોય, તો તે ન લો ને ? અનીતિપૂર્વકનો ધંધો સારો કે નીતિપૂર્વકની ભીખ સારી ? ઉદારતા ગુણવાળો અનીતિખોર, પ્રપંચી, પારકું પડાવી લેનારો ન હોય. કોઇને એ આફત દેનારો ન હોય, પણ બને તો કોઇની આફત પોતાને માથે લઇ લેનારો હોય. પોતાના કારણે કોઇ આફતમાં ન મૂકાય એની એને કાળજી હોય અને એથી કોઇ પોતાના કારણે આફતમાં મૂકાય, તો એને એનું દુ:ખ તો જરૂર થાય.

સદાચાર :

આ ઉદારતા ગુણ જેમ મહાન છે, તેમ જીવનમાં એને કેળવવો એ પણ સહેલું નથી. દુન્યવી વસ્તુઓની આબાદીમાં પોતાની આબાદી માનનારો કદિ પણ આ ગુણને કેળવી શકે નહિ. એના મોહમાં જે પોતાની બરબાદી માને અને એનો સર્વથા ત્યાગ નથી થઇ શકતો માટે સદુપયોગ કરવાની વૃત્તિ કેળવે, તે ઉદાર બની શકે. પર માત્રથી મૂકાવામાં જ મારી સાચી પ્રગતિ છે, એમ એને ભાસી જવું જોઇએ. ઉદારતા ગુણને ટકાવવા તથા ખીલવવાને માટે સદાચારી બનવું એ પણ જરૂરી છે. દુરાચારી કદિ સાચો ઉદાર બની શકે નહિ. દુરાચારનો ત્યાગ અને સદાચારનું સેવન, એ નહિ તો સાચી ઉદારતા નહિ. દુરાચારથી યથાશકય પાછો હઠે અને સદાચારમાં યથાશકય પ્રવર્તે, તેની ઉદારતા પણ

ઉંચી કોટિની બને. દુનિયામાં અનાચારો કેટલા ? કોઈ પણ પ્રાણિની હિંસા કરવી તે અનાચાર છે, અસત્ય બોલવું તે અનાચાર છે, કોઈનીય વસ્તુ વગર રજાએ લઇ લેવી તે અનાચાર છે, વિષયવિલાસ એ અનાચાર છે અને દુનિયાના પદાર્થો ઉપર મમત્વ એય અનાચાર છે. આ જાતિના અનાચારોમાં ખૂંચેલા અને એમાં રક્ત બનેલા વર્ગમાં ઉદારતાનો ગુણ ટકી શકતો નથી. એ અનાચારોનો સર્વથા ત્યાગ તો દુનિયાનાં બંધનોના ત્યાગી કરી શકે, પણ દુનિયાદારીમાં રહેલા આત્માઓય એ અનાચારોનો અમૂક અમૂક અંશે તો ત્યાગ કરી શકે છે. એ સાથે સદાચારોનું સેવન પણ જોઇએ. અનાચારથી પાછો ફરવા માંડેલો અને સદાચારની સન્મુખ બનેલો આત્મા, ઉદારતા ગુણને સારી રીતિએ મેળવી અને ટકાવી શકે છે. અનાચારમાં રક્ત બનેલાઓ ઉદારતા ગુણને મેળવી શકતા પણ નથી અને ઉદારતા આવ્યા પછી દુર્ભાગ્યે અનાચારમાં રક્ત બની જનારાઓ પોતાના ઉદારતા ગુણને ટકાવી શકતા પણ નથી.

ઇચ્છાનિરોધ :

ત્રીજો ગુણ છે-ઇચ્છાનિરોધ. જે મળે એમાં સંતુષ્ટ બનવું. પૌદ્ગલિક ઇચ્છાઓ ઉપર કાબૂ કેળવવો. તમને લાગે છે કે-તમારા જેવા અસંતુષ્ટો શ્રી આબુજી જેવું તીર્થ બનાવી શકે ?

સ૦ એ બધા પાસે તો ઘણું હતું.

ઘણી ઘણી સંપત્તિ હોવા છતાં પણ, જેનો આત્મા અમૂક અંશે અને અમૂક રીતિએ સંતુષ્ટ અને દીલાવર ન બન્યો હોય, તેનાથી એવું બની શકે જ નહિ,–એમ ત્યાંની કારીગરી વિગેરે જૂઓ અને ઈતિહાસ વાંચો તો માલૂમ પડયા વિના રહે નહિ. ઇચ્છાનો નિરોધ કરવાની વૃત્તિ આવે, ત્યારે સાચો સંતોષ આવે. જે આદમી ઇચ્છાનો નિરોધ કરવાની વૃત્તિવાળો હોય, તે જ સાચો સદાચારી અને સાચો ઉદાર બની શકે. જેની ઇચ્છાઓ ઉપર અંકુશ ન હોય, તેવો અસંતોષી ઉદાર બને કે ઘર ભરે ? અને જ્યાં ઘર ભરવાની વૃત્તિ આવી, એટલે સદાચાર જાળવે કે સદાચારને નેવે મૂકે ?

શ્રી સિદ્ધગિરિજીનો ઉદ્ધાર કરાવનાર શ્રી વાગ્ભટ્ટ મંત્રિએ, શ્રી સિદ્ધગિરિજીનો ઉદ્ધાર થઈ ગયાના સમાચાર આપનારને જે ઇનામ આપ્યું હતું, તેના કરતાં તેમણે જે સુધરાવ્યું હતું તે તૂટી ગયાના સમાચાર લાવનારને બેવડું ઈનામ આપ્યું હતું.

પ્રશ્ન થાય છે કે–'કેમ એમ ?'

શ્રી વાગ્ભટ્ટ મંત્રી એ જ કહે છે કે–'મારો એવો પુણ્યોદય ક્યાંથી કે–મારા હાથે ફરીથી ઉદ્ધાર થાય ? મારા જીવતાં મન્દિર તૂટ્યું તો હું ફરી કરાવી શકીશ. મારા મર્યા બાદ પડત, તો મને લાભ મળત નહિ !'

પોતે જાતે ત્યાં આવે છે. કારીગરોને કારણ પૂછે છે. કારીગરો કહે છે કે–'અંદર પવન પેસી ગયો છે.'

શ્રી વાગ્ભટ્ટ મંત્રી કહે છે કે–'કાઢી નાખો !'

કારીગરો કહે છે કે–' પવન કાઢી નાખવામાં મોટી મુશ્કેલી નડે તેમ છે.'

શ્રી વાગ્ભટ્ટ મંત્રી પૂછે છે કે–'એવી તે કયી મુશ્કેલી છે?'

કારીગરો કહે છે કે–'જો પવન કાઢીએ તો ઉદ્ધાર કરાવનારનો વંશ ટકે નહિ. શિલ્પનો એવો નિયમ છે.'

હવે વિચાર એ ઉભો થાય છે કે–'મન્દિર ટકાવવું કે વંશ ટકાવવો ?'

કારીગરો ચિન્તા કરે છે કે–'શું થાય ?'

શ્રી વાગ્ભટ્ટ મંત્રી નિર્ણય કરે છે કે–'વંશ રહે તોય શું અને જાય તોય શું? વંશ જતો હોય તો ભલે જાઓ, પણ મન્દિર આબાદ રહો !'

આવો નિર્ણય કરીને શ્રી વાગ્ભટ્ટ મંત્રી કારીગરોને હુકમ કરે છે કે–'પવન કાઢી નાખો.'

વિચાર કરી જૂઓ કે–ઈચ્છા ઉપર કેટલો બધો કાબૂ કેળવ્યો હશે, ત્યારે આવા નિર્ણય ઉપર આવી શકાયું હશે? આજની દુનિયા સન્તાન માટે શું નથી કરતી? ઈચ્છાનિરોધ વિનાના સદાચારની કે ઉદારતાની વાસ્તવિક કિંમત અંકાતી નથી. ઉદારતા અને સદાચારની સાથે, ઇચ્છાનિરોધ પણ જોઇએ જ.

**સદ્‌વિચાર**

હવે ચોથો ગુણ–સદ્‌વિચાર. દુશ્મનનુંય ભૂંડું કરવાનો વિચાર નહિ. સ્વ–પરના આત્માનું ભલું કેમ થાય,

એ જ વિચાર. સદ્‌વિચાર વિના કયો ગુણ વાસ્તવિક રીતિએ પ્રગટે અને ખીલે ? સાચી ઉદારતાનો ગુણ, સાચા સદાચારનો ગુણ અને વાસ્તવિક ઈચ્છાનિરોધનો ગુણ—એ ત્રણેય ગુણોના પ્રગટીકરણ માટે તેમ જ એ ત્રણેય ગુણોની ખીલવણીને માટે મૂળ આધારભૂત કોઈ વસ્તુ હોય, તો તે સદ્‌વિચાર છે. સદ્‌વિચાર એટલે શુદ્ધ ભાવ. શુદ્ધ ભાવના યોગે જ, ઉદારતા આદિ ગુણો સાચી સાર્થકતાને પામી શકે છે.

ઉપસંહાર :

આ ચાર ગુણો જેનામાં હોય, તેનામાં કયી વાતની કમીના હોય ? જે ઉદાર હોય, સદાચારી હોય, અનાચારથી પર હોય, ઇચ્છાનિરોધનો સાધક હોય અને સદ્‌વિચારી હોય, તે આબાદ કહેવાય કે ઔદાર્ય આદિ ગુણોથી જે વંચિત હોય તે આબાદ કહેવાય ? આ દુનિયામાં પણ ઉદારતા આદિ ગુણોવાળો સાચો આબાદ કહેવાય કે દુનિયાના નાશવંત અને પરાધીન પદાર્થોની પૂંઠે પાગલ બનીને જે ભટકયા કરે તથા જેને આત્માનું ભાન પણ ન હોય, તે આબાદ કહેવાય ?

‘પૈસા હો કે ન હો, સ્થિતિ હો કે ન હો, ગાડી–મોટર હો કે ન હો, પણ મારે તો મારા આત્માનું ભલું સાધવું છે. મારા આત્માને કર્મસત્તામાંથી બહાર કાઢવો છે.’—એવા એવા વિચારોથી જે ઉદાર બન્યો હોય, સદાચારી બન્યો હોય અને ઇચ્છાઓનો નિરોધ કરનારો

બન્યો હોય, તે જ આ દુનિયામાં પણ સાચો આબાદ છે. એ જ સાચી પ્રગતિની સાચી દિશાએ છે.

એ ગૂન્હો કરે ? પાપ કરે ? ગૂન્હો કે પાપ પ્રાયઃ કરે નહિ અને થઇ જાય તોય તેનો પશ્ચાત્તાપ તથા પ્રાયશ્ચિતાદિ કર્યા વિના પણ એ રહે નહિ! આ રીતિએ આત્માના ગુણો ખીલવાના યોગે તે સાચી શાન્તિને પામી શકે છે. એ શાન્તિના યોગે આ લોકમાં પણ એ ઉત્તમ સુખને ભોગવી શકે છે અને એનો પરલોક પણ સુન્દર બને છે: કારણ કે-અહીં ગૂન્હા કે પાપ કરેલ નથી અને જે ગૂન્હા કે પાપ થઈ ગયેલ હોય, તેનો પશ્ચાત્તાપ કર્યા કર્યો છે.

બીજી તરફ દુનિયાનું મળે તેટલું મેળવી લેવાની ભાવનાવાળો, સદાચારમાં મીંડું વાળનારો, સ્વચ્છન્દ બની રખડનારો, ભલે કદાચ તમારી આંખે આબાદ દેખાતો હોય, તો પણ એ આબાદ નથી. એને અહીં શાન્તિ મળે નહિ, મરતાં સુધી એની અશાન્તિનો પાર નહિ અને તેની ભાવિ સ્થિતિ ખરાબ થવાની, એ નિશ્ચિત વાત છે.

ઉદારતા, સદાચાર, ઇચ્છાનિરોધ અને સદ્‌વિચાર-આ ચાર ગુણવાળો જે હોય, તે અહીં જીવતાં પણ આબાદ અને મરતાં તથા મર્યા પછીથી પણ આબાદ. એ જીવનમાં શાન્તિ અનુભવી શકે અને એને મરતાં પણ મુંઝવણ થાય નહિ. મરણ સમયે પણ એ આનંદી દેખાય ! એને ખાત્રી હોય કે-' અહીંથી મરીને પણ મારે હવે સારે ઠેકાણે જ

જવાનું છે. ખરેખર, એવા આદમીઓનું જીવન જ આબાદ છે. જ્યારે અહીં દુનિયાના પદાર્થોને માટે લાયલેપા કરનાર, પુણ્યના યોગે પ્રાપ્ત થયેલી વસ્તુઓને મેં મારી બુદ્ધિ–આવડત–હોંશીયારીથી મેળવી છે એમ માનનાર અને જીવનભર એને મેળવવા–સાચવવા–ભોગવવા વિગેરેમાંથી ઉંચા નહિ આવનારનું જીવન તો બરબાદ જ થઇ રહ્યું છે.

આજની દુનિયા પ્રગતિ ઇચ્છી રહી છે: પ્રગતિને માગવાનો અને મેળવવાનો સૌને હક્ક છે: પણ પ્રગતિના નામે બરબાદીની દિશાએ આજની દુનિયા ધસી રહી છે. પ્રગતિની સાધનાના નામે અહીં રીબાય છે, દુઃખ ભોગવે છે અને અવગતિ સાધે છે. આથી તમને ભલામણ છે કે–તમને આવું કિંમતીમાં કિંમતી મનુષ્યજીવન મળ્યું છે, તો તમે એવી રીતિએ જીવો, કે જેથી તમારી અન્તિમ પ્રગતિ સહેલી બને, ભવાંતરમાં પ્રગતિ નજદિક ચાલી આવે, આ ભવમાં શાન્તિ મળે, ગૂન્હાઓ વિનાનું જીવન બની જાય અને એથી પરભવમાં શી દશા થશે તેની ચિન્તા રહે નહિ.

એ માટે તમે જો આ જીવનમાં દુનિયાનાં બંધનોને તજી કેવળ આત્માની જ આબાદી માટે પ્રયત્નશીલ બનો તો ઝટ બેડો પાર થઇ જાય. કદાચ તમે તે બંધનોને ન તજી શકો, તો પણ તમારે માટે આત્માની આબાદીને સાધવાનો માર્ગ છે. ઉદારતા, સદાચાર, ઇચ્છાનિરોધ અને સદ્વિચાર–આ ચાર ગુણોને કેળવીને જે આ

જીવનમાં શાન્તિથી જીવે છે, તે પણ ભવિષ્યમાં પોતાની આબાદીને સાધવાની વધારે તૈયારી કરે છે. ભવાંતરમાં તે અધિક આબાદીને પ્રાપ્ત કરશે અને ક્રમે કરીને તે સંપૂર્ણ આબાદીને પણ પામશે.

આપણે તો સાચી આબાદી કે પ્રગતિ, જે કહો તે, તેને માનીએ છીએ કે–જે આવ્યા પછીથી ઉપાધિ નામ માત્રની પણ રહે નહિ! જે આવ્યા પછીથી એક અંશ માત્ર પણ ઘટે નહિ કે જાય નહિ અને જે આવ્યા પછીથી કાંઈ મેળવવાપણું બાકી રહે નહિ, એ જ સાચી અને પૂરેપૂરી આબાદી છે. સૌ કોઇ એવી આબાદીને પામો અને એ માટે જ્ઞાનિઓએ દર્શાવેલા માર્ગે આવો,–એ જ આપણી શુભેચ્છા છે. જ્યાં સુધી કર્મસત્તામાંથી ન નીકળાય, ત્યાં સુધી સાચી આબાદી સંપૂર્ણપણે મળે તેમ નથી અને કર્મસત્તામાંથી નીકળવાને માટે ધર્મસત્તાનું શરણ સ્વીકારવું, એ અતિશય જરૂરી છે.

જે આત્માઓ ધર્મસત્તાના શરણને સ્વીકારશે અને ધર્મસત્તાને જ આધીન બની રહેશે, તેઓ કર્મસત્તામાંથી નિયમા નીકળી શકશે. આથી એ જ શુભેચ્છા છે કે–'સૌ કોઈ ધર્મસત્તાના શરણને પામો અને ધર્મસત્તાના શરણને પામીને કર્મસત્તાથી મૂકાઓ!' એમાં જ સૌનું એકાન્તે કલ્યાણ છે.

# જીવનમાં ધર્મની જરૂર

વિ. સં. ૧૯૯૩માં
મુંબાઇમાં અપાએલું

વધુમાં વધુ કિંમત :

આજના આ વ્યાખ્યાનને માટે–'જીવનમાં ધર્મની જરૂર'–એ વિષય જાહેર કરવામાં આવ્યો છે. 'જીવનમાં ધર્મની કેટલી જરૂર છે, ક્યારે જરૂર છે અને શા માટે જરૂર છે'-એ પ્રશ્નની વિચારણા કરવી, એ પ્રત્યેક મનુષ્યને માટે, અથવા તો કહો કે–જે કોઇ પ્રાણી પોતાના કલ્યાણને ચાહે છે તે સર્વને માટે, આવશ્યક છે. પ્રાણી માત્રને કલ્યાણની ચાહના છે અને એથી સર્વ જીવો આ પ્રશ્નનો વિચાર કરી શકે તો સારૂં : પણ

સર્વ જીવો આ પ્રશ્નનો કે બીજો વિચાર કરી શકે એ શક્ય નથી: કારણ કે-વિચાર કરી શકે તેવી સામગ્રી દુનિયાના સર્વ જીવોની પાસે છે એમ નથી. અહીં તો આપણે મનુષ્યોને ઉદ્દેશીને વિચાર કરવા બેઠા છીએ અને મનુષ્યો ધારે તો વિચાર કરી શકે તેવી છે. સ્થિતિ મનુષ્ય દ્વારા પણ જો આ પ્રશ્નનો વિચાર જ કરવામાં ન આવે, તો કહેવું પડે કે-એ આદમીનું જીવન એને કે દુનિયાને વસ્તુતઃ લાભ કરનારૂં નિવડયું નહિ. એને પોતાને કે એનાથી બીજાને ગેરલાભ થયો હશે, પણ આવું મહત્ત્વનું જીવન પામીને પણ, એના યોગે જે લાભ થવો ઘટે, તે લાભથી એ અને બીજાઓ વંચિત રહ્યા હશે. આ જીવન, એ સામાન્ય કોટિનું જીવન નથી. મનુષ્યજીવનની મહત્તા સૌ કોઇએ આંકી છે. મનુષ્યજીવનની કિંમત જેમ સઘળા તત્ત્વજ્ઞાનિઓએ વધુમાં વધુ આંકી છે, તેમ આજના જડવાદના ઉપાસકો પણ આ મનુષ્યજીવનની કિંમત બીજા પ્રાણિઓનાં જીવનો કરતાં ઓછી આંકતા નથી, પરન્તુ અતિશય અધિક આંકે છે. જો કે-તત્ત્વજ્ઞાનિઓ અને જડવાદના ઉપાસકો-એ બન્નેનાં દૃષ્ટિબિન્દુઓ જૂદાં જૂદાં છે: આ મનુષ્યજીવનની વધુમાં વધુ કિંમત આંકવામાં બેયના હેતુઓ જૂદા જૂદા છે: પરન્તુ તત્ત્વજ્ઞાનિઓએ અને જડવાદના ઉપાસકોએ પણ આ જીવનની કિંમત, અન્ય જીવોનાં જીવનોના કરતાં, વધુમાં વધુમાં આંકી છે-એ નિસ્સંન્દેહ બીના છે.

**જીવનમાં ધર્મની જરૂર દર્શાવવાનો હેતુ :**

જે જીવનની આટલી બધી કિંમત આંકવામાં આવે છે; માત્ર તત્ત્વજ્ઞાનિઓ જ નહિ, પણ કેવળ જડવાદમાં જ ઓતપ્રોત બની ગયેલાઓ પણ જે જીવનને કિંમતીમાં કિંમતી તરીકે કબૂલ રાખે છે; તે જીવનની આપણને પ્રાપ્તિ થઇ ગઇ છે. આપણને થઇ ગએલી પ્રાપ્તિ અફળ ચાલી જાય નહિ અગર તો લાભ કરવાને બદલે નુકશાન કરનારી બની જાય નહિ, એ માટે કયી વસ્તુની આ જીવનમાં વધુમાં વધુ જરૂર છે, એ માટે આજે આપણે વિચાર કરવાનો છે. 'જે વસ્તુનો અભાવ હોય તો આ ઉંચામાં ઉંચી કોટિનું જીવન પણ અફળ ચાલી જાય, કશો લાભ આપનારૂં નિવડે નહિ પણ પ્રાયઃ નુકશાન કરનારૂં જ નિવડે, તે વસ્તુ કયી છે ?'–એ પ્રશ્નનો વિચાર કરવો જ જોઈએ, એમ તમને નથી લાગતું ? જીવનમાં જીવવાને માટે શાની શાની જરૂર છે અને કયી કયી વસ્તુઓ જોઇએ છે, એ તો વગર ઉપદેશે પણ દુનિયા સ્વયં વિચારી લે છે : અને જીવનમાં જીવવાને માટે જે જે વસ્તુઓ જરૂરી લાગી, તે તે વસ્તુઓને મેળવવાને માટે પણ સૌ કોઈ યથાશક્ય રીતિએ સજ્જ છે, એ દેખીતી વાત છે. આપણે તો અહીં એ વસ્તુ સ્પષ્ટ કરવા માગીએ છીએ કે–દુનિયાના જીવોએ જરૂરી માનેલી સઘળીય વસ્તુઓ મળી જાય તો પણ, ધર્મ એ એક એવી વસ્તુ છે કે–જીવનમાં જો તેનો અભાવ જ

રહી જાય, તો આ કિંમતીમાં કિંમતી જીવન પણ, પોતાને માટે કે બીજાને માટે, વસ્તુતઃ લાભદાયી નિવડે નહિ પણ નુકશાનકારક જ નિવડે: એટલા માટે, આપણે 'જીવનમાં શાની જરૂર છે?' એમ નહિ કહેતાં, નિશ્ચિત વાત કહી છે કે–'જીવનમાં ધર્મની જરૂર છે.'

**ધર્મની વ્યાખ્યા :**

ધર્મ કોને કહેવાય અને કોને ન કહેવાય, અધર્મ કોને કહેવાય અને કોને ન કહેવાય તથા ધર્મના નામે કેટલા અધર્મો ચાલી રહ્યા છે અને ધર્મના નામે વાસ્તવિક ધર્મ કયો પ્રવર્તમાન છે, એ વિષયોની ચર્ચા આપણે અહીં કરવી નથી. અહીં તો આપણે ધર્મની એક એવી સર્વસાધારણ વ્યાખ્યા બાંધવા ઈચ્છીએ છીએ, કે જે વ્યાખ્યાનો કોઇનાથી ઈનકાર કરી શકાય નહિ અને જે વ્યાખ્યા પ્રાયઃ સૌને રૂચી જાય. 'આત્માની અશાન્તિને ટાળે અને શાન્તિ આપે.'–એનું નામ ધર્મ. જેના યોગે, આ જીવનમાં અશાન્તિને પેદા કરનારા સંયોગો પ્રાપ્ત થાય તો પણ શાન્તિ અનુભવી શકાય અને જેના યોગે ક્રમે કરીને સંપૂર્ણ શાન્તિ વણમાગી મળે, તેને આપણે ધર્મ તરીકે ઓળખીને વિચાર કરીશું.

**એક વાર–'જીવનમાં ધર્મની જરૂર છે'–એમ લાગી જવું જોઇએ:**

જીવનમાં શાન્તિની કેટલી જરૂર છે અને જીવનમાં શાન્તિ એ કેટલી બધી કિંમતી વસ્તુ છે, તે જ્યારે

અશાન્તિના પ્રસંગમાં આદમીને ખરેખરી મુંઝવણ થાય છે, ત્યારે ખાસ રીતિએ સમજાય છે. જીવનમાં કેટલાક એવા પ્રસંગો, એવા સંયોગો ઉપસ્થિત થઇ જવા પામે છે, કે જ્યારે આદમી મુંઝવણનો માર્યો પોતાના મન ઉપરનો કાબૂ ગુમાવી બેસે છે. એની બુદ્ધિ બ્હેર મારી જાય છે, શું કરવું ને કેમ કરવું તેનો રસ્તો તેને સુઝતો નથી અને અશાન્તિની કારમી મુંઝવણ અનુભવાય છે. એવા વખતે, ગમે તેવા ધૃષ્ટ આદમીને પણ, શાન્તિ એ કેટલી બધી કિંમતી અને જરૂરી વસ્તુ છે, તેનો આછો પણ ખ્યાલ જરૂર આવે છે. શાન્તિ આટલી બધી કિંમતી પણ છે અને જરૂરી પણ છે, એટલે અશાન્તિને જે ટાળે અને શાન્તિને જે મેળવી આપે, તેને ધર્મ તરીકે ઓળખીને આપણે ચાલીએ છીએ. ' અમૂક ધર્મ સાચો અને અમૂક ધર્મ ખોટો. '–એની ચર્ચા કરવાને માટે, આ સમય અગર સંયોગ નથી : કારણ કે–' જીવનમાં ધર્મ જરૂરી છે'–એમ વાસ્તવિક રીતિએ લાગ્યા પછી તો, કયો ધર્મ સાચી તેમજ સંપૂર્ણ શાન્તિને આપનારો છે અને કયો ધર્મ અશાન્તિને આપનારો છે, તેનો વિચાર અર્થિઓ આપોઆપ કરશે. આથી, એક વાર–' જીવનમાં ધર્મ જરૂરી છે '–એમ બરાબર લાગી જાય, તોય બસ છે. સાચા તત્ત્વજ્ઞાનિઓ જીવનમાં ધર્મની જરૂર જે રીતિએ સમજાવે છે, તે રીતિએ જો આત્માને ધર્મની જરૂરીયાત સમજાઇ જાય, તો તો એ આપોઆપ સારા ધર્મની શોધમાં પડવાનો જ ! વળી અહીં ધર્માધર્મની દાર્શનિક ચર્ચાનો

પ્રસંગ પણ નથી, માટે-'અમૂક ધર્મ સાચો અને અમૂક ધર્મ ખોટો'-એ ચર્ચાને અહીં આપણે છેડતા નથી.

**સૌને ગમતી વાત :**

અહીં સઘળા કબૂલ કરે છે કે-'જેના યોગે અશાન્તિ ટળે અને શાન્તિ પ્રાપ્ત થાય, તેને ધર્મ કહેવાય.' જેના સેવનથી જીવનમાં અશાન્તિ આવે નહિ, અશાન્તિને ઉત્પન્ન કરનારો કોઇ પ્રસંગ આવી જાય તોય જેના પ્રતાપે શાન્તિ ટકી રહે, કદાચ અશાન્તિ ઉત્પન્ન થઇ પણ જાય તોય તે જેના યોગે સ્હેજમાં ચાલી જાય અને જે શાન્તિથી સ્વસ્થપણે જીવવામાં મદદ કરે તથા મરણ વખતેય શાન્તિથી મરવા દે, એ ધર્મ છે. જે શાન્તિમાં જીવવા દે અને શાન્તિથી મરવા દે, તેનું નામ ધર્મ છે. અશાન્તિ માત્રનો નાશ કરે અને શાન્તિમાં જરાય ઉણપ રહેવા દે નહિ, તે ધર્મ છે. આ વાતમાં કોઈનો મતભેદ હોય તો બોલજો. આ વાત તો તમને કબૂલ છે ને ? સઘળાને આ વાત કબૂલ છે. આ વાત એવી છે કે જેને કબૂલ કર્યા વિના ચાલે તેમ પણ નથી : કારણ કે-'મને અશાન્તિ ગમે છે અને શાન્તિ ગમતી નથી'-એવું કોઇ પણ આદમી, યથાર્થપણે કહી શકે તેવી સ્થિતિ નથી.

**તાત્ત્વિક વિચારોનો અભાવ :**

આટલું છતાં પણ, દુ:ખની વાત એ છે કે-આ આર્યદેશમાં જન્મેલો માનવગણ પણ, એવી વસ્તુઓમાં

ગુંચવાઈ ગયો છે કે-એને આજે આ વિચારવાની જાણે ફુરસદ કે ગરજ નથી. વસ્તુતઃ શાન્તિ આપનાર વસ્તુ કયી છે અને વસ્તુતઃ અશાન્તિ આપનાર વસ્તુ કયી છે, તે વિષેના તાત્ત્વિક વિચારોની આપ-લે કરવાની પ્રવૃત્તિ, ધર્મપ્રધાન ગણાતા આર્યદેશ જેવા આ આર્યદેશમાં પણ, લગભગ બંધ પડી ગઇ છે.

**કયી મનોવૃત્તિ કેળવાય તો અશાંતિ ટળે અને છેવટ સંપૂર્ણ તથા શાશ્વત શાંતિ મળે ?**

અશાન્તિ એ સૌની અણગમતી વસ્તુ છે અને શાન્તિ એ સૌની પ્રિય વસ્તુ છે : પણ અશાન્તિના અને શાન્તિના સાધનની બાબતમાં ઘણા મતભેદો છે. એક જેને અશાન્તિનું સાધન માને છે અને કહે છે, તેને જ બીજો શાન્તિનું સાધન માને છે અને કહે છે : એકને જેના યોગમાં શાન્તિ લાગે છે, તેના જ યોગમાં બીજાને અશાન્તિ લાગે છે. દરેકની શાન્તિ-અશાન્તિની વ્યાખ્યા પણ ભિન્ન ભિન્ન છે. શાન્તિ-અશાન્તિના સ્વરૂપ વિષે પણ મતભેદ નથી એમ નહિ. શાન્તિ-અશાન્તિના સ્વરૂપ વિષે તેમજ તેનાં સાધનો વિષે પણ મતભેદો છે. કોઈએ કોઈમાં અશાન્તિ કે શાન્તિ માની છે, તો કોઇએ કોઇમાં અશાન્તિ કે શાન્તિ માની છે : ત્યારે અશાન્તિ કાઢે અને શાંતિને સ્થિર રહેવા દે, એવા ધર્મની ઉંડી વિચારણા કરવા પૂર્વે, કયી દશા હોય તો શાન્તિ પ્રાપ્ત થાય, એ નક્કી કરવું જોઇએ. આપણી મનોવૃત્તિ ક્યા પ્રકારની ઘડાય,

તો આપણને અશાન્તિ અડે નહિ અને શાન્તિ બની રહે, તે વિચારી લેવું જોઈએ. છેલ્લી હદની શાન્તિ, સંપૂર્ણ ને શાશ્વત શાન્તિ તો પ્રાપ્ત થાય ત્યારે ખરી, પણ એ પહેલાંય શાન્તિ અનુભવાય અને ધીરે ધીરે સંપૂર્ણ તેમજ શાશ્વત શાન્તિના માર્ગે આગળ વધાય, એ મનોવૃત્તિ કેવી હોય, તેનો વિચાર કરવો છે. તમે અમૂક ઇષ્ટ સંયોગોમાં શાન્તિ અને અમૂક અનિષ્ટ સંયોગોમાં અશાન્તિ–એમ માન્યું છે, માટે જ તમારી શાન્તિ–અશાન્તિનો મેળ જામતો નથી. એ મેળ જામી જાય, તો તો તમને પણ એમ જ લાગે કે–અમૂક જાતિની મનોવૃત્તિ જ્યાં સુધી પેદા નહિ થાય, ત્યાં સુધી અશાન્તિથી બચાશે નહિ, શાન્તિ અનુભવાશે નહિ અને એના અભાવે અમૃત જેવું જીવન પણ ઝેર રૂપ બની જશે! આ વસ્તુ આજે કાંઇક અંશે વિચારી લેવી છે અને એ માટે જ આજના વ્યાખ્યાનને અંગે–' જીવનમાં ધર્મની જરૂર ' –એ વિષય જાહેર કરવામાં આવ્યો છે.

### કિંમતી લાગતું નથી :

આજની દુનિયા જે જાતિની પ્રવૃત્તિ કરી રહી છે, જે દોડધામ કરી રહી છે, જેની પૂઠે જીવનને ખર્ચી રહી છે અને જેમાં પોતાનું તથા પોતાનાંઓનું કલ્યાણ માની રહી છે, તે તરફ દૃષ્ટિપાત કરાય અને જ્ઞાનદૃષ્ટિથી વિચારાય, તો એમ લાગ્યા વિના રહે નહિ કે–વસ્તુતઃ આજની દુનિયાને, આ મનુષ્યજીવન કિંમતી લાગતું નથી.

આ મનુષ્યજીવન જો આજની દુનિયાને વસ્તુતઃ કિંમતી લાગતું હોત, તો આજે જે થાય છે તે થતું હોત નહિ!

પશુ-પંખી જેવી કે તેથી ય ભૂંડી દશા:

જેને આ જીવન કિંમતી લાગે છે, તેની જીવનસાધના કિંમતી બની જાય છે: અને જેને આ જીવન કિંમતી નથી લાગ્યું, તે શું કરવામાં બાકી રાખે તે કહેવાય નહિ. એ જ્યાં-ત્યાં મોં મારીને, લૂંટાય તેવું પારકુ લૂંટીને, બીજાને દેવાય તેટલો ત્રાસ દઇને અને કેવળ પોતાના જ સ્વાર્થની સિદ્ધિમાં રચ્યો-પચ્યો રહીને જીવન પસાર કરે. એનું જીવન કિંમતી નથી: કારણ કે-તે પશુ-પંખીથી જરાય સારી રીતિએ જીવતો નથી. પશુ-પંખી બીચારાં જ્યાં-ત્યાં મોં મારીને પેટ ભરે છે, અહીં-તહીં ભટક્યા કરે છે, એમના સ્વાર્થમાં આડે આવનારને શક્તિ હોય તો ત્રાસ દઇને ભગાડે છે અને સ્વચ્છન્દપણે કોઇની વાસ્તવિક હિતચિંતા કર્યા વિના રવડી મરે છે: તેમ જે આદમી આ જીવનને કિંમતી માનતો નથી અને સારીય દુનિયાના પદાર્થો મળી જાય તો મેળવી લઇને પોતાના જ ઘરમાં ભરી દેવાની જેના હૈયામાં ઉંડે ઉંડે વૃત્તિ બેઠી છે, તે આદમી જો શક્તિ હોય તો પોતાની અનુકૂળતા ખાતર પારકાને ગમે તેટલી પ્રતિકૂળતા દેવાનું, ત્રાસ આપવાનું, પારકું પડાવી લેવાનું અને જ્યાં-ત્યાં મોં મારવાનું ચૂકતો નથી. પશુ-પંખી માટે તો એમ કહેવાય કે-તે અજ્ઞાન છે એટલે શું કરે? સામગ્રી વિનાનાં છે,

એટલે તે તેમ જીવે તોય તેમને દોષ દેવા જેવો નથી : પણ આપણે માટે તેવું કહી શકાય તેમ નથી. આપણે તો મનુષ્ય છીએ ને ? બધા કરતાં આપણું જીવન તો ઉંચું છે ને ? એટલે આ જીવનને પામેલાઓને માટે-'અજ્ઞાનતા છે, સામગ્રી નથી'-એવું એવું પશુ-પંખીની જેમ તો ન જ કહેવાય ને ? મનુષ્યજીવન અને આટલી ઉમદા સામગ્રીઓ મળેલી હોવા છતાં પણ, જો પશુ-પંખી જેવી અથવા તેથીય ભૂંડી દશામાં આ જીવનને પસાર કરાય, તો કહેવું પડે કે-આ જીવનને કિંમતી કહેવા છતાં પણ, વસ્તુતઃ આપણે આ જીવનને કિંમતી માનતા નથી, પણ મામુલી જ માનીએ છીએ.

### ઉત્તમ કોટિના જીવનને મામુલી અને નુકશાનકારક બનાવી દીધું છે :

ઉત્તમ કોટિના આ મનુષ્યજીવનની કિંમત નહિ સમજનારાઓએ તો, આ જીવનને એવી રીતિએ વેડફ્યું છે કે-અતિશય અજ્ઞાન અને સામગ્રીહીન જન્તુઓ એવી રીતિએ પાપ કરી શકે જ નહિ ! પોતાના સ્વાર્થની સિદ્ધિને માટે, સારીય દુનિયામાં વધુમાં વધુ ત્રાસ ફેલાવનારી વ્યવસ્થિત યોજનાઓ જેવી મનુષ્યે ઘડી છે, જેવી ભયંકર અને સંહારક તરકીબો મનુષ્યે રચી છે, તેવી યોજનાઓ અને તેવી તરકીબો બીજાં પ્રાણિઓએ ઘડી નથી કે રચી નથી. પોતાના સ્વાર્થની આડે આવનારનો જેવો સંહાર મનુષ્યે કર્યો છે, તેવો સંહાર બીજાઓએ કર્યો નથી. એ

દૃષ્ટિએ તો મનુષ્યોએ બીજાઓના કરતાં પોતાના જીવન-ને બહુ જ મામુલી અને ઘણું જ નુકશાનકારક બનાવી દીધું છે. જો મનુષ્યો, ખરેખર જ પોતાના જીવનને કિંમતી માનતા હોય, તો તેઓ કેવળ આ લોકના સ્વાર્થને જ પ્રધાન બનાવી દે તેમજ મહા અકાર્યો કરતાં પણ આંચકો ન ખાય, એવું બને નહિ.

કબૂલ્યા વિના ન ચાલે :

એવાઓએ તો પોતાના સ્વાર્થની સિદ્ધિમાં, ધાર્યું સિદ્ધ કરવામાં ધર્મ માન્યો : સ્વાર્થની સિદ્ધિ માટે જેને કાંઈ કરવું પડે, તેને વ્યાજબી માન્યું : અને પછી તો એ એની જ યોજનાઓ ઘડયે જાય. એ યોજનાઓનો યેન કેન અમલ કરવામાં એ પોતાને વ્યાજબીપણે વર્ત-નારો માને. એ જાતિની મનોદશાવાળાને કહેવું પણ શું ? એને કહો કે–‘ આ અશાન્તિ, આ ઉપાધિ મૂક ને ? ’ તો એ કહી દે કે–‘ એ તો પુરૂષાર્થ છે. પુરૂષાર્થને ઉપાધિ માનવી, એ ગાંડા માણસનું કામ છે. એદી માણસ આને ઉપાધિ કહે. ’ કહીએ કે–‘ કેટલી વાર કેવું હતાશ થવું પડે છે ? કેટલીક વાર કેવી મુંઝવણ થાય છે ? ’ તોય એ કહી દે કે–‘ હૃદય હતાશ ન બને, મુંઝવણ ન થાય એવું બળ કેળવો ! ’ એવાઓને ધર્મની વાત રૂચે ? એવાઓને ધર્મની જરૂર મનાવવાને માટે એવી તરકીબ ઘડવી પડે કે–એનાથી ના ન પડાય. એને જેમ જેમ પૂછતા જઇએ, તેમ તેમ એ જો સીધો ઉત્તર દે અને સીધો

ઉત્તર પણ જો હૃદયપૂર્વક દે, તો એવાને પણ જીવનમાં ધર્મની જરૂર છે, એ વાત જરૂર કબૂલ કરાવી શકાય. આપણી પાસે તો, જીવનમાં ધર્મની જરૂર છે, એમ કબૂલ કર્યા વિના એને ચાલે જ નહિ : પછી માનવું, ન માનવું તે તો તેની મુખત્યારીની વાત છે! રૂબરૂ કબૂલ કરવા છતાં પણ, નહિ માનનારાઓનો આ દુનિયામાં તોટો નથી.

## આપણને અશાન્તિ-દુઃખ-તકલીફ વિગેરે ક્યારે ક્યારે લાગે છે?

આત્માની અશાન્તિ ટાળે અને શાન્તિ પ્રાપ્ત કરાવે, એ રીતિએ સૌને રૂચિકર થાય એવો ધર્મ છે અને જીવનમાં એ ધર્મ જરૂરી છે. આ સમજાવવાને માટે પહેલાં એ વિચાર કરવો છે કે-કોઈ પણ આદમી આપણને જે ન ગમતું હોય, તે આપણા પ્રતિ આચરે, તો આપણને તે ગમે કે નહિ? આપણને અશાંતિ ક્યારે થાય છે, આપણને દુઃખ ક્યારે લાગે છે, આપણા હૃદયમાં તકલીફ ક્યારે પેદા થાય છે અને આપણું અન્તર કયી સ્થિતિમાં આપણે મૂકાઇએ તો કકળી ઉઠે છે, એ વિગેરે વિચારી જૂઓ! આપણને શું થાય તો ન ગમે અને શું થાય તો ગમે? આપણને આ દુનિયા આનંદ રૂપ ક્યારે લાગે? સારી છે એમ ક્યારે લાગે? સુખ રૂપ છે એમ ક્યારે લાગે? અને આની આ દુનિયા આપણને શું થાય તો ઝેર જેવી લાગે? શું થાય તો કુટુંબ-કબીલો કંટાળો આપનારો લાગે? શું થાય તો સ્નેહિઓ અને

સાથીઓ દુશ્મન જેવા લાગે ? શું થાય તો સારામાં સારૂં ખાણું પણ રૂચે નહિ ? આનો વિચાર કરી જૂઓ !

**મોટામાં મોટો શહેનશાહ પણ અપમાન કરે ત્યારે મનને મનાવી લેવાય ભલે, પણ હૈયામાં આઘાત જરૂર થાય છે :**

આપણને ગમતું કરે તો ગમે અને આપણને ન ગમતું કરે તો ન ગમે, એ જ હાલત છે ને ? આપણને જે કાંઇ પ્રિય હોય, ગમતું હોય, તે પૂરૂં પાડી આપે, આપણે ગમતું મેળવવાને માટે જે મહેનત કરતા હોઇએ તેમાં અન્તરાય કરે નહિ અને આપણા પ્રયત્નમાં આપણને મદદ કરે અગર મેળવીને આપી જાય તો તે ગમે : પણ આપણને જે ગમતું ન હોય તે આપણી સામે લાવીને પટકે, આપણે જે મેળવવાને માટેના પ્રયત્નો કરતા હોઇએ તેમાં અન્તરાય કરે અને આપણને જે ગમતું મળ્યું હોય તે ઝુંટવી લે, તો આપણને તે ગમે નહિ ! આવી સ્થિતિ છે કે નહિ ? બરાબર વિચારી જૂઓ કે–મારા પ્રત્યે કોઇ કેમ વર્તે તો મને ગમે અને મારા પ્રત્યે કોઈ કેમ વર્તે તો ન ગમે ? કોઈ તમારી સાથે ખરાબ રીતિએ વર્તે, તો તે તમને ગમે કે નહિ ? કોઇ કામ આવી પડ્યું હોય અને તમે દુનિયાના મોટા શહેનશાહની પાસે ગયા હો, પણ એ જો તમારૂં સાંભળે નહિ, તમારૂં અપમાન કરે, તમને તિરસ્કારી કાઢે, તો એ તમને ગમે કે નહિ ? તમારૂં કાંઇ ચાલે નહિ

અને એથી તમે ખમી ખાવ એ વાત જૂદી છે, પરંતુ વિચાર કરી જૂઓ કે–મોટામાં મોટો શહેનશાહ પણ જો તમારો તિરસ્કાર કરીને તેના આંગણેથી તમને કાઢી મૂકે, તો તમને એનું એ કૃત્ય ગમે કે નહિ?

સ૦ મન મનાવી લઇએ.

આ મન મનાવી લેવાની વાત નથી. કશુંય ચાલે તેમ ન હોય અને જરા ઉંચા–નીચા થતાં વધારે પડે તેમ હોય, એટલે મનને મનાવી લ્યો એ વાત જૂદી છે, પણ હૃદયમાં આઘાત તો થાય ને?

સ૦ એ તો થાય જ.

ત્યારે એ વાત ચોક્કસ છે કે–તમારૂં કોઇ અપમાન કરે, ગમે તેવો મોટો આદમી પણ તમારો તિરસ્કાર કરે, તમને ગમતી વસ્તુ કોઈ તમારી પાસેથી પડાવી લે, તમને કોઈ ઠગી લે, તમને સારી સારી વસ્તુઓ મળી જતી હોય એમાં કોઇ વચમાં આવે અને એમ તમને જે ગમતું હોય તે કરે નહિ અને ન ગમતું હોય તે કરે, તો તે તમને ગમતું નથી જ!

માન આદિ મળે તે ગમે છે:

હવે એ વિચારો કે–તમને ગમે છે શું? માન-પાન, ખ્યાતિ–પ્રતિષ્ઠા, એને મેળવી આપનારાં સાધનો, પૈસા–ટકા, બંગલા–બગીચા, વિગેરે વિગેરે. તે તે વસ્તુઓ તમને જે મેળવી આપે, તમારી પાસે હોય તો ટકાવી આપે અને તમને મળતી હોય તો અંતરાય કરે નહિ

પણ સહાય કરે, એ ગમે એમ જ ને ? મકાન, ઋદ્ધિ-સિદ્ધિ, સ્નેહી–સાથી વિગેરે મળે અને દુનિયામાં સત્કાર–સન્માન થાય તે ગમે અને એથી ઉલ્ટું થાય તો તે ગમે નહિ, આ વાતમાં કાંઇ ફેર છે ? ફેર હોય તો બોલજો. ગણાવવામાં કોઈ વસ્તુ રહી જતી હોય તો કહેજો. તમને કયી વસ્તુ ગમે છે અને કયી વસ્તુ ગમતી નથી, એની આ વાત ચાલે છે. તમારી વાત થઈ જશે, એટલે બીજાઓની વાત કરવામાં મુશ્કેલી રહેશે નહિ.

ઇચ્છા મુજબ :

તમને શું ગમે છે, તે તમે તો જાણતા હશો ને ? આપણે જે જે ઇચ્છીએ તે સર્વ મળે, આપણી ઇચ્છાથી જે મળ્યું હોય તે આપણી ઈચ્છા મુજબ ભોગવાય, એને મેળવવામાં–ભોગવવામાં–સાચવવામાં કોઇ આડે આવે નહિ અને આ દુનિયામાં તમે બધું જ તમારી અનુકૂળતા મુજબ કરી શકો, તે તમને ગમે છે અને અનુકૂળતાને જરાય બાધા પહોંચે તે તમને ગમતું નથી ! તમે રસ્તે ચાલ્યા જતા હો અને ચાલવામાં બીજાની મોટર સ્હેજ નડે તો ? ગુસ્સો આવે. બે–ચાર સંભળાવો પણ ખરા ! કોઇ બહુ સારો હોય તો ગુસ્સો કરે નહિ, બોલેય નહિ, પણ તેને કોઈ હેરાન કરે તે પસંદ તો પડે નહિ ને ? રસ્તે ચાલતાં કોઇ તમને હાથનું ઠેલું મારે, ભૂલથી પણ કોઇનો તમને ધક્કો વાગી જાય, તો તે તમને ગમે નહિ અને તમને આવતા જોઇને વચ્ચે ઉભેલો જે

કોઇ હોય તે ખસી જાય તો તે ગમે. એમ થાય કે–' સારો આદમી છે, વિવેકી છે. '

અનુકૂળ–પ્રતિકૂળ :

આ બધું શું છે ? આપણુને ગમતું કરે તે અનુકૂળ અને આપણુને ન ગમતું કરે તે પ્રતિકૂળ, એમ તમે માન્યું છે અને એથી તમે અનુકૂળતા સાધવા અને પ્રતિકૂળતા ટાળવા રાત–દિવસ મહેનત કરી રહ્યા છો. પ્રતિકૂળતા ટળે અને અનુકૂળતા મળે–એ માટે તમે નવી નવી યોજનાઓ ઘડયા કરો છો, એનો અમલ કરવાના વિચારો કર્યા કરો છો અને એમાં જે કોઈ આડે આવે તેને તમારૂં ચાલતું હોય તો સીધો દોર જેવો કરી નાખ્યા વિના પણ રહો નહિ, એવી તમારી આજની દશા છે ! આમાં જો જરાય ફેરફાર હોય તો બોલી જજો, કારણ કે–જીવનમાં ધર્મની જરૂર છે એ સમજાવવાને માટેની આ પીઠિકા રચાય છે.

શ્વાસથીય વધુ જરૂરી :

જીવનમાં ધર્મની જરૂર છે–એ વસ્તુ સમજાવવાને માટે, પહેલાં તમારી પોતાની વાત લીધી છે : તમને શું ગમે છે અને શું નથી ગમતું–એનો વિચાર કરવાનું કાર્ય પહેલું હાથ ધર્યું છે : અને એમ તમને ખ્યાલ આપવો છે કે–જીવનમાં એક સાચા આદમી તરીકે જીવવાને માટે, શ્વાસ કરતાં પણ ધર્મ વધુ જરૂરી છે. જીવવા માટે શ્વાસ કેટલો જરૂરી છે ?

સ૦ પૂરેપૂરે.

જે આદમી શ્વાસ વગરનો થઇ જાય, તેની દશા કેવી થાય ?

સ૦ મરી જાય.

શ્વાસ ક્યારે જોઇએ અને ક્યારે ન જોઇએ ? ચોવીસ કલાકમાં કયો સમય એવો છે, કે જ્યારે શ્વાસ વિના ચાલી શકે ?

સ૦ શ્વાસ વિના ચાલે જ નહિ.

ત્યારે જીવનમાં ધર્મ શ્વાસ કરતાં પણ વધારે જરૂરી છે, એ આપણે નક્કી કરી લેવું જોઇએ. ચોવીસ કલાકો-માંથી એક સેકન્ડ પણ ધર્મ વિનાની નહિ હોવી જોઇએ. કાળનો નાનામાં નાનો ભાગ પણ ધર્મહીન દશામાં નહિ જ જવો જોઇએ. આંખનું પોપચું બંધ થાય અને ઉઘડે, એમાં અસંખ્યાત સમય થઇ જાય છે. એવો પણ એક સમય, ધર્મ વિના નહિ જવો જોઇએ. એ વસ્તુ પૂરવાર કરવાને અને તમને સમજાવવાને માટે આ મહેનત છે : માટે તમને શું ગમે અને શું ન ગમે એ કહ્યું : તેમાં જો ફેરફાર હોય તો જરૂર બોલજો !

**‘ અમને ’ ‘ અમને ’ થઇ ગયા છો :**

તમે વિચાર કરી જૂઓ. તમને લાગશે કે—આજે એવા ઉદરંભરી બની જવાયું છે કે—આપણો સ્વાર્થ સાધતાં બીજાને ગમે તેટલી તકલીફ થતી હોય, તો પણ તેના તરફ બેદરકારી સેવાય છે ! વાત એક જ છે કે—અમને

તકલીફ ન થવી જોઇએ. અમને અડચણ ન આવવું જોઇએ. અમારામાં કોઇ આડે નહિ આવવું જોઇએ એમ આજે બધામાં 'અમને' 'અમને' થઇ ગયા છે માટે જીવનમાં ધર્મની જરૂર છે, એનો વિચાર કરવો પડે છે. જો તેમ ન હોત અને પોતાના જેવો પરને ખ્યાલ પણ આવ્યો હોત, તો જીવનમાં ધર્મની જરૂર છે એ સમજાવવાની જરૂર ન પડત! તમને પોતાને શું ગમે છે અને શું નથી ગમતું, તેનો તો આપણે વિચાર કરી આવ્યા: પણ હવે એ વિચારમાંથી સ્હેજ આગળ વધીએ. હવે એ પ્રશ્ન વિચારો કે-જેવું આપણને ગમે છે, તેવું દુનિયામાં સૌને ગમે છે કે એકલા આપણને જ ગમે છે? દુનિયામાં આપણે એકલા જ છીએ કે બીજા પણ છે? જો બીજા પણ છે, તો એ પણ સમજી લેવું જોઇએ કે-જેવું આપણને ગમે છે તેવું સૌને ગમે છે.

**'મારે જ જોઇએ'-એવી વૃત્તિ હતી, ત્યાં સુધી તો ધર્મની જરૂર નહોતી લાગતી:**

આપણી આડે કોઈ પણ આવે તો આપણને તે ગમે નહિ અને એથી આપણે એમ ઇચ્છીએ કે-'કોઇ આપણી આડે ન આવે!' આવું જેમ તમે ઈચ્છો છો, તેમ સૌ કોઇ ઇચ્છે છે ને? જો હા, તો હવે વિચારી જૂઓ કે-કોઇની પણ આડે આવ્યા વિના જીવવું હોય તો આપણે કેવી રીતિએ જીવવું જોઈએ? અહીં ધર્મની જરૂર પડવાની. જ્યાં સુધી 'મારે જ આ જોઇએ'-એમ હતું

ત્યાં સુધી ધર્મની જરૂર નહોતી લાગતી, ધર્મનો ખ
નહોતો જણાતો : કારણ કે–ત્યાં સુધી તો દાંગાઈ જોઈ
હતી, લૂચ્ચાઇ જોઈતી હતી, પારકું સીફતથી પડાવી લેવા
આવડત જોઇતી હતી અને હુંશીયારીથી સ્વાર્થ સિ
કરવાની તેવડ જોઇતી હતી ! જ્યાં સુધી એ વૃત્તિ હતી
ત્યાં સુધી જીવનમાં ધર્મની જરૂર છે એ વાત ન
હતી. 'બસ, મારે જોઇએ'–એટલી જ વાત હતી અ
એથી, મારે જે જોઇએ તેમાં જે કોઇ આડે આવે તે
ઉચકીને ફેંકી દેવાની વાત હતી. જનાવર જેવી વૃ
હતી : કારણ કે–જનાવરમાં પારકાના હિતાહિતનો વિચ
કરવાની આદમી જેવી શક્તિ નથી. એ તો પ્રાયઃ એ
કે–એની આડે જે કોઇ આવે કે અફળાય, તેને એ શીં
મારે : કારણ કે–સામાને વાગશે કે સામો પડશે એ
વિચાર તેનામાં પ્રાયઃ હોતો નથી. આથી તો, જનાવ
મારે તો તેની ફરીયાદ કૉર્ટમાં ચાલતી નથી.

જનાવરો સામેય કાયદા :

જનાવર મારે તો તેની સામે ફરીયાદ લઇને કૉર્ટ
જાવ, તો ગધેડા તમે ગણાવ કે બીજા ગણાય ? બીચા
જનાવરોમાં હિતાહિતનો વિચાર કરવાની, સારા–ખોટા
સમજવાની આદમીના જેવી શક્તિ નથી, એમ માની
દુનિયાની સરકારે તેને માટે કાયદા ઘડયા નહિ.
કે–આજના મનુષ્યોએ તો જનાવરોને માટે પણ કાય
કરાવવા માંડ્યા છે. આજના તેવા મનુષ્યોને મનુ

જીવનમાંથી પશુજીવનમાં જવું હતું, તેમાં પશુ આડે ન આવે તે માટે એ બીચારાં દયાપાત્ર પ્રાણિઓ માટે પણ કાયદાઓ થતા જાય છે અને નવા નવા કાયદાઓ ઘડાવવાની પેરવીઓ ચાલુ છે. આજના તેવા આદમીઓએ સ્વયં નિરંકુશ બનવા માંડયું છે અને એથી જનાવર જેવાં જનાવર ઉપર પણ ક્રૂરતાથી અંકુશ મૂકવાના તેમજ તેમને ઝેર ખવડાવીને મારી નાખવાના પ્રયત્નો પણ આદર્યા છે. ખેર, અહીં એ પ્રસંગ નથી એટલે એ વાત છોડી દઇએ છીએ, પણ જે મનુષ્યમ –'માત્ર મારેજ જોઇએ'–એવી વૃત્તિ હોય છે તે મનુષ્ય, મનુષ્ય છતાં પણ જનાવર જેવો કે જનાવરથી પણ ભૂંડો બની જાય છે.

ઉંડાણની છૂપી વૃત્તિ:

મનુષ્ય તો વિવેકી ગણાય. મનુષ્યમાં વિવેક હોય એટલે એના મનમાં સ્ફુરે કે–'મને જેમ અનુકૂળતા ગમે છે અને પ્રતિકૂળતા ગમતી નથી, તેમ સર્વ જીવોને અનુકૂળતા ગમે છે અને પ્રતિકૂળતા ગમતી નથી. પણ આજે તો–'મને ગમે છે માટે મારે જોઇએ'–એ વૃત્તિ એવી તીવ્ર બનવા પામી છે કે–એ વૃત્તિમ 'મને ગમે છે તેમ સૌને ગમે છે અને સૌને જોઇએ છે'–એ વાત એના મગજમાંથી લગભગ નષ્ટ થઈ ગઈ છે. બજારના વ્યાપારિનું હૈયું તપાસી જૂઓ. એની વૃત્તિનું માપ કાઢી જૂઓ. એના હૃદયની ઇચ્છાન

છેક ઉંડાણુમાં ઉતરી જૂઓ. 'આખીય દુનિયાની લક્ષ્મી મારા ઘરમાં આવી જાય તો સારૂં'–આવી વૃત્તિ છેક ઉંડાણુમાં છૂપાએલી માલૂમ પડશે. એ વખતે, જો બધી લક્ષ્મી મારા ઘરમાં જ આવી જશે, તો બીજાના ઘરમાં શું રહેશે, તે વિચાર રહેતો નથી. કેમ? એની પાસે 'મારે જોઇએ'–એટલી જ વાત છે માટે!

**છૂપી વૃત્તિનું પરિણામ:**

એથી બજારમાં એ એવી રીતિએ વર્તે છે અને જીવે છે કે–જ્યાં સુધી તેનું પુણ્ય જીવતું–જાગતું હોય, ત્યાં સુધી એ ભલે મોજથી જીવે, લ્હેર કર્યા કરે, મૂછો ઉપર હાથ દઇને ફરે, શાહુકાર તરીકે બજારમાં ફરે, પેઢીઓ ચલાવ્યા કરે અને લોકો સલામ ભર્યા કરે: પણ જો એનું ભાગ્ય ફુટે અને એની છૂપી છૂપી કાર્યવાહીઓના નમુનાઓ જે દિ' પકડાય, તે દિ' તો એની દશા પ્રાય: એવી જ થાય કે–ન તો તે બજારમાં વેપાર કરવા લાયક રહે, ન તો તે ઘરમાં સુખે રહી શકે અને ન તો શેરીમાં સારા માણુસ તરીકે બેસવા લાયક રહે. મોટે ભાગે તો એવાઓને માટે બજારમાં કે ઘરમાં બેસવાનું રહે નહિ, પણ સરકારી દેખરેખ નીચે જ જવું પડે. કારણ? એક જ વિચારની પ્રધાનતા કે–'મારે જોઇએ!'

**ધર્મોપદેશની મુશ્કેલી:**

આ શિવાય બીજા વિચારો નાશ પામી ગયા છે, માટે ધર્મનો ઉપદેશ આપવો એ પણ કઠિન બની ગયો

છે. આજે 'મારે જોઈએ'-એ વૃત્તિથી ધસી રહેલાઓને ધર્મની જરૂર સમજાવવી, ધર્મના પ્રકારો સમજાવવા અને ધર્મની આરાધનામાં જોડવા, એ કામ જાણે મહાભારત કરતાંય કરડું કામ હોય-એવી દશા દેખાઇ રહી છે. આ આર્યદેશમાં તો ધર્મોપદેશની ઘણી અનુકૂળતા હોવી ઘટે. આર્યદેશના માનવીઓને તો સ્વાભાવિક રીતિએ જ ધર્મની ગરજ હોય: પણ આજે તો જાણે ધર્મની ગરજ પણ નથી અને ધર્મોપદેશ સાંભળવાની ફુરસદ કે દરકાર પણ નથી: કારણ કે-પૌદ્‌ગલિક સ્વાર્થની ભાવના ખૂબ વધી જવા પામી છે. આ કારણે જ, આપણે 'મારે જોઈએ'-એ વૃત્તિ ઉપર પ્રહાર કરીએ છીએ.

**મનુષ્યમાંથી દેવ:**

એક જ વસ્તુ જો વાસ્તવિક રીતિએ પ્રગટ થઇ જાય કે-'જેવું મને ગમે છે તેવું જ મારી જેમ સઘળા જીવોને પણ ગમે છે, માટે મારે એવી રીતિએ વર્તવું જોઇએ, કે જેથી હું કોઈના ગમતામાં મારૂં ગમતું મેળવવાને માટે દુશ્મન બનું નહિ!'-તો જીવનમાં ધર્મ આવ્યા વિના રહે નહિ: કારણ કે-'કોઈના ગમતાની આડે નહિ આવવું હોય, તો મારે જીવન કેવા પ્રકારે જીવવું જોઇએ?'-એવો વિચાર જરૂર ઉત્પન્ન થવા પામે! એ વાસના જો આદમીમાં પ્રગટી જાય, તો તે મનુષ્ય જે આજે મનુષ્ય છતાં મનુષ્ય મટી ગયો છે તે મનુષ્ય બની જાય! દુનિયામાં કહેવાય છે તેમ મનુષ્ય મટીને તે દેવ રૂપ બની જાય!

**મને તેમ સૌને :**

આજે હૈયાની વૃત્તિ જે સંકુચિત બની ગઇ છે, તે પહોળી થઇ જવી જોઇએ. વૃત્તિમાંથી આંધળું સ્વાર્થિપણું જવું જોઈએ અને ઉદારતા આવી જવી જોઇએ. એમ થઈ જવું જોઇએ કે–'આ દુનિયામાં હું એકલો જ નથી, પણ ઘણા છે. મને જેમ મારી અનુકૂળતા ગમે છે અને પ્રતિકૂળતા ગમતી નથી, તેમ સૌને પોતાની અનુકૂળતા ગમે છે અને પ્રતિકૂળતા ગમતી નથી. મને જેમ આ બધું જોઇએ છે, તેમ સૌને જોઇએ છે.' જેમ ઘરમાં ઘરનો માલીક વર્તે છે, તેવું વર્તન થઈ જવું જોઇએ.

**ઘરનો માલીક : ઘરમાં મર્યાદા**
**જોઇશે તો જગતમાં નહિ જોઇએ ?**

ઘરમાં ઘરનો માલીક ખાવા બેઠો હોય, સામે ઘીની વાઢી ભરીને મૂકેલી હોય, તે છતાં પણ તે ઘી માપમાં લે છે : કારણ ? એ જાણે છે કે–'આ ઘરમાં હું એકલો નથી. મારી પાછળ બીજાં નવ ખાનારાં છે અને સ્થિતિ એવી નથી કે–બીજું ઘી કઢાય !' એટલે એ, હું એક અને નવ બીજાં–એમ દશની ગણત્રી કરી લે છે અને સૌના ભાગે રીતિસર ઘી જાય એ રીતિએ ઘી લે છે. ઘરનો માલીક કદાચ ઘીની વાઢી પોતાના ભાણામાં નમાવવા જ માંડે, તો એ કમાઉગીર હોય અને એના આધારે ઘર ચાલતું હોય એટલે બીજાં બોલે નહિ, પણ પાછળ કચ-કચ જરૂર કરે. તેમના અન્તરમાં કચવાટ પેદા થયા

વિના રહે નહિ. અને ઘરનો માલીક જો રોજ એમ કરવા માંડે, તો પછી ઘીની વાઢી પહેલાં ભરેલી મૂકાતી હોય, તે અડધી જ મૂકાવા માંડે. કેમ એમ જ છે ને ?

સ૦ એમ જ છે. એમ ન કરે તો ઘર ચાલે નહિ.

પણ જો ઘરનો માલીક બરાબર મેળ મેળવીને લેતો હોય તો ? તો સૌ પ્રસન્ન રહે અને વધુ લેવાનો આગ્રહ કર્યા કરે. હૈયાની વિશાળતા ગઈ, એટલે કજીયો થયા વિના રહે નહિ અને હૈયાની વિશાળતા હોય, તો કજીયાખોરને પણ પ્રાયઃ મર્યાદાસર વર્તવાની ફરજ પડે. એક ઘર ચલાવવાને માટે, એક દશ માણસના કુટુમ્બમાં દુધ–ઘી વિગેરેના કજીયા નહિ થવા દેવાને માટે અને સુખ-શાન્તિથી સૌનો નિર્વાહ કરવાને માટે પણ જ્યારે બાકી-નાઓનો વિચાર કરવો પડે છે અને મર્યાદા રાખવી પડે છે, તો સારાય જગતમાંથી નાશવન્ત વસ્તુઓના કજીયા ટાળવાને માટે અને સુખશાન્તિ ફેલાવવાને માટે કોઈ મર્યાદાની જરૂર પડે કે કેમ, એ વિચારી જૂઓ.

**ધર્મથી આપણી અશાન્તિ ટળે અને પરની અશાન્તિમાં આપણી ભાગીદારી રહે નહિ :**

આ વિચાર ઉપર તમે જો બરાબર સ્થિર થઇ જશો, તો તમને લાગશે કે–જીવનમાં ધર્મની જરૂર છે. સૌ જો 'મારે જ જોઇએ'–'મારે જ જોઈએ' એવી વૃત્તિ રાખે અને પારકાનો વિચાર કરે નહિ, તે છતાં પણ જો ટંટાફીસાદ–કજીયા–મારામારી થાય નહિ, તો સમજી

લો કે–તેમ કરવાની શક્તિ–સામગ્રી નથી માટે જ બીજા દબાઈ રહ્યા છે: પણ તેમના હૈયામાં તો બળતરા જ બેઠી છે. આપણે તો એ કરવું છે કે–આપણી અશાન્તિ ટળે અને બીજાની અશાન્તિમાં આપણી ભાગીદારી રહે નહિ! એ માટે જ ધર્મની જરૂર છે, કારણ કે–ધર્મ નાશવંત પદાર્થોને પર તરીકે ઓળખાવી દે છે અને સ્વની ઉન્નતિ સાધવા તરફ પ્રેરે છે. સ્વની ઉન્નતિ તરફ જે પ્રેરાય છે, તે જો વાસ્તવિક માર્ગે હોય છે તો, તેની પોતાની અશાન્તિ ટળે છે અને બીજાઓની અશાન્તિમાં તેની ભાગીદારી રહેતી નથી. એની ભાગીદારી હોય તો બીજાની શાન્તિમાં હોય. કોઇને ય પમાડે તો એ શાન્તિ જ પમાડે, પણ કોઈને ય અશાન્તિ પમાડવાની તેની વૃત્તિ હોય નહિ.

ધર્મ વિના ચાલે જ નહિ :

આ માટે ઘરના માલીકની જેમ તમેય વિચાર કરી લ્યો કે–"આ દુનિયામાં હું એકલો જ નથી. 'મારી વિરૂદ્ધમાં કોઈ ન આવો'–એવું હું જેમ ઇચ્છું છું, તેમ મારે પણ કોઈની વિરૂદ્ધમાં આવવું જોઇએ નહિ." આવો નિર્ણય જે કોઈ કરે, તેને ધર્મની જરૂર પડયા વિના રહે નહિ. જીવનમાં ધર્મ આવી જાય, તો જ કોઈની વિરૂદ્ધમાં આવ્યા વિના આદમી સુખશાન્તિપૂર્વક જીવી શકે અને પરિણામે શાશ્વત તેમ જ સંપૂર્ણ શાન્તિને સંપાદન કરી શકે.

હૃદયપૂર્વક કબૂલજો :

'મારે એવી રીતિએ વર્તવું, કે જેથી હું કોઈની વિરૂદ્ધમાં આવું નહિ'–આવો નિશ્ચય કરવો તે સહેલું નથી. એવો નિશ્ચય કરવાને માટે–'મારે જ જોઇએ'–એવી વૃત્તિ જે ઘડાઈ ગઇ છે તેને કાઢવી પડશે અને 'બીજાને પણ જોઇએ'–એ વિચારણા કરવી પડશે. સમજી લેવું પડશે કે–'જેમ મારી ધારણા વિરૂદ્ધ કોઇ મારી સામે વર્તે તે મને પસંદ નથી, તેમ બીજાઓની ધારણા વિરૂદ્ધ તેમના હિતની સામે હું વર્તું તે તેમને પસંદ નથી જ!' આવું સમજીને ઉદારતા કેળવવી પડશે. 'કોઇના ભોગે મારે મારો સ્વાર્થ સિદ્ધ કરવો નથી'–એવું નક્કી કરવું પડશે. હવે ત્યાં ધર્મની જરૂર પડે કે નહિ, એ કહો!

સ૦ ધર્મ વિના ચાલે જ નહિ.

કોઇના પણ ભોગે મારે મારો સ્વાર્થ સિદ્ધ કરવો નથી, આવો નિર્ણય કર્યા પછીથી અને એ નિર્ણયનો અમલ કરવાને માટે તત્પર બન્યા પછીથી, જીવનમાં એવો કયો સમય હોઈ શકે, કે જ્યારે ધર્મ ન હોય તો પણ ચાલી શકે?

સ૦ સદા જોઇએ.

તમને લાગ્યું તો ખરૂં કે–જીવનની કોઈ પણ ક્ષણ ધર્મ વિનાની હોવી જોઇએ નહિ! હજુ પણ વાંધો હોય તો બોલજો! જે કબૂલ કરો, તે હૃદયપૂર્વક કબૂલ કરજો. જે બોલો તે અન્તઃકરણની સાક્ષીએ બોલજો!

**જરૂરીયાત માત્ર ઉપર કાપ મૂકવો જોઇએ અને સ્વબળે જીવાય તેમ કરવું જોઇએ :**

હવે આપણે આ વિચારમાં આગળ વધવું છે. એ જોવું છે, વિચારવું છે કે–"કોઈની વિરૂદ્ધમાં ન આવવું હોય, તો આપણે જીવન કેવું જીવવું જોઇએ ?"

સ૦ એ બને કેમ ? દુનિયામાં રહેવું, આ બધું જોઈએ અને કોઈની વિરૂદ્ધમાં આવવું નહિ, આવું બને કેમ ?

પ્રશ્ન એ છે કે–જરૂરીયાત માનવી અને કોઈની વિરૂદ્ધમાં ન આવવું એ બને નહિ : પણ વાત તો એ છે કે–જરૂરીયાત માત્ર ઉપર કાપ મૂકવો જોઈએ. પરના બળે જીવાય છે, તે સ્વબળે જીવાય તેવી દશા પ્રાપ્ત થાય એ માટે પર વસ્તુઓની જરૂરીયાતો ઉપર કાપ મૂકતા જવું જોઈએ : જેથી પરિણામે પર માત્રથી મૂકાઈ જવાય ! આ તો આદર્શ છે. આ આદર્શ આંખ સામે આવી જાય, તો આજની જરૂરીયાતોની વધી ગએલી ભયંકર ભૂખ કાબૂમાં આવી જાય. આજ તો જરૂરીયાતોને કશી મર્યાદા રહી નથી. જરૂરીયાતો એવી મનાઈ ગઈ છે કે–એની પૂંઠે આદમી આદમી મટીને પશુ બની ગયો છે : કારણ કે–ગમે તે રીતિએ પણ જરૂરીયાતોને પહોંચી વળવું એ જ વૃત્તિ ! જરૂરીયાતને પહોંચી વળવામાં જે કોઈ વચ્ચે આવે તેને ઉઠાવીને ફેંકી દેવાની વાત ! શક્તિ ન હોય તો ચૂંમઈને રહે,

પણ વૃત્તિ એ ! આવી દશામાં પણ જો આદર્શ આંખ સામે આવી જાય, તો ફેર પડ્યા વિના રહે નહિ. 'મારે કોઈની વિરૂદ્ધમાં નહિ જ આવવું જોઇએ '–આવી વૃત્તિ જન્મી જાય, હૈયામાં આવી વાસના પ્રગટી જાય, તો આદમીના જીવનમાં મોટો પલ્ટો આવી ગયા વિના રહે નહિ.

**પ્રત્યેક માનવીનો આદર્શ :**

અહીં કદાચ એવો પણ પ્રશ્ન ઉઠવાનો સંભવ છે કે–" હું બીજાની વિરૂદ્ધમાં ન આવું, પણ બીજો મારી વિરૂદ્ધમાં આવે તો મારે શું કરવું ? " આવો પ્રશ્ન ઉઠવો, એ સ્વાભાવિક છે. આ પ્રશ્નનો સીધો જવાબ એ જ છે કે–'આપણે વધુ વિવેકી છીએ માટે આપણે સહન કરી લેવું ! સામો આપણી વિરૂદ્ધ આવે, તો પણ આપણે તેની વિરૂદ્ધ જવું નહિ ! વિરૂદ્ધમાં આવનારને અજ્ઞાન સમજી તેની દયા ખાવી અને તે બીચારો પણ સીધા રાહ ઉપર આવે એવી ભાવના રાખીને, તે ભાવનાને સફ્લ બનાવવાને માટેની શક્ય યોજના કરવી. ' આ આદર્શ છે. પ્રત્યેક માનવીનો આદર્શ આ હોવો જોઇએ. એનો અમલ થોડો થઇ શકે કે વધુ થઇ શકે, પણ આ આદર્શ નિશ્ચિત થઈ જવો જોઇએ. આ આદર્શનો જેના જીવનમાં જેટલો અમલ થશે, તેના જીવનમાં તેને તેટલો લાભ જરૂર થશે. બધા એનો સર્વ પ્રકારે અમલ ન કરી શકે એ બને, પણ આદર્શ નિશ્ચિત થાય એટલે જીવનમાં પરિવર્તન આવે નહિ એવું બને નહિ.

**ધર્મયોગે ઉમદા વૃત્તિ :**

'મારે કોઇની વિરૂદ્ધમાં આવવું નહિ'–આ ભાવના આવ્યા પછી તો, ધર્મની ભાવના શિવાય રહેવાશે નહિ : અને 'કોઈ મારી વિરૂદ્ધમાં આવે તો પણ મારે તો મારા ધ્યેયને વળગી રહેવું જોઇએ, મારી વિરૂદ્ધમાં આવનારની વિરૂદ્ધમાં પણ મારે નહિ આવવું જોઇએ.'–આવી ઉમદા વૃત્તિ ધર્મના યોગે ઉત્પન્ન થયા વિના રહેશે નહિ.

**સમજુ અને વિવેકી મનુષ્યે પોતાની વિરૂદ્ધ જનારની સામે પણ વિરૂદ્ધ નહિ જવું જોઈએ :**

આજની દુનિયામાં પણ એ પોકાર પડી રહ્યો છે કે–મોટો, મહાન, આગેવાન, રાજા વિગેરે તે જ મનાય, કે જે તેના હાથ નીચેનાઓનો રક્ષક હોય પણ ભક્ષક ન હોય. આજની આ લડત છે. 'રક્ષક મટી ભક્ષક બને, તે મોટો નહિ, આગેવાન નહિ અને રાજા નહિ ! એવા આગેવાનો અને એવા રાજાઓ નહિ જોઈએ.'–એમ આજે જોરશોરથી લખાઇ અને બોલાઇ રહ્યું છે. ત્યારે–'મનુષ્ય એ સઘળા પ્રાણિઓમાં મહાન છે.'–આ વાત તો જેમ તત્ત્વજ્ઞો સ્વીકારે છે તેમ જડવાદિઓ પણ કબૂલે છે, એ આપણે શરૂમાં જ કહી ગયા છીએ. મનુષ્યોમાં પણ જે મનુષ્યો સમજુ હોય, તે બીજાઓથી મહાન છે : અને સમજુ મનુષ્યોમાં પણ જેઓ સુવિવેકી હોય તે તેમનાથી ય મહાન છે. આ વાત તો બરાબર છે ને ? હવે કહો કે–મહાન, મહાન ક્યારે કહેવાય ? જે પોતાનાથી

નીચી કોટિનાઓના પોતા પ્રત્યેના ખરાબ પણ વર્તનને ખમી ખાય, તો જ તે મહાન કહેવાય ને ? અજ્ઞાની જ્ઞાનિને ગાળ દે અને તેની સામે જ્ઞાની પણ અજ્ઞાનિને ગાળ દે, તો તમે શું કહો ?

સ૦ તો પછી જ્ઞાનીમાં અને અજ્ઞાનીમાં ફેર શો રહે ?

અર્થાત્–એવા જ્ઞાની અને અજ્ઞાની બેય સરખા, એમ જ ને ? આથી તમે એ જ સૂચવો છો કે–અજ્ઞાની ગાળ દે, તો પણ જ્ઞાનિએ અજ્ઞાનિની ભૂલને ખમી ખાવી જોઇએ ! હવે એ જ રીતિએ તમને કહેવામાં આવે છે કે–'તમે તમારી જાતને બીજાઓ કરતાં વધુ સમજુ અને વધુ વિવેકી માનો છો, કહો છો, તો તમારે પણ બીજા અણસમજુ કે અવિવેકી આત્માઓએ તમારી વિરૂદ્ધમાં કાંઈ પણ કર્યું હોય, તો તેને ખમી ખાવું જોઇએ : પણ તેની સામે તેના જેવા તો નહિ જ થવું જોઇએ !' આમાં તમારાથી ના પાડી શકાય તેમ છે ?

**પારકાના કાજી બનવાની શક્તિ છે, પણ**
**પોતાના કાજી બનવાની શક્તિ નથી :**

કલ્પી લો કે–સાધુવેષમાં રહેલો કોઇ ગુસ્સો કરે તો તમે શું કહો ? જો કે–તમે તો ગુસ્સા–બીનગુસ્સાનું એટલે કે–ગુસ્સામાં રહેલી પ્રશસ્તતા અને અપ્રશસ્તતાનું પૃથક્કરણ કરી શકતા નથી, પણ કોઇ સાધુ ગાળ દેનારની સામે ગુસ્સો કરે, તો તમે શું કહો ?

સ૦ સાધુથી ગુસ્સો ન થાય.

એમ કહો ને કે–સાધુથી એવો ગુસ્સો ન થાય? કેમ એમ? કારણ એ જ કે–તે સાધુ છે. બીજાઓ કરતાં ઉંચી કક્ષાનો છે. બીજાઓ કરતાં વધુ સમજુ અને વધુ વિવેકી છે. આવો જ વિચાર તમે જો તમારી જાતને માટે પણ કરી લો, તો–'હું બીજાની વિરૂદ્ધમાં ન આવું, પણ બીજો મારી વિરૂદ્ધમાં આવે તો મારે શું કરવું?'–એ પ્રશ્નનું નિરાકરણ આપોઆપ મળી જાય. સામાન્ય રીતિએ તમારામાં પારકાના કાજી બનવાની શક્તિ છે, પણ પોતાના કાજી બનવાની શક્તિ નથી. આદમી પોતે જ પોતાનો કાજી બની જાય, એ સ્થિતિ આવવી જોઇએ. કૉર્ટના જજ ક્યારે દોષિત ઠરાવી શકે? પૂરાવા મળે, બચાવ થઇ શક્યો ન હોય, સાક્ષી વિરૂદ્ધમાં મજબૂત હોય, વિગેરે બને ત્યારે ને? પણ ખોટા પૂરાવા, ખોટા સાક્ષી અને ખોટા દસ્તાવેજો સાચા જેવા જ બનાવી શકે, એવા હુંશીયારને જજ પણ શું કરી શકે? કોઇક વાર એમાં તો નિર્દોષ દંડાઈ જાય અને દોષિત બચી જાય, એમેય બને ને? માણસ જાતે તેટલો હુંશીયાર ન હોય તો પણ, આજે બચાવનારા હુંશીયારોનો ક્યાં તોટો છે? આજે તો ગૂન્હેગારોને બીનગૂન્હેગાર ઠરાવવાને માટે પણ થાય તેટલું કરી છૂટવાનો કારમો ધંધો ચાલી રહ્યો છે અને જે ધંધામાં એવા ભયંકર પાપને પણ અવકાશ છે તેવા આજની વકીલાતના ધંધાને પ્રમાણિક ધંધો કહેવામાં આવે છે. એ પોતે અપ્રમાણિક હોય, બીજાને અપ્રમાણિક બનવાનું શીખવતો હોય અને

અપ્રમાણિકને હુશીયારીથી પ્રમાણિક પૂરવાર કરી દે એવું પણ બન્યું હોય, તોય તેને તમારાથી અપ્રમાણિક ન કહેવાય, એમ ખરૂં ને ? માટે ખરી વાત તો એ છે કે–આદમીએ પોતે જ પોતાના જજ બનવું જોઈએ. તમે જો તમારા પોતાના જજ બની જાવ, તમે જો તમારી જાતના જ સાચા પરીક્ષક બની જાવ, તો તમારા આત્માને ઘણો જ લાભ થઈ જાય.

**પોતે પોતાનો જજ બને તો :**

આદમી જો પોતે જ પોતાનો જજ બની જાય, તો એને ખાત્રી થઈ જાય કે–પોતે કેટલાયની અનુકૂળતાઓના ભોગે પોતાની અનુકૂળતાને સાધવાને માટે મથી રહ્યો છે ! પોતાની અનુકૂળતા ખાતર તે કેટલાયની વિરૂદ્ધમાં જઇ રહ્યો છે ! પછી એને આદમી તરીકે વિચાર આવે કે–'હું જેમ અનુકૂળતા ઇચ્છું છું તેમ સૌ અનુકૂળતા જ ઇચ્છે છે. મારી અનુકૂળતાની આડે કોઈ આવે તો તે મને પસંદ નથી, તેમ બીજાઓને પણ હું તેમની અનુકૂળતાની આડે આવું તો તે પસંદ નથી : માટે મારે કોઇની વિરૂદ્ધમાં આવવું નહિ અને જો કોઈ મારી વિરૂદ્ધમાં આવે તો પણ તેની દયા ખાવી, પરન્તુ તેનીય વિરૂદ્ધમાં મારે આવવું નહિ !'

**કોઈ તમારો તિરસ્કાર કરે ત્યારે સમજો કે–તેમાંય કારણરૂપ તમારો કાંઈક વાંક છે :**

વળી તમે ગમે તેટલી અનુકૂળતાની ઈચ્છા કર્યા કરો અને એ માટે ગમે તેવાં કાળાં કૃત્યો કર્યા કરો, તો

પણ અનુકૂળતા ભાગ્ય હોય તો જ મળે અને ભાગ્ય ન હોય તો ન જ મળે, એ સિદ્ધાન્ત માનવાને તમે તૈયાર છો? 'મારા ભાગ્યમાં ન હોય તો હું ગમે તેટલો મથી મરૂં તોય મને અનુકૂળતા ન મળે, ભાગ્યમાં હોય તો જ મળે'–આ સિદ્ધાન્તને માનવાને જો તમે તૈયાર હો, તો તો તમારે માનવું જોઇએ કે–તમે બીજાની વિરૂદ્ધ ન આવો તે છતાંય તે તમારી વિરૂદ્ધ આવે છે, તેમાં તમારી કોઈ કાર્યવાહી પણ કારણ રૂપ છે! કોઈ તમારો તિરસ્કાર કરે છે, તેમાંય કારણ રૂપ તમારો જ કાંઈક ને કાંઇક પણ વાંક છે! પછી તે પૂર્વનો હોય કે તાજો હોય! તમને લાગવું જોઈએ કે–' મને મળતી પ્રતિકૂળતા ખરી રીતિએ મારી જ ઉત્પન્ન કરેલી છે. મારી અનુકૂળતામાં વિઘ્ન આવે છે, તેય મારા કોઇ કૃત્યનું પરિણામ છે.' આ લાગી જાય, તો અનુકૂળતાને મેળવવાને માટે અને પ્રતિકૂળતાને ટાળવાને માટે જે કાળાં કૃત્યો થાય છે તે થાય ખરાં? 'દુનિયાનો કોઇ પણ પદાર્થ ભાગ્ય હોય તો જ મળે અને ભાગ્ય ન હોય તો ન જ મળે'–આ સિદ્ધાન્ત સમજી લેવા જેવો છે. ભાગ્ય સાથે બીજી પણ વસ્તુઓ ભલે જરૂરી હોય, પણ ભાગ્ય ન હોય ને દુનિયાનો કોઇ પદાર્થ મળી જાય, એ સ્વપ્ને પણ માનતા નહિ. ભાગ્ય ન હોય તો મળવાની અણી ઉપરથી એવું પણ વહી જાય કે–જેનો પત્તો લાગે નહિ. એવા કારમા પ્રસંગે પણ ગુસ્સો ન આવે, એ ક્યારે બને? આ સિદ્ધાન્ત હૃદયમાં પરિણમી જાય તો જરૂર એમ બને.

## શ્રી રામચન્દ્રજીને આવેશ કેમ નહિ?

બીજાં દૃષ્ટાન્તો લેવા જવાને બદલે ઘણી વાર કહેવાએલું અને લગભગ સૌ જેને જાણે છે તેવું શ્રી રામાયણમાંનું જ દૃષ્ટાંત લઇએ. જો ભાગ્યની માન્યતા આદિ ન હોય, તો શ્રી રામચન્દ્રજીને ગુસ્સો ન આવે, એ બને? એમના સંયોગો જૂઓ. રાજગાદી મળવાની તૈયારી વખતે પિતા બીજાને રાજ્ય આપી દે અને ગુસ્સો ન આવે? પણ શ્રી રામચન્દ્રજીને ગુસ્સો ન આવ્યો, એમ શાસ્ત્રો કહે છે. ઇતિહાસ એની વિરૂદ્ધમાં બોલતો નથી. વિચાર કરી જૂઓ કે– શ્રી રામચન્દ્રજીને ગુસ્સો કેમ નહિ આવ્યો હોય? રાજ્ય કેટલું મોટું? કેટલીક સાહ્યબી હશે? સત્તા કેટલી? ઋદ્ધિ કેટલી? માપ કાઢી જૂઓ! એ બધું આમ આંખના પલકારાની જેમ સરી જાય, એ જોયું જાય? ગુસ્સો ન આવે? તાકાત અજમાવવાનું મન ન થાય? વળી પાછી ખૂબી એ કે–એ બધું બાપે આપેલા વચન ખાતર! વચન બાપનું હતું, પણ શ્રી રામચન્દ્રજીનું તો નહિ હતું ને? બાપેય વચન આપ્યું તે શ્રી રામચન્દ્રજીને પૂછીને આપ્યું હતું? આવા સંયોગોમાં ઓરમાન મા પોતાના પુત્રને માટે રાજ્ય માગી લે, એ માગે એટલે બાપ રાજ્ય આપી દે અને શ્રી રામચન્દ્રજી પોતે બીજાને રાજ્ય આપવાનું સ્વીકારી લે, એ બધું સીધેસીધું બને કેમ? એ વખતે આવેશ આવે નહિ કે દુઃખ થાય નહિ? શ્રી રામચન્દ્રજીને ન તો આવેશ આવ્યો કે ન તો દુઃખ

થયું : કારણ કે—એ વિવેકી હતા. એમને કર્મસત્તાની પ્રબલતાનો પણ ખ્યાલ હતો. શ્રી રામચન્દ્રજીને રાજ્ય મળતું અટકી ગયું, તેમાં તેમનો ગૂન્હો શો હતો ? જ્ઞાનિઓ તો કહે કે—તે ભવનો ગૂન્હો ભલે ન હોય, પણ પૂર્વે તેવું કાંઇક કરેલું, માટે જ રાજ્ય મળવાની અણી ઉપરથી છટકી ગયું ! ત્યારે સમજી લો કે—આપણને જે અનુકૂળ કે પ્રતિકૂળ મળે છે કે બને છે, તેમાં માત્ર બુદ્ધિ જ કામ કરે છે, એમ છે નહિ. સારામાં સારા પણ સંયોગો પલટાય, તો તેમાં માત્ર અહીંનો જ વાંક હોય તેમ માનવા જેવું નથી. પાપ—પુણ્યના ઉદયે ભવિતવ્યતા મુજબ જેમ બનવાનું હોય તે મુજબ બન્યા વિના રહેવાનું નહિ, એવો વિશ્વાસ કેળવવાની જરૂર છે.

આજની અધમતાનું કારણ :

શ્રી રામચન્દ્રજીને ગુસ્સો ન આવ્યો, કારણ કે—તેમનામાં એ વિશ્વાસ હતો. આજે આવું કાંઇક સામાન્ય પણ બની જાય, તો બાપને કૉર્ટનાં પગથીયાં જોયા વિના ચાલે ? તેમાંય જો વડિલોપાર્જિત છે એમ સિદ્ધ થઇ શકે તેમ હોય તો ? આજે દીકરા દીકરાય કહેવાય છે અને બાપ બાપેય કહેવાય છે, પણ એ બાપ—દીકરામાં પરિવર્તન થઇ ગયું છે. સારા રહેવું કે ખરાબ બનવું, તે આપણા હાથની વાત છે. દુનિયાના સંયોગો ગમે તેમ ફરે, પણ સ્વભાવ બની રહે તો કામ થઈ જાય. ગમે તેવી કિંમતી વસ્તુ આવે કે જાય, મળે કે ન મળે, રહે કે લૂંટાઈ

જાય, પણ એ મળવી–રહેવી–ભોગવવી એ ભાગ્યાધીન છે એવો વિશ્વાસ રાખી, એને માટે કોઇની પણ વિરૂદ્ધમાં કોઈ પણ સંયોગોમાં નહિ આવવું એવું નક્કી કરવું જોઇએ. આજે પૂર્વની દશામાં ઘણું ઘણું પરિવર્તન આવી ગયું છે, પણ હજુ સારા બનવું તે આપણા હાથની વાત છે. આર્ય તરીકે જન્મ્યા છતાં પણ, અનાર્યની જેમ જીવવું તે ઓછી અધમતા ન ગણાય. આ દશા આવવાનું મૂળ કારણ એ છે કે–હૈયામાં ધર્મ પેસવા પામ્યો નથી !

**ધર્મ હૃદયમાં વસ્યો હોય એવા થોડા :**

આજે ધર્મ કરનારાઓએ પણ ધર્મને મોટે ભાગે ફુરસદીયો બનાવી દીધો છે. ધર્મ કરનાર દેખાતામાં પણ ઘણો વર્ગ એવો છે, કે જેના હૈયામાં વસ્તુતઃ ધર્મ નથી વસ્યો. આજે સાધુની સારી વાતને પણ સાંભળવાની ફુરસદ કેટલાને ? સુસાધુઓને તમે કદિ વળગતા ગયા છો ? સુસાધુઓની ચિન્તા તમે કદિ કરી છે ? જો કે–સુસાધુઓ જીવે છે તે તમારી મહેરબાનીથી નથી જીવતા, પણ એમના ધર્મબળે જીવે છે, પણ તમારી ફરજ શી ? આ તો–'ધર્મ કરીશું તો દુનિયામાં આપણું કામ ચાલશે'–એવી એવી વૃત્તિ ઉંડે ઉંડે પેસી ગઈ છે, એટલે ધર્મનો આટલો દેખાવ છે ! બાકી હૃદયમાં ધર્મ વસ્યો હોય એવા તો થોડા જ !

**ધર્મ સર્વત્ર સાથે જોઇએ :**

આવી રીતિએ તમા વિના, ગરજ વિના, દુનિયામાં રાચવાનું મળે એવી બુદ્ધિથી અને ધર્મદર્શકોની દરકાર

કર્યા વિના માત્ર દેખાવનો જ ધર્મ કરવામાં આવે અને તેમાં થતી ભૂલો ભૂલો રૂપે સમજાય છતાં તોય તેને સેવવાનો જ આગ્રહ રખાય, તે છતાં પણ એવો ધર્મ વસ્તુતઃ સહાયક બની જાય અને જીવનને ઉન્નત બનાવી દે, એવી જો આશા રાખતા હો, તો તે ફોગટ છે. આપણે તો જીવનમાં પ્રતિક્ષણે કામ લાગી જાય તેવો ધર્મ જોઇએ છે. ધર્મ અમૂક સ્થળે અને અમૂક વખતે જોઇએ એમ નહિ, પણ સર્વત્ર અને પ્રતિક્ષણે જોઇએ, એવી વૃત્તિ ઉત્પન્ન થઈ જવી જોઈએ. તમે પેઢી ઉપર બેઠા હો, તોય ધર્મ તમારી સાથે હોય : તમે બજારમાં સોદો કરતા હો, ત્યાંય ધર્મ તમારી સાથે હોય : તમે મિત્રો સાથે બેઠા હો કે અમનચમનની ગણાય એવી ક્રિયા કરતા હો, તોય ધર્મ તમારી સાથે હોય : એમ ખાતાં-પીતાં, બેસતાં-ઉઠતાં, વાતચીત કરતાં, ધંધો કરતાં, હરતાં-ફરતાં સર્વત્ર ધર્મ સાથે ને સાથે જ હોવો જોઇએ.

### આ વૃત્તિ વિના પાપ ક્યારે નહિ ?

આમ ધર્મ હૈયામાં સર્વત્ર સાથે જ હોય, એટલે કોઈ પણ પ્રવૃત્તિ કરતાં વિચાર થાય કે-‘ હું જે પ્રવૃત્તિ કરૂં છું, તે કોઈને પણ પ્રતિકૂળ છે કે નહિ ?’ કોઈની પ્રતિકૂળતા એ મારી અનુકૂળતા બનવી જોઇએ નહિ. કોઈની અનુકૂળતાના ભોગે મને અનુકૂળતા મળે એ ન જોઇએ. કોઇને પ્રતિકૂળતા આપી, પોતાની પ્રતિકૂળતા ટાળવી નહિ અને કોઈની અનુકૂળતાનો ભોગ લઇને પોતાની

અનુકૂળતા સાધવી નહિ. આત્મા જો બરાબર વિવેકી બને, જાગૃત હોય, તો જ આ વિચાર આવે. તમારે એ ખ્યાલ કરવો જોઇએ કે-'મને બીજાની અનુકૂળતાનો ભોગ લેવાનો શો હક્ક છે ?' આ વિચાર જો આત્મામાં અમૂક રીતિએ અને અમૂક અંશે પણ સ્થિર નહિ થાય, તો આત્મા એવી કયી મીનીટ છે, કે જે મીનીટે પાપ નહિ કરે ? પાપની તક મળવા છતાં તે પાપથી બચી શકશે ? તમે જ વિચાર કરો કે-તમારી તેવી શક્તિ નથી, તમારી સત્તા ચાલતી નથી અને તમારામાં તેટલી આવડત નથી, માટે તમે દુનિયાના પૈસા ઘરમાં ઘાલ્યા નથી, પણ કોઇ તેવો કીમીયો તમને હાથ લાગી જાય, તો તમે તેમ કર્યા વિના રહો ખરા ?

### શાના ગુલામ ?

આ સાધુવેષમાં રહેલો કોઈ તમને એવો કીમીયો શીખવવા આવે તો ? એ ઘડી તમે કહેવા જાવ કે-'તમે તો સાધુ છો, આ બધાના ત્યાગી છો, તે છતાં પણ પાછા આ પંચાતમાં તમે કયાં પડ્યા ?' તમે સાધુને એમ કહો ખરા ? કે પછી એના પગ ધોવા માંડો ?? તમે શાના ગુલામ છો, તે નક્કી થઇ ગએલી વસ્તુ છે. એની ગુલામીના યોગે તમે એવા બની ગયા છો કે-વસ્તુતઃ તમે સારી જગ્યાએ ઉભા રાખવા જેવા નથી. પણ આજે તો તમને પ્રાયઃ કોઈ ટોકે તેમ નથી. તમે બજારમાં પ્રમાણિક તરીકે, શાહુકાર તરીકે મજેથી ફરી શકો છો.

તમારી પેઢીઓમાં, તમારા ધંધામાં, તમારી પ્રવૃત્તિમાં કેટલી અનીતિ છે ? તમને વધારે શું કહેવું ? તમે સાંભળોય ખરા ? બજારમાં તમારી છાપ કેવી ? તમે જૂદા અને તમારી છાપ જૂદી ! કારણ ? શું તમે એ છાપને લાયક છો ? પણ બધા સરખા હોય એટલે કોણ કોને ટોણો મારે ? આ દશા શાથી ? તમે ધર્મને પકડયો નહિ અને બીજી જ વસ્તુઓના ગુલામ બન્યા એથી ! તમે જો ધર્મને તમારો સાથીદાર બનાવ્યો હોત, તો તમે પૌદ્ગલિક સુખના આટલા બધા શૉખીન ન હોત અને એથી તમારી માણુસાઈ દીપ્તિવંત બની હોત !

ધર્મ વિનાનો મહા ત્રાસ રૂપ :

આ વાતોમાં આપણે એ નક્કી કર્યા કરવું છે કે-ધર્મ એ મામુલી વસ્તુ નથી. ધર્મ એવી વસ્તુ નથી કે જેની જરૂર અમૂક વખતે જ હોય, બાકી નહિ. જો આ જીવનમાં ધર્મ ન હોય, તો આ જીવન એવું વાયડું, એવું તુચ્છ અને એવું ત્રાસ રૂપ બની જાય છે કે-જેનો જોટો ન મળે. એવો આદમી આ દુનિયામાં મહા ત્રાસ રૂપ નિવડે છે. આજે અને પૂર્વે પણ ધર્મહીન માનવીઓ, દુનિયાને માટે પશુ કરતાં પણ વધુ ત્રાસ રૂપ બનેલા છે. ઇતિહાસમાં કોઇ પણ પશુએ દેશના દેશ પાયમાલ કર્યા એમ લખાયું નથી, પણ માનવીએ પોતાની કોઇ પણ પાપવૃત્તિને આધીન થઇને દેશના દેશ પાયમાલ કર્યા હોવાનું તો જરૂર લખાએલું છે.

**'હું એ સ્થિતિમાં મૂકાયો હોઉં તો કયી રીતિએ વર્તું ?'–એ વિચારણાપૂર્વક વિચારો :**

સ૦ એ તો રાજા માટે.

તમે શું છો અને તમારી પાસે શું છે તે ભૂલી જઇને, તમારી મનોવૃત્તિમાં ઉંડે ઉંડે શું ભરાયું છે તે તપાસો તો માલૂમ પડે. શક્તિ ન હોય, સંયોગ ન હોય, સામગ્રી ન હોય અને એથી તમારા હાથે એવું ન બને એ વાત જૂદી છે : પરન્તુ તમે પોતે જો તેવી સામગ્રી અને સ્થિતિમાં મૂકાયા હો તો તમે શું કરો, તેનો તમારા હૈયાના છેક ઉંડાણના ભાગમાં જે વૃત્તિ છૂપાએલી છે તે વૃત્તિના આધારે ક્યાસ કાઢી જૂઓ ! જ્યારે શક્તિ–સામગ્રી –સંયોગ વિગેરે હોય, ત્યારે કસોટી થાય. સાવ દરિદ્રી કહે કે–'જીંદગીમાં મેં દેવાળું કાઢયું નથી' તો એનો કાંઈ અર્થ છે ? એ કહે કે–'મેં તો કોઇનોય પૈસો ઘાલ્યો નથી' તો તમે શું કહો ? તમે એને પ્રાયઃ એમ જ પૂછો ને કે– 'એ તો કહે કે–તને ધીર્યાં કોણે ? તને કોઈએ ધીર્યાં નહિ, માટે તેં કોઇના ય ઘાલ્યા નહિ, એમાં શી બડાઇ ?' જ્યારે જ્યારે સાધનસંપન્ન માણસોનો ખરાબ ચીતાર તમારી આંખ સામે આવે, ત્યારે ત્યારે તમારી જાતને એના કરતાં સારી માની લેતાં પહેલાં, તમારા કરતાં પેલો હલકો છે એમ કહેતાં પહેલાં, જરા થોભો ! વિચાર કરો કે–'હું જો એ સ્થિતિમાં મૂકાયો હોઉં તો મારી દશા શી થાય ?' પોતાની મનોદશાની વિચારણા કરવા

સાથે, સામાના સંયોગ આદિને વિચાર કરવો જોઇએ. ઉત્તમ આત્માઓની ઉત્તમતાને સમજવી હોય તો પણ એવી જ રીતિએ વર્તવું જોઇએ. તમારી મનોદશા અને તમારી જાત ઉપરથી, સામાની કરણીઓનું વિવેકપૂર્વકનું માપ કાઢનારા બનશો, ત્યારે તમને ઉત્તમ આત્મા-ઓની ઉત્તમ દશાનો ખ્યાલ આવશે : પણ યાદ રાખજો કે—એમાં હૃદયને જરાય અપ્રમાણિક બનવા દેતા નહિ.

**'રાજ્ય ખાતર રામ સામે થાય એ કદિ બને નહિ'—આવો વિશ્વાસ હતો :**

આવી રીતિએ શ્રી રામચન્દ્રજીની ઉત્તમતાનો પ્રસંગ વિચારો. આપણે વાત કરી ગયા કે—રાજગાદી ઉપર શ્રી રામનો જ હક્ક હતો, તે છતાં પણ તે બીજાના હસ્તક જતી હતી : એ સ્થિતિમાં પણ એમના હૈયા ઉપર એનો જરાય આઘાત થયો નહિ. શ્રી રામચન્દ્રજીને એવો વિચાર સરખોય ન આવ્યો કે—'મા જૂલ્મ કરે છે.' દશરથ મહારાજાની સ્થિતિ મુંઝવણ ઉત્પન્ન કરે તેવી હતી. પોતે કૈકેયીને વચન આપેલું છે. પોતાને તે વચનનું પાલનેય કરવું છે અને ઇચ્છા એ છે કે—ગાદી રામને આપવી ! પણ એ પ્રસંગે શ્રી દશરથ રાજાએ વિલંબ વગર, મુંઝ-વણ વગર જવાબ દીધો છે. એમ તો કહેવું પડે ને કે—'દીકરાને પૂછું તો સહી ?' પણ ના, કૈકેયીની માગણીની સામે શ્રી દશરથ રાજા નિર્ભયપણે કહે છે કે—'જા, તારી માગણી મુજબ રાજ્ય ભરતને આપ્યું !' આમ નિર્ભય-

પણ ક્યારે બોલાય ? શ્રી દશરથ રાજાના હૃદયમાં ખાત્રી હતી કે-મારા દીકરા પૌદ્‌ગલિક વસ્તુ ખાતર ધર્મને ચૂકે નહિ. રાજ્ય ખાતર રામ સામે થાય, એ કદિ બને નહિ !

કયાસ કાઢો :

વિચારી જૂઓ કે-જે બાપના છોકરા આવા હોય, તે બાપનુંય જીવન કેવું હોય ? એ કુટુંબના સંસ્કારો કેવા હોય ? એ બધાનો કયાસ કાઢો અને તમારૂં જીવન તથા તમારા કુટુંબના સંસ્કારો જૂઓ ! આજે તો સગા ભાઈ વચ્ચે ય પાશેર દુધના કજીયા થાય છે ! નહિ જેવી વસ્તુને માટે, આજે તો, વર્ષો સુધી ભેગા બેસનારાઓનો સંબંધ પણ એક દિ'માં ત્રુટે છે. નવ્વાણું દિ' સાચવેલું હોય, પણ જો એક દિ' ન સાચવે તો મામલો ખલાસ ! આ દશા ક્યાંથી ઉત્પન્ન થઈ ? સુસંસ્કારો ગયા, સદ્‌ભાવના ગઇ, ઉદારતા ગઈ, સહિષ્ણુતા ગઈ અને કેવળ સ્વાર્થની ભાવના વધી, એ શાથી ? ખરેખર, આવું કારમું પરિણામ ધર્મહીનતાના યોગે જ આવ્યું છે.

આજની પ્રધાન વૃત્તિ :

તમારા જેવી તે કુટુંબની દશા હોત, તો પરિણામ કયું આવત ? યાદ રાખો કે-એ બધાઓ કાંઇ ત્યાગી નહોતા થઇ ગયા : સંસારમાં હતા : પણ સંસારમાંય એવી રીતિએ વર્તતા અને ગાદી ઉપર પણ એવી રીતિએ જીવતા કે-દુનિયાના નાશવંત પદાર્થો તેમને આજની જેમ મુંઝવતા નહિ. આજે તો એ બળ નથી, એ સત્તા

નથી, એ શક્તિ નથી, એ ઋદ્ધિ–સિદ્ધિ નથી, એ ઉત્તમતા નથી અને તેમ છતાં પણ ખુમારીનો પાર નથી ! તેવું કશું મળે નહિ, તે છતાં જાણે શુંય છે તેવું અભિમાન ! એમની એ દશા નહિ હતી તેનું કારણ શું ? કહેવું જોઇએ કે–ધર્મ તેમનો સાથી બન્યો હતો. ધર્મને તેમણે સાથી બનાવ્યો હતો. આજે તો ધર્મને એક સામાન્ય કામચલાઉ વસ્તુના જેવો બનાવી દીધો છે. દુનિયાદારીમાં કામ લાગતો હોય તો ધર્મ કરવો, નહિ તો મૂકી દેવો, આ આજની પ્રધાન વૃત્તિ છે.

દેવ–ગુરૂ–ધર્મ હાથથી ગયા :

એના યોગે જ તમારા હાથથી સુગુરૂઓ છૂટી ગયા, ધર્મ તમારી પાસે રહ્યો નહિ અને દેવ મન્દિરમાં રહ્યા. દેવ તમારી આડે આવે, ગુરૂ તમારો હાથ પકડે અને ધર્મ–' આ ન કરાય, આ ખરાબ '–વિગેરે અવાજો કરે, તે તમને પાલવે ? અહીં આવ્યા બાદ તમે ઘેર જતા હો, તો અવસર પામીને ગુરૂ એમ પણ કહે કે–ક્યાં જેલખાનામાં ચાલ્યો ? પારકી વસ્તુને પોતાની માનીને કેમ ભૂલાવામાં પડ્યો? તું એ ઘરમાં અને એ વસ્તુઓની વચ્ચે રહેવા માગશે તોય રહી શકશે નહિ ! તીજોરીની નજદિકમાં જ પલંગમાં સુતો હોય, મજબૂત તાળું બંધ કર્યું હોય અને ચાવી કેડમાં ખોસી રાખી હોય, તે છતાં પણ ગુરૂ કહે કે–એ મીલ્કત તારી નથી. એ અહીં રહેશે અને તારે એને મૂકીને જ જવું પડશે. એ અહીં

રહેવાની અને તું જવાનો. અવસરે આવું આવું પણ કેવ હિતબુદ્ધિએ સંભળાવે, એવા ગુરૂઓ તમને પાલવે ?

**તમને કેવા ગુરૂ પાલવે અને**
**કેવા ગુરૂ અળખામણા લાગે ?**

તમને તો કેવા ગુરૂ પાલવે ? તમે એક શ્રીમં તરીકે આવો અને પેલો કહે કે–'આ પણ આ ગામન આગેવાન છે. ઘણા બુદ્ધિશાલી છે. ઘણાં સારાં કામે એમણે કર્યા છે. એમના આધારે તો અહીં મન્દિર- ઉપાશ્રય ચાલે છે. બજારમાં પણ એમની આબરૂ ઘણ છે. એમને પ્રવૃત્તિ કેટલી ? છતાં વળી કોઇ દહાડે આવી જાય છે. ઓછા પુણ્યશાલી નથી.' આવું આ આ વેષમાં રહેલો કહે, તો તમને થાય કે–'આ ગુરૂમ કાં'ક અક્કલ છે. આ ગુરૂ સારા–ખોટાને સમજે છે. કે બોલાય અને શું બોલાય તેની આમને ગમ છે. માણસને ઓળખી શકે છે.'

આને બદલે ગુરૂ જો કાંઇક એવું એવું જ કહેવા માં કે–'તમને આટલી બધી સામગ્રી મળી છે, તેથી તમે પુણ્યશાલી તો છો જ : પણ માત્ર લક્ષ્મીની પૂંઠે પડયા છે એટલે મજૂર જેવા છો ! એ અપેક્ષાએ તમારી દશા દય ખાવા લાયક છે ! શોકની વાત છે કે–તમારો આત્મા અનંત શક્તિને ધરનારો હોવા છતાં પણ, તમે લક્ષ્મી જેવ પર વસ્તુની પૂંઠે પાગલ બન્યા છો ! આત્માની ઉન્નતિ માટે વિચાર કરો અને આ બધી પર વસ્તુઓની ખોટ

મમતાને તજી એનો સદુપયોગ કરો! તમે ગમે તેટલી લક્ષ્મી ભેગી કરી હશે, તે છતાંય એક દિ' આ બધું મૂકીને જવું પડશે.' તો શું થાય? પ્રાય: ત્યાં જ એમ નક્કી કરી લે કે–'હવે આવા સ્થાનમાં ફરી ઘુસવું નહિ. ભાનભૂલો સાધુ છે. એને બોલતાંય નથી આવડતું! આદમીને તો જૂએ જ નહિ! અમે ન હોત તો ખબર પડત, ખબર!' આવું આવું કંઈ કંઇ એ વિચારી નાખે અને કદાચ બોલી પણ નાખે.

## લક્ષ્મીને એ મળ્યો :

હવે વિચારી જૂઓ કે–આવો આદમી કદાચ ભગવાનની પૂજા કરવાને રોજ જતો હોય, તે છતાં પણ એ ભગવાનની આગળેય પોતાનાં પાપોનો સાચો એકરાર કરે ખરો? અરે, એવા આદમીઓ તો ભગવાનને પૂજે તોય એવી રીતિએ પૂજે કે–એની લક્ષ્મીની ખૂમારી દેખાઈ આવે. એવાઓની પૂજા કરવાની રીતિ જૂઓ તોય દુ:ખ થાય: એના પ્રત્યે દયા આવે, પણ બહુમાન જાગે નહિ. એવાઓને લક્ષ્મી કેમ મળી છે, લક્ષ્મીને એવાઓ કેમ સાચવે છે અને લક્ષ્મીને મેળવવા તથા સાચવવાને માટે એ શું શું કરે છે, એ બધાનો વાસ્તવિક ખ્યાલ આવે, તો એમ થાય કે–લક્ષ્મી એમને મળી નથી પણ લક્ષ્મીને એ મળ્યા છે. પંપાળ્યા કરે અને સાચવ્યા કરે! ધનતેરશ જેવા દહાડે દૂધના અભિષેક કરે! કેમ આમ? ધર્મને સાથીદાર બનાવ્યો નથી માટે!

**ધર્મી ને ધર્મહીન :**

હવે એવા આદમીને તેની લક્ષ્મી એકદમ જાય તો શું થાય ? એની હાલત કયી થાય ? ભયંકર દુઃખ એના અન્તરમાં પ્રગટે કે બીજું કાંઇ થાય ? મહા દુર્ધ્યાનમાં બળે, એવી દશા થાય ને ? પણ જો ધર્મ સાથી હોય, તો ગુરૂ પાસે અને દેવ પાસે એવી દશા ન થાય તેમજ લક્ષ્મી જાય તો પણ તેવી કારમી મુંઝવણ ન થાય! એમ થાય કે–પર હતી. નહોતી મૂકાતી. આપમેળે ગઈ. આફત આવે તો પણ ધર્મથી આશ્વાસન મળે. દૃઢ ધર્મિને તો લક્ષ્મી ચાલી જાય એથી અશાન્તિ થવાને બદલે, તેની શાન્તિમાં વધારો થાય! પણ એ ક્યારે બને? ધર્મને જીવનનો સાથી બનાવી દેવાય તો!

**ધર્મ શ્વાસથીય વધુ જરૂરી :**

તમે તો ધર્મને એવો નકામો કરી દીધો છે કે–ધર્મ તમારી પેઢીમાં દેખાતો નથી, ધર્મ તમારા હૈયામાં દેખાતો નથી, ધર્મ તમારા જીવનમાં દેખાતો નથી, ધર્મ તમારા ઘરમાં દેખાતો નથી અને ધર્મ તમારાં વચનોમાં પણ દેખાતો નથી! તમે ધર્મને સાથીદાર બનાવી દો અને દુન્યવી વ્યવહારમાં પણ એટલા બધા પ્રમાણિક બની જાવ, કે જેથી તમારા પગલે પગલે, જોનારને એમ જ થાય કે–' આ પુણ્યશાલી છે !–પાપને અને આને મેળ હોઇ શકે જ નહિ ! ' તમારી સંસારને લગતીય કોઈ પણ ક્રિયા ધર્મશૂન્ય હોવી જોઇએ નહિ ! તમારી દુકાને ચઢેલા

ગ્રાહકને પણ એમ થાય કે-હું પુણ્યશાલિની દુકાને ગયો હતો. પાંચ રહી ગયા હોય તોય એને વિશ્વાસ રહે કે-ક્યાંય જવાના નથી! ધર્મ માત્ર મન્દિરમાં કે ઉપાશ્રયમાં જોઇએ એમ નહિ. ધર્મ સર્વત્ર જોઇએ અને સર્વકાલ જોઇએ. ધર્મી બજારમાં પણ ધર્મી હોવો જોઇએ અને ઘરમાં પણ ધર્મી હોવો જોઇએ. ક્રિયામાત્રમાં મનુષ્ય ધર્મી હોવો જોઇએ. આ જીવનમાં શ્વાસ વિના તો કદાચ એક જ ભવમાં મરી જવાય, પણ ધર્મને આઘો મૂકયે આ ભવ પણ બગડે અને ભવાંતર પણ બગડે. આથી જીવનમાં ધર્મની તો શ્વાસના કરતાં પણ વધારે જરૂર છે.

**કદાચ સરકાર નહિ પકડે પરન્તુ**
**કર્મસત્તાની સજામાંથી છૂટકાશે નહિ:**

અહીંથી મરવાનું છે એ નક્કી વાત છે, અહીંથી મરીને બીજે જવાનું છે એમાં ફેર નથી, પણ આપણું ભવિષ્યમાં શું થશે, તેનો પત્તો નથી. આ જીવનમાં તમારૂં નશિબ પાંસરૂં હશે અને ગૂન્હા ચાલાકીથી છૂપાવી દેશો તો કદાચ સરકાર નહિ પકડે એ બનશે, પણ કર્મસત્તા કદિ નહિ છોડે! કર્મસત્તા જ્યારે ઉઠાવશે, ત્યારે બંગલા અહીંના અહીં રહી જશે, પહેરેગીરો જોતા રહી જશે, પીસ્તોલવાળા લૈયા રાખ્યા હશે તોય તે કાંઇ નહિ કરી શકે અને તમારે જવું પડશે. તમે જેને 'મારાં' 'મારાં' એમ માની રહ્યા છો, તે કુટુંબિઓ આંસુ સારશે અને મોટામાં મોટો ડૉકટર હશે તોય કહેશે કે-કેસ નકામો

છે! મોટી ફી ખર્ચીને બોલાવેલો નામાંકિત ડૉક્ટર પણ ઝટ ચાલવા માંડશે: કારણ કે-નાહક કલંક લાગે તેવો કેસ છે એમ લાગ્યા પછી કીર્તિનો અર્થી ઉભો રહે એ અશક્ય પ્રાય: છે. તમે કહેશો કે-'ડૉક્ટર ! તમારો એ જૂનો મિત્ર છે, રોજનો સાથી છે' તોય એ કહેશે કે-'અત્યારે નહિ !' ત્યારે કહો કે-આ બધો માલ તમારો બાપીકો નથી ! આમાંનું કાંઈ તમારૂં નથી ! મરણ વખતે એ સમજાય, રડવું પડે અને રડતાં રડતાં જવું પડે, એ કરતાં પહેલેથી જ ચેતવું સારૂં છે.

ઘરમાં બેઠાય ધર્મી :

'આમાંનું કાંઈ મારૂં નથી, હું બધાથી પર છું, આ બધું બંધન રૂપ છે અને એ બંધનથી મારે મૂકાવું જોઇએ તેમજ એ માટે મારે કોઈનીય વિરૂદ્ધમાં નહિ આવવું જોઇએ.'-આ માન્યતા આવી, એટલે ધર્મ આવ્યો સમજો. પર વસ્તુઓની પૂંઠે પાગલ બનેલાઓને, આવી માન્યતા-વાળો આદમી મૂર્ખો લાગે, અક્કલ વગરનો લાગે, એ બનવાજોગ છે: પણ જ્ઞાનિઓ કહેવાના કે-તે ઘરમાં બેઠો હોય તોય ધર્મી નથી એમ નહિ. તમે આ માન્યતામાં કેળવાઈ જશો, પછી લક્ષ્મીની લીલા લાય જેવી લાગશે. ઘરમાં તમને ગમે નહિ અને અહીં ગમે, તેવું કરવું છે. અહીં ટાઈમ વધારે થાય તોય આનંદ થાય અને અહીંથી જતાં સંકોચ થાય. તમે તો અહીં આવેલા પણ પાછળ વાંધો ન આવે એવી તૈયારી કરીને આવેલા-

ને ? અહીં બેઠેલાઓમાંના પણ કેટલાકોને એમ થતું હશે કે–ટાઇમ વધારે થઈ ગયો : અહીંથી હવે જેમ બને તેમ વહેલા છૂટી જવાય તો સારૂં : કારણ કે–એ પર છે, હાનિકર છે અને આ સ્વના કલ્યાણનો માર્ગ છે, એમ લાગ્યું નથી. એ લાગી જાય એટલે કદાચ કોઈ તેવા પાપોદયના યોગે નશિબ કુટે, તોય મુંઝવણુ ન થાય અને મહીંની મજા ટકી રહે. આ ક્યારે બને ? જીવનમાં ધર્મ આવી જાય તો !

દેવ–ગુરૂ પાસે પાપ કાઢવા જવું :

પછી દેવ પાસે અને ગુરૂ પાસે જૂદી જ રીતિએ જવાશે. દેવની પાસે પાપના એકરારો પશ્ચાત્તાપપૂર્વક થશે. પૂજા કરતાં એમ થશે કે–'હે ભગવન્ ! તારા અંગસ્પર્શથી મારામાં એ તાકાત આવો કે–મારા જીવનમાંથી પાપ નીકળે.' ગુરૂ પાસે તો પાપ કાઢવાને માટે જ જવાનું હોય એમ લાગશે. ગુરૂ જો ઘરબારની–દુનિયાદારીની ખબર પૂછે, તો દુઃખ થવું જોઇએ. ગુરૂ તો ઘરબારને આત્મરોગનું ઘર માનનારા હોય અને યોગ્ય આત્માઓને ઘરબારથી મૂકાવનારા હોય. એ જ જો ઘરબારની ખબર પૂછે, તો એમ થવું જોઈએ કે–અરે રે, આ હું શું સાંભળું છું ? એમ થાય કે–આ હું ક્યાં આવ્યો છું ? એવા વખતે તમારૂં વર્તન એવું હોવું જોઇએ, કે જે વર્તનથી ગુરૂને પણ પોતાની જવાબદારીનું ભાન થાય. તમારા ઘરબારની–દુનિયાદારીની ખબર પૂછનાર ગુરૂને પણ એમ થઈ જાય કે–'હું ભૂલ્યો. મારાથી આવું પૂછી શકાય જ નહિ !' આજે

તો મોટા ભાગની ઉલ્ટી દશા છે. સુગુરૂઓ પણ, ક્યારે અમારી દુનિયાદારીમાં મદદ કરનારા નિવડે, એવી કેટલાકોની ભાવના છે: કારણ કે–આ જીવનની સાર્થકતા કેવળ ધર્મથી જ છે, એ વાત સમજાઇ નથી.

## જીવનમાં ધર્મ આવી જાય તો ખાતાં-પીતાં–ચાલતાં–બેસતાં બધે વિચાર થાય:

એવી કરામત શીખો કે–આત્મા પાપથી બચી જાય. ગમે તેવી સ્થિતિમાં પણ આપણને મુંઝવણમાં ન મૂકે અને એને વળગ્યા રહીએ તો શાન્તિ આપે, તેનું નામ ધર્મ. આપણે અધર્મથી કોઇને ય મુંઝવણમાં ન મૂકીએ, આપણને આપણે માટે ક્યારેય મુંઝવણ થાય નહિ અને આપણી નીતિ–રીતિથી બીજાને મુંઝવણ થાય નહિ, એવું જીવન બની જાય તો સમજો કે–ધર્મ જીવનમાં ઓતપ્રોત થઈ ગયો. એવી રીતિએ જીવન વ્યતીત કરવાને માટે, ખાતાં–પીતાં–બેસતાં–ઉઠતાં એમ બધે ધર્મ સાથે જોઈએ. બેસવામાં પણ બેઠા તે જોઇને કે એમ ને એમ? તમે બેસતાં પહેલાં જોયું હતું કે–હું બેસું તો છું, પણ કોઈ જીવને દુઃખદાતા નીવડતો નથી ને? જો તે ન જોયું હોય, તો કહો કે–એમ બેસવામાં પણ ધર્મ નહોતો. અહીંથી ઉઠીને કેમ ચાલશો? વિના જોયે ચાલો તો ચાલવામાં ધર્મ નહિ. ભાણા ઉપર બેસો અને સ્વાદમાં જ લુબ્ધ બનો, પેઢી ઉપર જાવ અને માત્ર કમાવાનું જ લક્ષ્ય રાખો, તો ધર્મ જીવનમાં નથી. પેઢી

ઉપર જાવ ત્યાં નીતિ જાળવવાની દૃષ્ટિ રહે અને તે વખતે પણ આ પર છે એ ખ્યાલપૂર્વક પ્રવૃત્તિ થાય, તો સમજો કે–એટલો ધર્મ જીવનમાં સાથે છે. પેઢી ઉપર જાવ કે વ્યાપાર કરો તે ધર્મ નથી, પરન્તુ એમાંય જેટલું પરભાવનું, નીતિનું, સામાની વિરૂદ્ધ નહિ જવાનું લક્ષ્ય રહે, તેટલો તેમાં ધર્મ છે.

**હક્કનો પ્રશ્ન નહિ:**

આ રીતિએ જીવનમાં ધર્મ વણાઇ જવો જોઇએ. પોતાની પાસેનું જતું કરીને પણ, બને તો પરનું ભલું કરવું જોઈ એ.

સ૦ શા માટે ?

માટે ફરી યાદ કરો કે–મળતી ગાદી ચાલી જતી હતી, છતાં શ્રી રામચન્દ્રજીએ કેમ નહિ કહ્યું કે–'મારો હક્ક છે, હું કેમ મૂકું ?' શ્રી રામચન્દ્રજી હક્કદાર હતા. પ્રજા શ્રી રામચંદ્રજી ઉપર ફીદા હતી. શ્રી રામચન્દ્રજી જો સામે પડે તો પ્રજા બાપના પક્ષમાં રહે નહિ, પણ શ્રી રામચન્દ્રજીના પક્ષમાં રહે એમ હતું: પણ શ્રી રામચન્દ્રજીએ હક્કનો પ્રશ્ન ઉત્પન્ન કર્યો નહિ.

હક્કની વાત જવા દેવી, તે ડહાપણ કે ગાંડપણ ? આજે તો એક ઈંચ જેટલી જમીનને માટે પણ સગા–સંબંધી હાઈકૉર્ટ સુધી પહોંચનારા છે!

વળી બાપ તો શ્રી રામચન્દ્રજીને જ રાજ્ય આપવાને તૈયાર થયા હતા. બાપની ઇચ્છા એ હતી. પ્રજાની પણ

ચાહના એ હતી. એમાં મા અને તેય સાવકી, રાજા જેવું રાજ્ય પડાવરાવી લે, તે કેમ સહન થાય? આ જેવો–તેવો અન્યાય છે?

**અધર્મને ધર્મના વાઘા :**

'મને રાજ્યનો મોહ નથી, પણ બાપ અનીતિ કરે અને એક સાવકી માની માગણીને આધીન થઇ જાય તે સહન ન થાય, એટલા જ ખાતર મારે સામે પડવું પડે છે'–એમ શ્રી રામચન્દ્રજી કહી શકત: પણ શ્રી રામચન્દ્રજીએ એવી પોલીસીય અજમાવી નહિ. આજે તો પૈસા માટે સગા બાપની સામે લડવા ઉભા થાય અને કહે કે–'મને પૈસાની પડી નથી, પણ જ્યારે અન્યાય થાય ત્યારે તો સગા બાપની સામે પણ થવું જોઇએ.' આવી રીતિએ આજે ઘણી ઘણી વાતોમાં અધર્મને–અનાચારને ધર્મ અને નીતિના વાઘા પહેરાવાય છે!

**ધર્મ જીવનમાં કેવો સાથીદાર બન્યો છે–**
**તે આ પ્રસંગમાંથી દેખાઈ આવે છે :**

આજે અહીં આ દશા છે, ત્યારે ત્યાં તો ઉલ્ટી સ્થિતિ એ થઈ છે કે–ભરતને ગાદી આપવાના સંબંધમાં શ્રી દશરથ રાજા જ્યારે શ્રી રામચન્દ્રજીને વાત કરે છે ત્યારે શ્રી રામચન્દ્રજીને દુ:ખ થાય છે.

રાજા દશરથે કૈકેયીને તો રાજ્ય ગ્રહણ કરવાનું કહી દીધું, પણ તે પછીથી શ્રી રામચન્દ્રજીને બોલાવીને કહે છે કે–'કૈકેયી ભરતને માટે રાજ્યની માગણી કરે છે!

આની સામે શ્રી રામચન્દ્રજી પહેલાં તો એ માગણી બદલ ખૂશી બતલાવે છે અને પછી કહે છે કે-'આપ મને પૂછો તે આપની કૃપા છે, પણ લોકમાં તો આ મારા અવિનયને સૂચવનારૂં થાય, એથી મને દુઃખ થાય છે!'

કહે છે કે-એક સપુત તરીકે મને આથી શરમાવાનું થાય છે. હક્ક છે, હક્ક લઇ લેવાય છે, એ વખતે પિતા આટલું પૂછે એમાંય શરમાવા જેવું થાય? એમાં વળી શરમાવા જેવું શું? એક જ. લોક ધારશે કે-રામ શું એવો અવિનીત હશે, કે જેથી બાપને બીજાને ગાદી આપતાં રામને પૂછવું પડે?

વળી શ્રી રામચન્દ્રજી એ વખતે રાજા દશરથને એમ પણ કહે છે કે-'હું ને ભરત જૂદા નથી. આપને માટે તો અમો બન્ને સરખા જ છીએ. રાજ્ય મને આપો કે ભરતને આપો, તે એક જ છે.'

તમને લાગે છે કે-બે જૂદા નથી? કેમ જૂદા નહિ? મા જૂદી તો છે જ અને બેયનાં શરીર તથા આત્મા પણ જૂદા છે! પણ અહીં ઉત્તમતા દેખાઇ આવે છે. ધર્મ જીવનમાં કેવો સાથીદાર બની ગયો છે, તે જણાઇ આવે છે.

શ્રી રામચન્દ્રજીએ તો ત્યાં સુધી કહ્યું છે કે-'આપ રાજ્યના માલીક છો. આપ જેને ચાહો તેને રાજ્ય આપી શકો છો. આપ જેને રાજ્ય આપો તેની હું સેવા કરૂં. આપ ચાહો તો આ રાજ્ય એક ચોપદારને કે

બંદીને પણ આપી શકો છો. એમાં નિષેધ કરવાનો કે અનુમતિ આપવાનો આ સેવકને હક્ક જ નથી.

બાપ ભલે હક્ક માને, દુનિયા ભલે હક્કદાર માને, પણ પોતાને તેવી હક્કની લડાઈ કરવાની હોય નહિ! હક્ક બીજા ભલે માને, પણ પોતે હક્ક માટે લડે નહિ! આ ક્યારે બને? ધર્મ સાથીદાર હોય તો!

**આત્માના હક્કની લડત લડવા જેવી છે:**

હક્કની જ લડત લડવી હોય, તો આત્માના હક્કને માટે લડો. હક્કની લડત આત્માને લાગેલી મલિનતાની સામે લડવા જેવી છે. આત્માને જડ કર્મોથી મુક્ત બનાવવાને માટે લડવા જેવું છે, થાય તેટલી મહેનત કરવા જેવી છે અને બને તેટલી શક્તિ અજમાવવા જેવી છે: કારણ કે–એના યોગે તો અનંતી તાકાતવાળો આત્મા પણ જાણે કે–પાયમાલ થઈ ગયેલો હોય તેવો દેખાય છે. તમારો આત્મા અનંતી શક્તિ ધરાવે છે, પણ તે દબાઈ ગઈ છે. આત્માના મૂળભૂત કે સ્વરૂપભૂત જે ગુણો છે તે જ વસ્તુતઃ તમારૂં છે અને તમારે એને માટે લડવા જેવું છે. આત્માની શક્તિ આજે ઓછી દબાઈ ગઈ છે? આજે આના બળે અને તેના બળે–એમ પર વસ્તુઓના બળે જ જીવાય છે કે બીજું કાંઈ છે? આજે પર વસ્તુઓની કેટલી આધીનતા વળગી છે? ચા, બીડી, પાન વિગેરે વિના પણ ચાલે નહિ, એ કેટલી પરાધીનતા? આજે કલ્પી લો કે–અચાનક આખા

હિન્દમાં ચા બંધ થઇ જાય, તો કેટલા આદમી હિન્દમાં કલાકોના કલાકો સુધી બગાસાં ખાયા કરે અને માથું ભમતું હોય–ચેતન ન હોય તેવા દેખાય? દુનિયાના અજ્ઞાન માણસો એક એક વસ્તુને એવા તો આધીન પડેલા છે કે–જાણે એ ન મળે તો જીવાય નહિ. આ તો એક દાખલો માત્ર છે, પણ દુનિયામાં કયી સારી ગણાતી વસ્તુ એવી છે, કે જે તમને મુંઝવે નહિ? માટે હક્કની લડત તો એ જ લડવા જેવી છે, કે જેના યોગે આજે જે પરબળે જીવાઈ રહ્યું છે, તે કેવળ સ્વબળે જ જીવાય.

મૂક્યું તે ગાંડપણ નહિ :

તમને શોકમાં નાખતાં વાર શી? અહીં બેઠા છો, પણ જો એવી ખાલી ગપ્પ જ આવે કે–'ઘર સળગ્યું' તો? આ તે કાંઇ જીવન છે? 'ઘર સળગ્યું'–એમ સાંભળ્યા પછી પણ 'હું દુનિયાદારીમાં છું, મારા વિશ્વાસે જીવનારાઓ છે, મારાથી તેના વિના નભાવી શકાતું નથી, એ પૂરતી મારી ફરજ છે માટે જાઉં છું, બાકી તો બનવું હશે તે બનશે.'–આવું ધીરજપૂર્વક કેટલાકો કહે? પર વસ્તુને પોતાની માનવી એ અધર્મ, એટલે ઘરને મારૂં માનવું તેય અધર્મ ને?

સ૦ એમાં કાંઈ ના પડાય નહિ.

ત્યારે કહો કે–અમે મૂક્યું તે ગાંડપણ નથી કર્યું, પણ જેઓ તેને પોતાનું માની રહ્યા છે અને પોતાનું માનવાના કારણે મૂકવાને ઇચ્છતા નથી તે ગાંડા છે!

નાટકીયો :

સ૦ સાધુ સાધુ બન્યા પછીથી પણ પર વસ્તુઓમાં જ તેને પોતાની માનીને લેપાએલો રહે તો?

આદમી સાધુનાં કપડાં પહેરી લે અને જો પર વસ્તુઓને પોતાની માનવાના મોહને બરાબર જીવતો રાખે તથા સાધુપણામાં પણ પર વસ્તુઓની પાછળ પાગલ બન્યો રહે, તો વાસ્તવિક રીતિએ તે સાધુ નથી, પણ નાટકીયા જેવો છે. એવાઓને માટેય ખાડો તૈયાર જ છે! વેષ કે પટ્ટા માત્રથી જ સદ્ગતિનો પાસ મળી જતો નથી. વેષ લેવા સાથે વર્તનમાં પણ સાધુતા આવવી જોઇએ. વેષ લીધો ને વર્તનનું ઠેકાણું નહિ, તે ચાલે નહિ. વેષ સાધુનો લેવા છતાં પણ વાણી આદિથી વિપરીતપણે વર્તનારાઓ તો, આ દુનિયામાં શ્રાપ રૂપ છે : એવાઓ પોતાના અને બીજાઓના પણ હિતને બગાડનારા છે.

જીવતાં આવડે તો ચમરબંધીય રંક :

પણ એની સાથે એ પણ ખ્યાલમાં રાખવું કે—કોઈની વિરૂદ્ધમાં આવ્યા વિના જીવવાની અને આત્માની સ્વાભાવિક દશા પ્રાપ્ત કરવાને માટે લડત લડવાની જેટલી સામગ્રી અહીં છે, તેટલી સામગ્રી બીજે છે નહિ. તમે ગમે તેવા બનો તોય તમારે સ્નાનના સમાચાર આવ્યા વિના રહે? અમારે કોઇ દિ' સ્નાનના સમાચાર આવ્યા નથી. અમે કદિ પણ કોઈ મર્યું અને નાહ્યા, એ બન્યું નથી. અમારે ઘરબાર નહિ એટલે સળગવાનું નહિ. ગમે

તે સળગે, પણ અમારૂં સળગી જાય છે એવું અમને તમારી જેમ કદિ દુઃખ થયું નથી અને થાય પણ નહિ. સાધુ મરવા પડે અને મરે તોય એને આગળ–પાછળ શું થશે તેનું દુઃખ થાય નહિ. આ જીવન તો એવું છે કે–જો આ જીવનને બરાબર જીવતાં આવડે, તો આની પાસે મોટો ચમરબંધી પણ રંક છે!

મૂક્યું તેનું અર્થિપણું ન જોઇએ :

પણ જો એય મોહના ફન્દામાં જ ફસાએલો રહે અને યથેચ્છપણે જીવન ગુજારે, તો એ સાધુ નથી પણ સાધુના વેષમાં રહેલો શેતાન છે એમ કહેવું પડે. પોતે તેવો શેતાન હોવા છતાં પણ પોતાને જે સાધુ કહેવડાવે, તે મહા પાપી છે! સાધુ એટલે મોહથી સર્વથા મૂકાએલો એમ નહિ, પણ મોહને મારવા નીકળેલો. એણે જે મૂક્યું છે, તેનો તે અર્થી નહિ જ હોવો જોઇએ. એ તો સંયમનો જ અર્થી હોવો જોઈએ અને સંયમનું અર્થિપણું પણ આત્માને અનાદિકાલીન મલિનતાથી–કર્મના યોગથી મુક્ત બનાવવાના જ હેતુવાળું હોવું જોઈએ. જે મૂક્યું છે તેનો જ એ અર્થી હોય, એના મોહમાં મુંઝાઈ રહેલો હોય, આત્માની ઉપેક્ષા કરનારો હોય અને પર વસ્તુઓ પૂંઠે પાગલ બનેલો હોય તથા એવી પાગલપણાવાળી પ્રવૃત્તિઓનો પ્રચારક હોય, તો તે સાધુ નથી પણ શેતાન જ છે! એ દુનિયાનું ભલું તો કરવાનો નથી, પણ બનશે તો ભૂંડું જ કરવાનો છે.

**આ કાયાને પણ પર માનો તો જ જીન્દગીમાં સુખે જીવાય અને મરણ વખતે સમાધિ રહે :**

સાધુપણું તો દૂર રહ્યું, પણ એક આદમી તરીકે યોગ્ય રીતિએ જીવવાને માટે પણ પર વસ્તુમાં જે પોતાપણાની માન્યતા આવી ગઈ છે, તેને દૂર કરી નાખવી જોઈએ. આત્મા સિવાયની બધી વસ્તુઓ પર છે–એમ લાગી જવું જોઈએ. પર વસ્તુઓમાં જો પરપણાની માન્યતા આવી જાય, તો અશાન્તિ થાય નહિ અને શાન્તિ જાય નહિ. ગમે તેવી કારમી હાલતમાં પણ, એ માન્યતા, આત્માને શાન્તિમાં રાખી શકે છે. શરીરને પર માને, તો જ ન મટે એવા રોગોમાં પણ સમાધિ બની રહે. જ્યારે ડૉકટરો નકામા નિવડે, સરજયનો હાથ ખંખેરી નાખે અને જીવવાનો કોઈ ઇલાજ બાકી ન રહે, ત્યારે એ જ ભાવના ખરી કામ લાગે છે. એ ભાવના અને એ માન્યતા હોય, તો આત્માને એમ થાય કે–'ઉપાય નથી તો કાંઈ નહિ. આ કાયા મારી નથી, મારાથી પર છે, ભલે સડતી, વોસિરે !' મહાપુરૂષો જ્યારે જોતા કે–હવે આ કાયા લથડી છે, આત્માના ઉપયોગમાંથી બાતલ થવા માંડી છે, એટલે ઝટ કહી દેતા કે–જા, મારે તારૂં કામ નથી : નહિ તો એ પણ બંધન જ છે ! એ ટળ્યા વિના ઉપાધિ સંપૂર્ણપણે ટળવાની નથી. આ કાયાને પણ પર માનો, તો જ આ જીન્દગીમાં સુખે જીવાય અને મરણ વખતે પણ સમાધિ અનુભવાય. આથી નક્કી છે

કે–પર વસ્તુને પોતાની માનવી તે અધર્મ છે. એ અધર્મ નીકળે, એ અધર્મ જેને અધર્મ રૂપ લાગે અને જેને ધર્મમય જીવન જીવતાં આવડે, તે તો શહેનશાહનો પણ શહેનશાહ છે. એ સૌનું ભલું ઈચ્છે, એટલે કોણ એનું ભૂંડું ઈચ્છે? છતાં કોઈ ભૂંડું ઈચ્છે, તોય તેનું એ તો ભલું જ ચિન્તવે અને પોતાનાં પૂર્વનાં પાપકર્મોનો એ પ્રભાવ છે એમ સમજીને, પોતાના આત્માને કર્મના યોગથી મુક્ત બનાવી દેવાને માટે જ એ ઉદ્યત બને.

**તમને અશાન્ત કરવા સહેલા પણ**
**સાધુને અશાન્ત કરવા મુશ્કેલ :**

ત્યારે અહીં રહ્યા છતાં પણ શાન્તિથી જીવવાનો રસ્તો કયો? આપણે જે નક્કી કરી લીધો તે! પર વસ્તુને પોતાની માનવી નહિ અને પોતાના આત્માના ભલાને માટે પોતાને જે જે પ્રતિકૂળ હોય, તે તે બીજાઓ પ્રત્યે કરવું નહિ, એવા ધ્યેયપૂર્વક તેનો યથાશક્તિ અમલ કરવો! એ થાય તો અશાન્તિ જાય અને શાન્તિ ટકી રહે. તમને અશાન્ત કરવા સહેલા અને સાધુને અશાન્ત કરવા મુશ્કેલ. તમારે કેટલીય જાતિનાં બંધનો અને સાધુને શું? તમને તમારી માનેલી કોઈ પણ વસ્તુ વિષે અશાન્તિ થતાં વાર નહિ અને સાધુને તેવું કાંઈ નહિ. સાધુને બહુ તો ક્યારે લાગે? આ એક (શરીર) બંધન છે અને તેને અંગે કંઈ થાય તો ને? એ લાગે તોય સાધુ સમાધિને જાળવી શકે. માત્ર સાધુ સાધુ હોવો

જોઇએ. સાધુ સાધુ બની જાય અને શક્તિ કેળવી લે, તો એને તમે ધારો તોય અશાન્ત કરી શકો નહિ : કારણ કે–એણે પર વસ્તુઓમાંથી મારાપણું કાઢી નાખ્યું છે અને મોટા ભાગે તો પર વસ્તુઓનો ત્યાગ જ કરી દીધો છે.

**આદમી છો પણ આદમી રૂપ બનો :**

પર વસ્તુને પોતાની માનવી અને એને માટે ધમાચકડી કરવી તે અધર્મ : અને પરને પર માનવી, સ્વને સ્વ માનવી તથા મળેલી પરમાં સંતોષ રાખીને સ્વની સાધના કરવી, એનું નામ પણ ધર્મ. હવે તમારે સ્નેહી–સંબંધી વિગેરેને કહેવાનું શું? આ બધું આપણું નથી. આમાંનું કાંઈ આપણું પોતાનું છે નહિ. પરને પોતાનું માનવું તે ભૂલ છે. આવી વાત હવે તો તમે ઘેર જઇને કહેવાના ને? તમે હવે એવી રીતિએ વર્તવાના કે- ઘરનાં માણસોને માલૂમ પડે કે–આજ કાંઈક દિશા પલટી : કેમ એમ જ ને? પછી ભાણે બેઠા હશો અને ભાણામાં કોઈ અણગમતી વસ્તુ આવી જશે, તોય ગુસ્સો નહિ આવે. વ્યાપારમાં ફાવટ થશે કે ફાવટ નહિ થાય, તોય મોહની મુંઝવણ નહિ થાય. હવે તમે આદમી બનવાના, કેમ? આદમી તો છો જ, પણ આદમી રૂપ બનવાના ને? આ વાત જીવનમાં બરાબર આવી જશે તો, આ જીન્દગીમાંય મહા આનંદ પ્રાપ્ત થશે : પણ એ શબ્દોમાં કહેવાય તેના કરતાંય વધારે તો અનુભવગમ્ય વાતો છે. જેટલી ઉપાધિ ઓછી, જેટલું પર વસ્તુઓમાં મારાપણું ઓછું અને

ટલી પર વસ્તુઓ મળે–ન મળે તેની મુંઝવણ ઓછી, ટલો આનંદ વધારે.

તાવરણનીય અસર :

જે સ્થિતિમાં બેઠા હોઇએ છીએ, તેની અસર આત્મા પર પડ્યા કરે છે. વાતાવરણ પણ કામ કરે છે. એ ાટે અહીં આવવું, એ ઉત્તમમાં ઉત્તમ માર્ગ છે. વાતા-રણ જ એવું જામે કે–સ્વપરનો ખ્યાલ રહ્યા કરે અને રથી મૂકાવાની ક્રિયા જ ચાલ્યા કરે: પછી જીવનમાં થરા પડે તોય તેવી અસર કરે નહિ! વાતાવરણની સર પણ જેવી–તેવી હોતી નથી. અહીં અત્યારે કેવું તવરણ જામ્યું છે? અહીં બેઠેલાઓમાં સામાન્ય રીતિએ શુભ વિચાર ન હોય ને? બહાર જેવી દશા હોય છે તેવી ચા અહીં પ્રાય: નહિ હોય. બહાર તો? અહીં જ હમણાં થરો પડે તો? માટે વાતાવરણની અસર નથી એમ હિ. એક સ્થળે સાધુ ઉપદેશ દેતો હોય અને બીજે થળે વેશ્યા નાચતી હોય, તો બન્ને સ્થળોના વાતા-રણમાં ફેર પડે કે નહિ?

સ૦ પડે જ.

ુંબને અને દીકરાને કહી શકાય :

સંયોગની તમારા ઉપર અસર થાય છે કે નહિ? ાય છે. આથી ઘર ન છોડાય, તો પણ ઘરમાં એક એવી લાયદી ઓરડી રાખી શકાય, કે જેમાં એકલા બેસાય. ાં બેસીને રોજ વિચાર એ કરવો કે–' **एगोऽहं, नत्थि**

**मे कोइ।** ' હું એકલો છું, મારૂં કોઈ નથી ! એ ધ્વનિ બહાર નીકળે, એટલે કુટુંબ પૂછે કે–એ શું બાલ્યા વળી ? તો કહેવાય કે–' તમે મારાં નહિ અને હું તમારો નહિ. વ્યવહારથી તમે મારાં છો અને હું તમારો છું, પણ આત્માની દૃષ્ટિએ તમે કોઈ મારાં નથી અને હું તમારો નથી.'

દીકરો કહે કે–' હું તો તમારો છું, બાપા ! ' તો દીકરાને પણ કહેવું કે–હું તારો ને તું મારો તે ઠીક છે : મારે ત્યાં તું જન્મ્યો એટલે તું મારો અને હું તારો, પણ બેયને જવાનું. તું મોડો આવ્યો અને હું વહેલો આવ્યો. હું મારા બાપને મૂકી આવ્યો અને આ સંબંધ સાંધ્યો. હજુ તું પહેલો જાય છે કે હું પહેલો જાઉં છું, એ જોવાનું છે. તું કયાં જઈશ કે હું કયાં જઈશ, તેનો પત્તો નથી. તારી પૂંઠે હું નહિ આવી શકું અને મારી પૂંઠે તું નહિ આવી શકે. મારો–તારો, એ તો લોકભાષા છે. આત્મભાષામાં તો કોઇ કોઇનો છે નહિ.

દુનિયામાં બાપ કહે છે કે–' કીકા ! તારા વગર હું જીવી શકું નહિ ! ' પણ એવું બોલનારા કેટલાય બાપો કીકાઓને મૂકી આવ્યા, છતાં પોતે આજે જીવે છે અને મોજથી ખાય–પીએ છે. આવો આ સંસાર છે.

એમ તું પણ અહીં આવી પડયો છે, તો જતાં પહેલાં કાં'ક સાધી લે ! મારૂં–તારૂં ભૂલી જા ! આ મારૂં–તારૂં માનવું, એ મૂર્ખાઇ છે. આમાંનું કાંઇ તારૂંય

નથી અને મારૂંય નથી. દુન્યવી સંપત્તિ કે દુન્યવી સંબંધમાં જરાય રાચવા જેવું નથી. શાશ્વત કાળ માટે દુન્યવી સંપત્તિ કોઈની પાસે ટકીય નથી અને ટકવાની પણ નથી. સગાં–વહાલાંના આ સંબંધો પણ શાશ્વત નથી. મારૂં–તારૂં કરતાં કેઇ ગયા અને કેઇ જશે. આમાં કોઈનું ધાર્યું વળ્યું પણ નથી અને વળવાનું પણ નથી: માટે આ જીન્દગીમાં એવી રીતિએ જીવી લે, કે જેથી પરિણામે આમ આવવાનું ને જવાનું રહે નહિ! જન્મ ને મરણ રહે નહિ!

**'જીવન કેમ જીવવું જોઇએ?'–એવો પ્રશ્ન કરે તો કહેવા જેવી બાબતો :**

આવું આવું જો કહો, તો ઝટ દીકરો એમ પણ પૂછે કે–'ત્યારે આમ આવવાનું અને જવાનું ન રહે એ માટે જીવન કેવી રીતિએ જીવાય?' એવું પૂછે તો કહેવું પડે કે–તારો ખરો બાપ હું નથી, પણ બીજા છે. એ બાપની પાસે જા. એ તને જીવન કેવી રીતિએ જીવવું જોઇએ તે શીખવશે. કહો, ખરા બાપ કયા?

સ૦ ધર્મ.

ધર્મ ક્રાંઇ બોલતો નથી. આપણે તો બોલતો બાપ જોઇએ. એ શ્રી વીતરાગ પરમાત્માના સાધુ છે. દીકરાને કહેવું જોઇએ કે–જીવન કેવી રીતિએ જીવવું જોઈએ, કે જેથી જન્મ પામવાનું અને મરણ પાળવાનું રહે નહિ, તે એ બતાવશે. મારાથી જેવું જોઇએ તેવું

નહિ બતાવાય: કારણ કે-આટલું જાણવા અને માનવા છતાં પણ, હજુ મને તારા ઉપર મમત્વ છે. અમે માબાપ તો મોહાન્ધ છીએ, સ્વાર્થી છીએ, એટલે મમતા રહે છે, પણ તું ફસાઈશ નહિ તો ફાવીશ.

તમે તો શ્રી વીતરાગના સેવક ને? તમે તમારાં સંતાનો આદિને કેવીક સલાહ આપો? તમારાં સંતાનોને કેવી સલાહ આપવાનું તમને ગમે? રાગને પેદા કરનારી તથા રાગને વધારનારી સલાહ આપવાનું ગમે કે વિરાગને પેદા કરનારી તથા વિરાગને વધારનારી સલાહ આપવાનું ગમે? શ્રી વીતરાગના સેવક તરીકે તમારે દુન્યવી રાગને પુષ્ટ કરવાની સલાહ આપવાની હોય કે વૈરાગ્યની સલાહ આપવાની હોય? તમે વૈરાગ્યની સલાહ ન આપી શકો તોય કોઈ સુગુરૂ આદિ તમારાં સંતાનોને વૈરાગ્યની સલાહ આપે, એ તો ગમે ને? જેને એય ન ગમે, તેને શ્રી વીતરાગનો સેવક કેમ જ કહી શકાય? શ્રી વીતરાગનો સેવક વૈરાગ્યનો વૈરી ન હોય. આજે શી દશા છે? વૈરાગ્ય પ્રત્યેના વૈરભાવનો વાયરો ચોમેર ફુંકાઈ રહ્યો છે. તમારાં કુટુંબો એથી મુક્ત જ છે, એમ કહી શકશો? શ્રી વીતરાગનો સેવક તો એવો વૈરાગ્યના વૈરિપણાનો વાયરો પોતાના ઘરમાં ન આવે તેની સતત્ ચોકી રાખનારો હોય, પણ તમે ચોકી નથી રાખી. નહિતર જૈન કુળમાં, શ્રી વીતરાગના સેવકોનાં કુળોમાં વૈરાગ્યની વાતો એ નવાઈ રૂપ ન હોય, પણ સ્વાભાવિક હોય. આજે એ સ્થિતિ નથી, માટે શ્રી વીતરાગનો સેવક ગણાતા-

ઓનાં કુળોમાં પણ વૈરાગ્યની વાતો પ્રાયઃ થતી નથી. કેટલાકને તો વૈરાગ્ય સાથે જ વૈર જાગ્યાં છે.

જે શ્રી વીતરાગનો સેવક હોય, તે તો દીકરાને કહે કે–તું પૂછે છે, પણ મારાથી મોહના માર્યા ખૂલ્લું નથી બોલાતું. ત્યાં જા, સાંભળ અને રૂચી જાય–ત્યાં રહેવાનું મન થઈ જાય, તો ત્યાં જ રહી જજે. હું કદાચ મોહથી આડો આવું, તોય તું મને ગણતો નહિ : કારણ કે–હું તને મરતાં નહિ બચાવી શકું. મારામાં તારા આત્માનું ભલું કરવાની તેવી તાકાત નથી : તને મરણથી બચાવાય તેવી સામગ્રી મારી પાસે નથી : માટે કદાચ તને જતો જોઇને કે ગયેલો જોઇને મને મૂર્ચ્છા આવે, તોય તારે જવું અને ત્યાં મક્કમ રહેવું. અહીં તો બધું સ્વાર્થનું તોફાન છે. હું તને કહીશ કે–તારા વિના મારાથી નહિ જીવાય, પણ કદાચ તું મરીશ તોય હું પાછો થોડા વખતમાં શીરો ખાઈશ. તું જ્યાં ટપી ગયો અને તને હું બાળી આવ્યો, એટલે હું નહિ ખાવાનો એમ ન માનતો. મુડદા ઉપર ઉજાણી કરતાં પણ કારમા સ્વાર્થિઓને સંકોચ થતો નથી. તમે બધાં મરો એટલે હું પણ મરૂં, એમ જો તું માનતો હોય, તો એ તારી માન્યતા સાચી નથી, પણ એક પ્રકારની ભ્રમણા માત્ર છે!

**સંસારજીવનને પણ દીવ્ય–ઉત્તમ કોટિનું બનાવવું હોય તો ઘરમાં વૈરાગ્યને ઘાલી દો :**

આવી આવી વાતો રોજ થયા કરે, તો કુટુંબમાં

પ્રાયઃ બધાને સંસાર ભયંકર લાગે. સંસ્કારી આત્માઓ પાપથી ભડકે. આ અનન્તજ્ઞાનિઓએ કહેલો માર્ગ છે. અનન્તજ્ઞાનિઓએ કહેલો માર્ગ ઘરમાં ઘાલી દો. પછી તમારા ઘરમાંય તમને કોઇ જૂદી જ જાતિની શાન્તિનો અનુભવ થશે. કોઇને તમે દૂધ ૦ા શેર આપશો ને બીજાને ૦ાા શેર આપશો, તોય કોઈ નહિ પૂછે. અનન્તજ્ઞાનિઓએ કહેલી વાતોના સંસ્કારો જો નહિ હોય અને કુટુંબમાં કાંઈ ચાલે તેમ નહિ હોય તોય ગાંઠચો વાળ્યા કરશે. જે દિ' પાવર આવશે, તે દિ' સગો દીકરોય સામે થશે. તમારા સંસારજીવનને પણ દીવ્ય બનાવવું હોય, ઉંચી કોટિનું બનાવવું હોય, તો ઘરમાં વૈરાગ્યને ઘાલી દો. વૈરાગ્ય વિનાનું જીવન એ જીવન નથી. એમાં શાન્તિ નથી. વૈરાગ્ય વિનાના જીવનમાં ઉપાધિનો પાર હોતો નથી. વૈરાગ્ય વિનાનો આદમી આદમીપણામાં રહેતો નથી. એની બુદ્ધિ અને એની વૃત્તિ લૂંટારી બની જાય છે. એનું મન સદા પરાઇ વસ્તુઓ પાછળ ભમ્યા કરે છે. એના હૈયામાં વસ્તુતઃ શાન્તિ હોય નહિ : માટે કહેવાય છે કે–વૈરાગ્યભાવનાને કેળવો, વૈરાગ્યભાવનાને પ્રચારો અને સાચો આનંદ તમે પણ ભોગવો તથા બીજાંઓને પણ સાચો આનંદ ભોગવતાં બનાવો !

**વૈરાગ્યનો વૈરી તે શ્રી વીતરાગનો વૈરી :**

ઘરમાં જે મારા–તારાપણું ચાલી રહ્યું છે, તે બંધ કરો. સૌને સમજાવી દો કે–ખરી રીતિએ જોતાં તમે મારાં

નથી અને હું તમારો નથી. તમે મારાથી પર છો અને હું તમારાથી પર છું. જેવો હું સ્વાર્થી છું, તેવા તમે સ્વાર્થી છો. હું કમનશિબ છું કે–મારામાં તમને મૂકીને મારૂં સાધવાને ચાલી જવા જેટલું બળ નથી. મને મોહ મુંઝવે છે, માટે હું ઘરમાં બેઠો છું. તમારામાં શક્તિ હોય તો આ મારા–તારાપણું તજી દો અને જે વસ્તુતઃ તમારૂં છે તેને પ્રગટાવવાની સાધનામાં લાગી જાઓ ! દુનિયાનો કોઇ પદાર્થ તમારો નથી. તમારો આત્મા પરમાં ફસાયો છે, માટે તેને પરના બન્ધનથી મુક્ત બનાવવાની મહેનત કરો. એમાં જ આ જીન્દગીની સફળતા છે. બાકી તો કેઇ જન્મ્યા ને કેઇ મર્યા, જેનો પત્તો નથી. આવું વાતાવરણ ઘરમાં ખડું કરી દો. પછી જૂઓ કે–ઘર કેવું બની જાય છે! વૈરાગ્યનો વાયુ જેના ઘરમાં લ્હેરતો હોય, તે જ શ્રી વીતરાગનો સેવક હોઇ શકે છે. જે વૈરાગ્યનો વૈરી છે, તે તો વસ્તુતઃ શ્રી વીતરાગ પરમાત્માનો અને તે તારકના માર્ગનો પણ વૈરી છે.

**દિશાભૂલ :**

જો આટલું મનાઈ જાય, તો ધર્મ જાય ક્યાં ? ધર્મ એ આત્માનો ગુણ છે. એ સિવાયનું બીજું બધું, એ આત્માનો વિકાર છે. સદ્ગુણો દબાય અને દુર્ગુણો ભભકી ઉઠે, ત્યારે સમજી લેવું કે–મહીં વિચારમાં કાંઇક ગોટાળો થયો છે. પારકું પોતાનું મનાઇ ગયું છે. આત્મા કાંઇક ભાનભૂલો બન્યો છે. જ્યારે સ્વભાવની ખીલવણી આનંદ

ન આપે અને બાહ્ય વસ્તુઓના યોગમાં જ આનંદ આવે, ત્યારે માનવું કે–દિશાભૂલ થઇ ગઇ છે!

ઉપસંહાર :

કોઈની અનુકૂળતામાં આડે નહિ આવવાને માટે અને આપણને જે પ્રતિકૂળ હોય તે પારકા પ્રત્યે નહિ આચરવાને માટે, સૌથી પહેલો ઉપાય એ છે કે–આજે પર વસ્તુઓમાં જે મારાપણું મનાઇ ગયું છે તેને કાઢી નાખવું. નક્કી કરી લેવું કે–આ બધું પર છે અને હું એનાથી જૂદો છું. જ્યાં સુધી આ પરથી હું નહિ મૂકાઉં, ત્યાં સુધી હું આધિ–વ્યાધિ–ઉપાધિથી બચી શકવાનો નથી. પર વસ્તુઓ પણ અભિલાષા કે પ્રયત્નથી જ મળી જાય છે એમ નથી. ગમે તેટલી અભિલાષા કરૂં અને ગમે તેટલો પ્રયત્ન કરૂં, તોય એ મળવી–ન મળવી તે ભાગ્યાધીન છે. એની પૂંઠે જીવનને બરબાદ કરવું અને જે મારૂં છે તેને જ ભૂલી જવું, એમાં ડહાપણ નથી. મારૂં જે છે તે પ્રગટે ત્યારે જ, કે જ્યારે હું પરથી મૂકાઉં! આમ સ્વ–પરનો વિવેક કરી લીધા પછીથી, સ્વને ઉન્નત બનાવવાની પેરવીમાં પડવું. એ માટે અનન્તજ્ઞાનિઓએ દર્શાવેલા માર્ગનું શરણ સ્વીકારવું. એ માર્ગનું શરણ સ્વીકારીને એવી રીતિએ વર્તવાનો પ્રયત્ન કરવો કે–કોઇ પણ સંયોગોમાં, મને જે પ્રતિકૂળ હોય તે મારે બીજા કોઈનીય પ્રત્યે આચરવું નહિ. એ રીતિએ યથાશકય વર્તવાનો પ્રયત્ન શરૂ થશે, તો પરિણામે જીવનમાંથી હિંસા જશે અને અહિંસા આવશે, અસત્ય

જશે અને સત્ય આવશે, અનીતિ જશે અને નીતિ આવશે, વિષયવિલાસ જશે અને વિષયવિરાગ આવશે તથા પર વસ્તુઓની મૂર્ચ્છા જશે અને દુનિયાની કોઇ પણ વસ્તુ ઉપર મારાપણાની બુદ્ધિ રહેશે નહિ. આમ થશે એટલે ક્રોધ જશે અને ક્ષમા આવશે, માન જશે અને મૃદુતા આવશે, માયા જશે અને સરળતા આવશે તથા લોભ જશે અને સંતોષ આવશે. આ સાથે વિરાગ આવશે, સમભાવ આવશે, કજીયો-કલેશ નામેય નહિ રહે, કોઇ ઉપર આળ મૂકાશે નહિ, ચાડીચુગલી થશે નહિ, દુન્યવી સુખની વસ્તુઓના યોગ-વિયોગના કારણે હર્ષ-શોક થશે નહિ, પારકી નિન્દા કરવાની કુટેવ ચાલી જશે, લૂચ્ચાઇ સાથે ખોટું બોલવાનું રહેશે નહિ અને જે જેમ છે તેને તેનાથી વિપરીત રૂપે આત્મા અનાદિ કાળથી માનતો આવ્યો છે એ દશા રહેવા નહિ પામે! જીવનમાં ધર્મ આવવા માંડે, એટલે અઢારે પ્રકારનાં પાપો એની મેળે ભાગવા માંડે. જેના જીવનમાંથી એ અઢારેય પાપો ચાલ્યાં જાય, તે મનુષ્ય મનુષ્ય જ નહિ, પણ આ દુનિયાનો દેવ બની જાય. એ કદિ પણ કોઇને દુઃખ રૂપ બને નહિ. એ કદિ કોઇને દુઃખી કરે નહિ. આદમીએ જો આદમી બનવું હોય અને આદમીમાંથી દેવ રૂપ બની જવું હોય, તો જીવનમાં ધર્મની જરૂર છે. જેના જીવનમાં ધર્મ નહિ તેને પોતાને શાન્તિ નહિ અને બીજાઓને માટે તે શ્રાપ રૂપ! ત્યારે અશાન્તિ ટાળવી હોય, શાશ્વત અને સંપૂર્ણ શાન્તિ મેળવવી હોય, ઉપાધિરહિત દશા પ્રાપ્ત કરવી હોય, માત્ર સ્વબળે જ

જીવવું હોય અને કોઇનીય વિરૂદ્ધમાં ન આવવું હોય, તો જીવનમાં ધર્મની શ્વાસ કરતાં પણ વધારે આવશ્યકતા છે, એ નિર્વિવાદ વાત છે. આજે જે કાંઈ તમને ઉદ્દેશીને કહેવાયું છે, તે સમષ્ટિગત રૂપે જ કહેવાયું છે. બધા જ એવા છે એમ માનીને કહેવાયું નથી. હવે તમારે વિચાર કરવાનો છે કે—આપણે પોતે કેવા છીએ? એ વાતનો વિચાર કરીને, ધર્મને સાથીદાર બનાવવાને માટે તમારે પ્રયત્નશીલ બનવાનું છે. જે કોઇ પુણ્યાત્માઓ ધર્મને સાથીદાર બનાવીને આ જીવનને વ્યતીત કરશે, તેઓ આ ભવમાં સુન્દર શાન્તિને અનુભવી શકશે, પરભવને સુધારી શકશે અને અન્તે પરમ શાન્તિને પણ પ્રાપ્ત કરી શકશે. સૌ કોઈ આ રીતિએ વર્તો અને પરમ શાન્તિને પ્રાપ્ત કરો, એ જ એક અભિલાષા!



# સંતોષ
## સંબંધી આજની કલ્પના

વિ. સં. ૧૯૯૩માં
મુંબાઇમાં અપાએલું

સાચા સદ્દગુણથી નિયમા કલ્યાણ :

આ જગતમાં જે કેટલાક ખાસ અને સર્વસાધારણ સદ્દગુણો ગણાય છે, તેમાં 'સંતોષ' એ પણ એક મહત્ત્વનો સદ્દગુણ ગણાય છે. જે આત્મામાં સંતોષ ગુણ વાસ્તવિક રીતિએ પ્રગટયો હોય છે, તે આત્મા પોતાના ઇહલૌકિક અને પારલૌકિક—એમ ઉભય લોક સંબંધી કલ્યાણને સાધી શકે છે. કોઇ પણ સાચો સદ્દગુણ એવો હોઇ શકતો જ નથી, કે જેને પામેલો આત્મા, એ સદ્દગુણના પ્રતાપે, કમથી કમ પોતાનું આ લોક અને પરલોક એમ ઉભય લોક સંબંધી કલ્યાણ સાધી શકે નહિ. સાચા સદ્દગુણની ખૂબી જ એ છે કે—જે આત્મામાં એ જેટલા પ્રમાણમાં પ્રગટે, તે આત્માનું

તેટલા પ્રમાણમાં તો નિયમા કલ્યાણ સધાય. આથી જ મહાપુરૂષો ફરમાવે છે કે–કોઈ પણ સાચા સદ્‌ગુણને પામેલો આત્મા, આ લોકમાં સુખશાન્તિપૂર્વક જીવી શકે છે, આ લોકમાં સુખશાન્તિપૂર્વક જીવવાની સાથે પોતાના પરલોકને સુધારી શકે છે અને અન્તે અક્ષય સુખનો ભોક્તા પણ બની શકે છે.

### મહાપુરૂષોની વાતો પ્રત્યેની બેદરકારી :

તત્ત્વજ્ઞાની મહાપુરૂષોએ સાચા સદ્‌ગુણની આવી મહત્તા દર્શાવી છે અને જે કોઈ આત્મા સાચો સદ્‌ગુણી બને છે, તે તત્ત્વજ્ઞાની મહાપુરૂષોની આ વાતનો સાક્ષાત્ અનુભવ પણ નિયમા કરી શકે છે: પરન્તુ આજે તો તત્ત્વજ્ઞ મહાપુરૂષોની વાતોને સાંભળવાનો, જાણવાનો અને વિચારવાનો વિચાર સરખો પણ, બહુ જ જૂજ આત્માઓમાં હોય એવી પરિસ્થિતિ દેખાય છે! જ્યાં તત્ત્વજ્ઞાની મહાપુરૂષોની વાતોને સાંભળવા–વિચારવાનો અભિલાષ પણ જૂજ આત્માઓમાં હોય, ત્યાં તત્ત્વજ્ઞ મહાપુરૂષોની વાતોનો જીવનમાં અમલ કરનારાઓ એથી પણ જૂજ સંખ્યામાં હોય તે સહજ જ છે. મહાપુરૂષોની વાતોનો જીવનમાં અમલ કરવાનો પ્રયત્ન કર્યા કરનારાઓ તો આ જગતમાં વિરલ આત્માઓ જ છે, એમ કહ્યા વિના ચાલે તેમ નથી. તત્ત્વજ્ઞ મહાપુરૂષોએ ફરમાવેલી વાતો પ્રત્યે દિન–પ્રતિદિન બેદરકારી વધતી જાય છે અને એથી પરિણામ એ જ આવતું જાય છે કે–ઉભય લોકના

હિતનો ઘાત કરનારા અવગુણો દિવસે દિવસે વધતા જાય છે. આજે તો અવગુણો વધી જવાના યોગે, એ પરિણામ પણ આવી લાગ્યું છે કે–અવગુણોને પણ સદ્ગુણો રૂપે માનવાનો, મનાવવાનો અને જાહેર કરવાનો પ્રયત્ન થઇ રહ્યો છે. એના જ યોગે, આજે ઘણાઓ ગુણાભાસોને–ગુણને ગુણ રૂપે નહિ ધરનારા અથવા દોષને પણ ગુણ તરીકે ઓળખાવવામાં કુશળતા ધરાવનારા આત્માઓને–પણ સાચા ગુણવાન તરીકે માનવા–મનાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે. આવાઓને સાચા સદ્ગુણની પ્રભાવશીલતાનો અનુભવ થવો એ શકય નથી અને–'પોતે ગુણસમ્પન્ન છે'–એમ માનવા છતાં પણ તેવો અનુભવ ન થાય એથી પણ તેઓ, તત્ત્વદર્શી ઉપકારી મહાપુરૂષોની વાતોને સાંભળે, વાંચે કે જાણે નહિ અને કદાચ સાંભળે, વાંચે કે જાણે તોય, તે તરફ અશ્રદ્ધેય દૃષ્ટિએ જ જૂએ, તે સ્વાભાવિક છે. તત્ત્વજ્ઞ મહાપુરૂષોએ ફરમાવેલી વાતોનો જો સરલતાથી, જિજ્ઞાસુતાથી અને આત્મકલ્યાણની બુદ્ધિથી જ અભ્યાસ કરવામાં આવે, તો કદિ પણ આવું પરિણામ આવે નહિ : કારણ કે–અનન્તજ્ઞાની તત્ત્વદર્શી મહાપુરૂષોના કથનમાં કશું જ અવાસ્તવિક નથી. અનન્તજ્ઞાની તત્ત્વદર્શી મહાપુરૂષોએ જે કાંઇ ફરમાવ્યું છે, તે એકાન્ત સત્ય હોવાથી એટલું બધું નિઃશંકનીય છે કે–'કોઇ પણ આત્મા જો કેવળ એ તારકોની આજ્ઞાને જ સમર્પિત બની જાય, તો તે અન્તે અક્ષય સુખને પમાડનારા ઉભય લોક સંબંધી સુખને પામ્યા વિના રહે જ નહિ!'

**જેનામાં ઉદારતા આદિનો સર્વથા અભાવ હોય, તેનામાં સંતોષ ગુણ હોઇ શકતો નથી :**

સાચા તત્ત્વજ્ઞ મહાપુરૂષોએ ફરમાવેલી વાતોનો જેઓને રૂચિપૂર્વક અભ્યાસ હોય છે, તેઓ ' સાચો સંતોષ ગુણ કોને કહેવાય ?–તે વસ્તુથી પણ સાવ અજાણ અગર બીનઅનુભવી હોતા નથી. સાચું સંતુષ્ટ જીવન, એટલે સાચું સમભાવમય જીવન. સાચા સંતોષી આત્માઓમાં ઉદારતા પણ હોય, સદાચાર પણ હોય, ઇચ્છાનિરોધ પણ હોય અને સદ્‌વિચારશીલતા પણ હોય. સંતોષી એટલે પોતાનું જાળવીને બેસી રહેનારો, પરાયા દુઃખની દરકાર જ નહિ કરનારો, સત્ય–અસત્ય બેયને સરખું જ માનનારો, તુચ્છ, સ્વાર્થી અને અજ્ઞાન નહિ ! સાચો સંતોષી તો તે, કે જે સુખમાં ઘમંડી ન બને, દુઃખમાં માનસિક રીબામણ અનુભવે નહિ અને દરેક અવસ્થામાં આત્માને હિતકર પ્રવૃત્તિનો જ આગ્રહ સેવે. જેનામાં ઉદારતા, સદાચાર, ઇચ્છાનિરોધ અને સદ્‌વિચારશીલતા,–આ ચારનો સર્વથા અભાવ હોય છે, તેનામાં વાસ્તવિક પ્રકારનો સંતોષ ગુણ હોતો જ નથી. આત્માને નહિ ઓળખનારાઓમાં અથવા તો કહો કે–આત્માના હિતની વાસ્તવિક દરકાર વિનાનાઓમાં સાચો સંતોષ ગુણ હોઇ શકતો જ નથી. ' દુન્યવી સઘળી જ વસ્તુઓ અને આ શરીર પણ આત્માથી પર છે, પરનો યોગ જ મારા આત્માને દુઃખી બનાવનારો છે, સાચું સુખ પર વસ્તુઓના યોગમાં નથી પણ આત્માને પર

માત્રથી મુક્ત બનાવવામાં સાચું સુખ છે'—આ વિગેરે બાબતોને જે આત્મા હૃદયપૂર્વક માનનારો હોય છે, તેવો જ આત્મા સાચા સંતોષગુણને ઘણા જ ઉત્તમ પ્રકારે અપનાવી શકે છે. દુન્યવી પદાર્થોના યોગમાં જ જે આત્માઓએ સુખની કલ્પના કરી છે, તે આત્માઓ મોંઢેથી ભલે—'સંતોષી નર સદા સુખી.' વિગેરે વિગેરે વાતો બોલતા હોય, પરન્તુ વસ્તુતઃ તો તેઓ સંતોષી હોતા નથી : એટલું જ નહિ, પણ—'સંતોષી નર સદા સુખી.'—એવી એવી ઉક્તિઓ ઉપર તેઓનો વાસ્તવિક વશ્વાસ પણ હોતો નથી. સંતોષી જીવન, એ કાંઈ સામાન્ય કોટિનું જીવન નથી. એ તો ઘણી જ ઉંચી કક્ષાનું જીવન છે. પણ આજે ઘણા—ખરા લોકોએ તો સંતોષને કોઈ વિચિત્ર રૂપક જ આપી દીધું છે. 'સાચા સંતોષી આત્માનું જીવન કેવા પ્રકારનું હોવું જોઈએ?'—એનો વાસ્તવિક ખ્યાલ પણ આજે ઘણાઓને નથી. આ જ કારણે, આજે—'કયો સંતોષી, વાસ્તવિક રીતિએ સુખી હોઇ શકે અગર તો થઈ શકે?'—એ સંબંધી કાંઇક ખ્યાલ આપવાનો વિચાર રાખવામાં આવ્યો છે.

**મોટો ભાગ સંતોષમાં સુખ માનતો નથી અને માનનારાઓમાં પણ ઘણાની કલ્પના ઉંધી છે:**

સૌથી પહેલી વાત તરીકે તો આપણે વર્તમાન જગતે સંતોષને કેવું રૂપક આપી દીધું છે, એનો વિચાર કરીશું: અને સાથે સાથે જ સાચા સંતોષી જીવનનો

વિચાર પણ કરતા જઈશું. આ જગતમાં,-'સંતોષથી સુખ છે'-એવું માનનારો વર્ગ જ સદાને માટે નાનો હોય છે: કારણ કે-આ જગતના જીવોની-'સુખ કોને કહેવાય અને સુખ મળે શાથી?'-એ વિષેની માન્યતા જ કોઈ વિલક્ષણ પ્રકારની છે. કોઇએ કોઈમાં, તો કોઈએ કોઈમાં-એમ દુનિયાના જૂદા જૂદા પદાર્થોના અનુકૂળ યોગમાં જ આ દુનિયાના જીવોએ સુખની કલ્પના કરી છે: પણ 'સંતોષ એ સુખ છે'-આવી કલ્પના તો ઘણા અલ્પ આત્માઓ કરે છે. 'સાચો સંતોષ, એ જ આ સંસારમાં અનુભવી શકાય એવું સાચું સુખ છે.'-આવી કલ્પના જો દુનિયાના સઘળા જીવોની બની જાય, તો તો આ આખુંય જગત, આજે જેવું દેખાય છે તેવું ન દેખાય, પણ કોઇ જૂદા જ સ્વરૂપે દેખાય! એ દશા આવી જાય, તો તો ઠેર ઠેર અનાચારો પ્રત્યે તિરસ્કાર અને સદાચારો પ્રત્યે આદરભાવ દેખાય. દુન્યવી વસ્તુઓ મેળવવા માટેના આજના પ્રપંચો, ઝઘડાઓ અને ફૂટ પ્રયત્નો તો એ સ્થિતિમાં દેખાવાય દુર્લભ થઈ પડે. પરન્તુ આજે તો-'એ કલ્પના કેળવવા જેવી છે.'-એવો વિચાર પણ દુર્લભ થઈ પડચો છે. આજે વિવેકચક્ષુથી તમે જૂઓ તો તમને પણ માલૂમ પડે કે-'તત્ત્વજ્ઞાનિઓ આ દુનિયામાં જેને સાચું સુખ કહે તેવું સુખ સંતોષમાં છે.'-આવી માન્યતા તો બહુ જ અલ્પ આત્માઓની છે: પણ સામાન્ય રીતિએય સંતોષમાં સુખની કલ્પના કરનારો વર્ગ પણ બહુ જ નાનો છે. જગતના જીવોની

વાસ્તવિક દશાને જે નિહાળી શકે છે, જગતના જીવોની મનોદશાનું જે પૃથક્કરણ કરી શકે છે, તે સમજી શકે તેમ છે કે-'જગતના જીવોની સુખની કલ્પના કોઈ એક જાતિની નથી, પણ જૂદી જૂદી જાતિની છે.' એ જૂદી જૂદી જાતિની કલ્પનાઓનો મેળ સધાય અને બધા એક જ કલ્પના ઉપર નિશ્ચિત થઇ જાય, એ શકય જ નથી. બધાની ભિન્ન ભિન્ન કલ્પનાઓ કયી કયી રીતિએ વ્યાજબી નથી એ સમજાવવાને માટે તો ઘણો સમય જોઇએ : પણ અહીં તો જે થોડો વર્ગ ઓઘ રીતિએ પણ-' સંતોષમાં સુખ છે '-એવી માન્યતાવાળો છે, તેને સમજાવવાનો પ્રયત્ન છે. ભિન્ન ભિન્ન વસ્તુઓના યોગમાં સુખની ભિન્ન ભિન્ન કલ્પનાઓ કરનારો વર્ગ ઘણો મોટો છે, પણ અહીં તો આપણે-' સંતોષમાં સુખ છે.' -એવી ઓઘ પણ માન્યતાવાળા નાના વર્ગને જ મુખ્યત્વે દૃષ્ટિમાં રાખીશું : કારણ કે-પેલા મોટા વર્ગને ઉદ્દેશીને વાત કરવી હોય, તો મોટું ડોળાણ કરવું પડે અને તે આજના આ વ્યાખ્યાનને માટે નિયત થયેલા સમયમાં શકય નથી. વળી, નાના વર્ગને અપાયેલો ઉપદેશ પણ પેલા મોટા વર્ગને કામ તો લાગવાનો જ છે : કારણ કે-' દુનિયાના કોઈ પણ પદાર્થોનો યોગ કે વિયોગ, એ વાસ્તવિક સુખનું વાસ્તવિક કારણ છે જ નહિ.'-એ વસ્તુનો ખ્યાલ આપવા સાથે જ-' કેવા પ્રકારનો સંતોષી આ જગતમાં વાસ્તવિક રીતિએ સુખી હોઈ શકે છે અગર તો થઇ શકે છે.'-તે સમજાવવાનો આપણો પ્રયત્ન છે.

દુનિયામાં મોટો વર્ગ તો એવો છે, કે જે દુનિયાના પદાર્થોના અનુકૂળ યોગમાં જ સુખ માને છે અને સંતોષમાં સુખ માનતો નથી: પણ એક નાનો વર્ગ એવો ય છે, કે જે સંતોષમાં પણ સુખ માને છે. એ નાના વર્ગની માન્યતા પણ મોટે ભાગે વિલક્ષણ કોટિની છે: કારણ કે-તેમાંનો પણ ઘણો ખરો ભાગ સંતોષના સાચા સ્વરૂપને સમજી શક્યો નથી. તેઓને પણ સંતોષ જે રીતિએ સમજાવો જોઈએ, તે રીતિએ સમજાયો નથી. 'સંતોષમાં સુખ'-એવું ઓઘ રીતિએ માની લીધું છે, પણ સંતોષનું સ્વરૂપ તેઓએ સ્વયં કલ્પી લીધેલું છે. એ સ્વરૂપની કલ્પનામાં જ એવી ભૂલ થઇ ગઈ છે, કે જેના યોગે આજે કહેવાતો સંતોષી વર્ગ પણ બહુધા વાસ્તવિક રીતિએ સંતોષી વર્ગ નથી, એમ કહેવું પડે: એટલે એમાંનાઓને સાચા સંતોષી જીવનનો કાંઇક ખ્યાલ આવી જાય, એ માટેનો આપણો આજનો આ પ્રયત્ન છે.

**'સંતોષમાં સુખ'-માનનારા પણ કેટલાકો આજે લગભગ જડતાભર્યું જીવન જ જીવી રહ્યા છે:**

જો કે-સામાન્ય દૃષ્ટિએ જોઈએ, તો તો એમ લાગવાનો સંભવ છે કે-દુનિયાનો ઘણો મોટો ભાગ સંતોષમાં સુખ હોવાની માન્યતાવાળો છે: કારણ કે-'સંતોષ એ સુખ છે'-એમ જો કોઈ બોલે, તો પ્રાયઃ એનો કોઈ સીધી રીતિએ અને સ્પષ્ટ શબ્દોમાં ઇનકાર અગર વિરોધ કરતું નથી. દુનિયાનો મોટામાં મોટો અસંતોષી પણ-'સંતોષ

એ સુખ છે'—એ વાતનો સામાન્ય રીતિએ ઇનકાર કરતો નથી. ઉલ્ટું એ પણ કહે છે કે–'હા ભાઇ! સંતોષ વિના સુખ છે જ ક્યાં?' મોટામાં મોટો પણ અસંતોષી પ્રાયઃ આ રીતિએ સંતોષમાં સુખ હોવાની વાતનો ઈનકાર કરતો નથી, એનું કારણ શું એ જાણો છો? એનું મુખ્ય અને પ્રબળમાં પ્રબળ કારણ તો એ જ છે કે–એને લાગે છે કે જો ઇનકાર કરીએ તો ખરાબ દેખાઈએ. ઘણાઓ કહે છે અગર ઘણાઓ માને છે, માટે આપણે પણ કહો કે–'ભાઈ! સંતોષમાં સુખ છે.' આ રીતિએ પોતે ન માનતો હોય, પણ જો તમે કહો કે–'સંતોષમાં સુખ છે'–તો એ કહે કે–'વાત ખરી છે.' પણ એ વાત ખરી છે, એ બોલવા પૂરતું જ હોય છે. જો કોઇ પણ આદમી હૃદયપૂર્વક એમ કહે કે–'સંતોષમાં સુખ છે.'–તો એવા આદમીઓના જીવનમાં પરિવર્તન લાવવાનું કાર્ય, તેવા આદમીઓને ઉન્માર્ગે ધસતા અટકાવીને સન્માર્ગે યોજવાનું કાર્ય, બહુ જ સહેલું બની જાય છે. આ તો ઘણા કહે છે માટે કબૂલ કરે, એટલે સંતોષ કોને કહેવાય અને સંતોષી કેવો હોય, એ વાતમાં એને રસ જ પડે નહિ. હવે જેઓ 'સંતોષમાં સુખ છે'–એમ હૃદયપૂર્વક માને છે, તેમાંના પણ ઘણા–ખરાઓની માન્યતા તો મુખ્યત્વે એવી છે કે–'જે કાંઇ મળ્યું છે તે રીતસર ભોગવવું, જે કાંઈ જોઈએ તે મેળવવાને માટે બનતી બધી મહેનત કરી છૂટવું, મહેનત કરવા છતાં પણ ન મળે તો મુંઝાવું નહિ, દુનિયાની વસ્તુઓના માત્ર મજૂર

જ નહિ બન્યા રહેવું પણ મળે તે બધું જ મોજથી ભોગવી લેવું, રીતસર રહેવું, શાન્તિ ભોગવવી, કોઈની પંચાતમાં પડવું નહિ, સાચું–ખોટું જોવા જવું નહિ, આપણે આપણા કામથી કામ રાખવું, આ યોગ્ય અને આ અયોગ્ય એવી લમણાફોડ આપણે નહિ !' આવી આવી જાતિની કલ્પનાઓને જ તેમણે સંતોષનું રૂપ આપી દીધું છે. આવી કલ્પનાઓને જ સંતોષનું રૂપ આપી દેવાના યોગે–સંતોષની આવી કાલ્પનિક મર્યાદા બાંધી દેવાથી, આજે પરિણામ એ આવ્યું છે કે–તેઓ ભણેલા–ગણેલા હુશીયાર, બુદ્ધિશાલી અને શક્તિસંપન્ન હોવા છતાં પણ લગભગ જડતાભર્યું જીવન જીવનારા બની ગયા છે. લગભગ જડ જેવા બની ગએલા એ વર્ગની, વસ્તુ માત્રને યોગ્ય રૂપે વિચારવાની અને સારા–ખોટાનો તથા હિતાહિતનો વિવેક કરવાની જે તાકાત અને જે યોગ્યતા હતી તે દબાઇ જવા પામી છે : કારણ કે–એણે તો માન્યું કે–' સારા કે ખોટાની પંચાતમાં જ પડવું નહિ ! મહેનત કરવા છતાં પણ ન મળે તો હાયવોય કરવી નહિ અને આપણી જરૂર સિવાયની બીજી કોઈ ઉપાધિમાં પડવું નહિ બસ, સૌનું સૌ જાણે !' સંતોષને આવું રૂપક આપવાથી અને જીવનમાં તેનો જ અમલ કરવાથી, એવાઓ આમ સમજુ હોવા છતાં પણ, વિવેકદૃષ્ટિએ લગભગ જડ જેવા બની ગયા છે. જો કે–એવાઓની આ જાતિની કલ્પનામાં પણ અમૂક અંશ સારો જરૂર છે, પણ અમૂક અંશ તો તદ્દન નકામો જ નહિ પણ નુકશાન કરનારોય છે

**સ્વાર્થી બની શાન્તિ ભોગવે છે પણ એથી સદ્‌ગુણો દબાય છે અને દુર્ગુણો પોષાય છે :**

આપણો હલ્લો, એ જાતિની કલ્પનામાં જે નુકશાનકારક અંશ રહેલો છે, તેની સામે છે. તેઓ જેને સંતોષ કહે છે તે વસ્તુત: સંતોષ નથી, પણ કાયરતા છે, પામરતા છે અને ઘણી જ હીન કોટિનું સ્વાર્થિપણું છે.

સ૦ પણ એને તો એમ લાગે ને કે–' હું સુખ અનુભવી રહ્યો છું ? '

એણે માનેલા સુખની ઝાંખી એને મન થાય, પણ વસ્તુત: તેને સુખ નથી : કારણ કે–એને જોઈતું તો મેળવવું જ છે, જોઇતું મેળવવાને માટે ગમે તેવી મહેનત પણ કરવી જ છે અને કોઈ જો એને મૂર્ખો વિગેરે કહી દે, તો એથી તેને આઘાત પણ થાય જ છે : એટલે એને અશાન્તિ તો બેઠી જ છે. એ જેટલી શાન્તિ ભોગવે છે, તે કેવળ સ્વાર્થી બન્યો છે, તેની જ ભોગવે છે : પણ એને ખબર નથી કે–આવા કાલ્પનિક સ્વરૂપવાળા સંતોષમાં સુખ માનીને તેને વળગી પડવાથી, કેટકેટલા સદ્‌ગુણો દબાય છે અને કેટકેટલા દુર્ગુણો પોષાય છે !

**ધર્મસિદ્ધાન્તો અવનતના હાથમાં :**

સંતોષના વાસ્તવિક સ્વરૂપનું અજ્ઞાન અને સંતોષના સ્વયં કલ્પી લીધેલા સ્વરૂપનો આગ્રહ,–આ બેના યોગે આવું પરિણામ આવે તે સ્વાભાવિક છે. ધર્મના લગભગ દરેક સિદ્ધાન્તની બાબતમાં બહુલતયા આવી હાલત થઇ

પડી છે. ધર્મના સિદ્ધાન્તો સુવિવેકી અને શૂરવીરના હાથમાં હોવા જોઇએ: એવાઓ જ એને વાસ્તવિક સ્વરૂપમાં જાળવી પણ શકે અને સેવી પણ શકે: પણ આજે તો એ મોટે ભાગે એવા પણ વર્ગના હાથમાં જઇ પડ્યા છે, કે જેઓ નથી તો તેના સાચા સ્વરૂપને જાળવી શકતા કે નથી તો જેઓ તેનું યથાર્થ સેવન પણ કરી શકતા. આજે તો કેટલેક અંશે એક એવો અવનત વર્ગ ધર્મના સિદ્ધાન્તોને ઉપલકીયા રીતિએ અને સ્વયંકલ્પિત સ્વરૂપે લઇ બેઠો છે કે–એ સિદ્ધાન્તો જે રૂપમાં પ્રગટ થવા જોઇએ તે રૂપમાં જનતા સમક્ષ પ્રાયઃ પ્રગટ થઈ શકતા નથી. સંતોષની માન્યતામાં પણ એવી જ અવદશા થઈ પડી છે. સંતોષ, એ સામાન્ય ગુણ નથી. જેનામાં સંતોષ હોય, તેનું જીવન ઘણી ઉંચી કોટિનું હોય. સંતોષ જેવો સદ્‌ગુણ આવી જાય અને જીવન કેવળ સ્વાર્થી, જડ અને અજ્ઞાન બની જાય, એ બનવાજોગ વસ્તુ જ નથી: પણ આજે સંતોષને કેટલાકોએ એવું રૂપ આપી દીધું છે, કે જેના યોગે તે કહેવાતા સંતોષી જીવો પ્રાયઃ સ્વાર્થી, જડ અને અજ્ઞાન બની ગયા છે.

### માન્યતાની ભૂલભૂલામણી:

આવું એકલા સંતોષની બાબતમાં જ બન્યું છે એમ પણ નથી. અહિંસા, સત્ય અને સંયમ વિગેરેને માટેય એમ બન્યું છે. અહિંસાના નામે, સત્યના નામે અને સંયમના નામે, આજે એવી એવી પ્રવૃત્તિઓ પણ ચાલી

રહી છે, કે જે પ્રવૃત્તિઓના ઉંડાણમાં ઉતરતાં એમ જ થાય કે–આ પ્રવૃત્તિઓને આચરનારને અને પ્રચારનારને વાસ્તવિક કોટિની અહિંસાનું, વાસ્તવિક કોટિના સત્યનું કે વાસ્તવિક કોટિના સંયમનું જ ભાન નથી. એ માટે પણ ઘણું ઘણું કહેવા જેવું છે, પણ અહીં સંતોષની વાત છે એટલે મુખ્યત્વે સંતોષનો જ વિચાર કરીશું! સંતોષ, એ એવો ગુણ છે કે–જો તે વાસ્તવિક સ્વરૂપમાં સમજાઇ જાય અને જીવનમાં આવી જાવ, તો એના યોગે ગુણો આવવા માંડે અને દોષો ભાગવા માંડે. આપણને પણ દેખાય કે–સંતોષના યોગે ગુણો આવતા જાય છે અને દોષો નીકળતા જાય છે. પણ આ તો સંતોષનું સ્વરૂપ એવું ઉપજાવી કાઢ્યું કે–જે કોઈ પણ ધર્મમાં મળે નહિ કે કોઇ પણ તત્ત્વજ્ઞાનિના કથનમાં હોય નહિ! 'સંતોષ એ સુખ છે.'–એમ સાંભળ્યું: એ ગમી ગયું: પણ પછી સંતોષ કોને કહેવાય, તે જાણવાની દરકાર કરી નહિ! પોતે પોતાની મેળે સંતોષના સ્વરૂપની કલ્પના કરી લીધી અને એને પોતાનું ધ્યેય બનાવી લીધું. સાચા સંતોષી કેવા જીવનવાળા હોય, એ તેણે જોયું ય નહિ ને જાણ્યું ય નહિ. એના યોગે આજે ઘણા–ખરા કહેવાતા સંતોષી જીવો તો, એવા બની ગયા છે કે–એમનું જીવન તદ્દન જડતાભર્યું લાગે! જેમ આજે કેટલાકો એમ પણ કહે છે કે–' અમે તો કોઇના પણ સારામાં જ હોઈએ!' પણ–' સારૂં કોને કહેવાય અને ખરાબ કોને કહેવાય '–તે એ જાણે–કરે નહિ! ઘણી વાતોમાંથી એકાદ ગમતી વાત પકડી લે,

પણ પછી એના સ્વરૂપની કલ્પના એવી કરી લે કે-મૂળ ગુણ આવે નહિ અને બીજા ગુણો ઘવાયા વિના રહે નહિ. સંતોષમાં આવું બની જવાથી, દશા એ થાય છે કે-જે ગુણથી પોતે પોતાને મહાન બનાવવા માગે છે, તે ગુણને ઉંધા રૂપે પકડવાથી પોતે ક્ષુદ્ર બની જાય છે. એ બીચારો એવી ભૂલભૂલામણીમાં ફસાઇ જાય છે કે-એકદમ તો પાછો નીકળી શકે જ નહિ. તમે ઝાડોની ભૂલભૂલામણી જોઇ હોય, તો પણ ભૂલભૂલામણી એ કેવી વિકટ હોય છે તેનો ખ્યાલ આવે. માત્ર ૦ા માઇલના ઘેરાવામાં ઝાડો હોય, ઉંચાં પણ માણસની ઉંચાઇ જેટલાં, છતાં પણ રસ્તાની ગોઠવણ એવી કે-એમાં ફસેલો ભમ્યા કરે પણ નીકળી શકે નહિ. કોઇ જાણકાર મળે ને કાઢે ત્યારે છૂટકારો થાય. સંતોષમાં પણ માન્યતાની ભૂલભૂલામણી થઇ જવા પામી છે. ‘ બસ, આપણે કોઇની પંચાતમાં પડવું નહિ : સારૂં-ખોટું જોવું નહિ : સાચા-ખોટાની વાતમાં પડવું નહિ : આપણે આપણું સંભાળવું : આપણી જરૂર મુજબ મેળવવા મહેનત કરવી અને મહેનત કરવા છતાં ન મળે તો મુંઝાવું નહિ : કોઈ સારો ને કોઇ ખરાબ, આ સાચું ને આ ખોટું, એવું આપણે નહિ ! ’ આ ભૂલભૂલામણી વસ્તુસ્વરૂપનો વાસ્તવિક વિવેક કરવાની શક્તિને તથા યોગ્યતાને દબાવી દે છે અને કેટલીક વાર તો પરમ ઉપકારી એવા તત્ત્વજ્ઞ મહાપુરૂષોની ઉપકારક વાતો પણ એવાઓને સુગ ઉપજાવનારી હોય તેવી લાગે છે. સંતોષ સંબંધી આવી ભૂલભૂલામણીમાં પડી જવાથી,

બીજા સરલ આત્માઓની જેમ સાચો વિવેક તેનામ યોગ્ય નિમિત્ત મળતાં જલ્દિ જન્મે તેવી તેની સ્થિતિ રહેતી નથી : કારણ કે–સિદ્ધાન્ત એના હૃદયમાં ઉંધ રૂપે પરિણમી ગયો છે! સિદ્ધાન્ત, એ એવી વસ્તુ છે કે–જે સિદ્ધાન્ત સિદ્ધાન્ત રૂપે હૃદયમાં પરિણમી જાય તો તે બેડો પાર થઇ જાય : પણ સિદ્ધાન્ત જો સિદ્ધાન્ત રૂપે નહિ પરિણમતાં હૃદયમાં વિપરીત રૂપે પરિણમી જાય તો એ સિદ્ધાન્તના યોગે જ જીવનનાશ થઈ જાય!

### પારકાના ભલામાંથી બાતલ :

સ૦ પણ એવો સંતોષ હોય તો તે કોઈના ભૂંડામાં ત આવે નહિ ને?

જે જરૂરી લાગે તે મેળવવું, એ વાત તો ઉભી જ છે ને? જરૂરીયાતો ઉપર કાપ મૂક્યો નથી, તૃષ્ણ ઉપર કાબૂ મેળવ્યો નથી, ઇચ્છાઓ ઉપર અંકુશ રાખ્યો નથી અને અમૂક વસ્તુઓને મેળવવાની ઈચ્છા નહિ કરવ કે મહેનત નહિ કરવી એવું કાંઇ છે નહિ : વાત તે માત્ર એટલી જ છે કે–' મેળવવાની મહેનત કરવા છત પણ ન મળે તો મુંઝાવું નહિ, હાયવોય કરવી નહિ! –એટલે મેળવવાને માટે અવસર આવ્યે પારકાનું ભૂં કરવું પડે તેમ હોય તો પારકાનું ભૂંડું કરવાનું ઉભું જ રહે છે. આમ હોઇને, એમ કહેવું એ જ વધારે યોગ્ય અને બંધબેસતું ગણાય કે–એવા કાલ્પનિક સંતોષ વળગી પડેલો, પ્રાયઃ પારકાનું સારૂં કરવામાંથી બાત

થઇ જાય છે અને એ પારકાનું ભૂંડું તો કર્યે જ જાય છે.

**દુનિયા ઘટી નહિ પણ વધી :**

સ૦ એની દુનિયા ઘટી ગઈ.

એમેય નહિ. એની દુનિયા ઘટી નથી, પણ વધી છે. એની દુનિયામાં એ એવો ગુંચવાઇ ગયો છે કે–એને પારકું ભલું તો કાંઈ કરવું જ નથી : કેમકે–એણે તો નક્કી કર્યું છે કે–'આપણે કોઇની વાતમાં પડવું નહિ !' સ્વાર્થ સરતો હોય, પોતાની જરૂરીયાત પૂરી થતી હોય, તો ગમે તેની વાતમાં પડે : પણ એ સિવાય નહિ ! એને જાણે સાચું કે ખોટું સમજવાની પરવા જ નહિ ! આ દશાને કારણે શું એમ કહેવાય કે–એની દુનિયા ઘટી ગઈ ? નહિ જ ! 'એની દુનિયા ઘટી ગઈ'–એમ તો ત્યારે જ કહેવાય, કે જ્યારે એની ઇચ્છાઓ એને આધીન થઈ ગઈ હોય, જીવનની જરૂરીયાતો ઉપર એણે કાબૂ મેળવ્યો હોય અને આત્માને હિતકર પ્રવૃત્તિઓ કરવામાં જ અપ્રમત્તતા કેળવવાનો તે પ્રયત્ન કરી રહ્યો હોય ! પણ એ દશા તો છે જ નહિ, એટલે એમ જ કહેવાય કે–એની દુનિયા ઘટી નથી, પણ વધી છે અને વધી જ રહી છે.

**અજ્ઞાનના ઘરનું સુખ :**

ખરી વસ્તુસ્થિતિ એ જ છે કે–એણે સિદ્ધાન્ત પકડ્યો સંતોષનો, પણ એક તો સંતોષના સાચા સ્વરૂપથી તે અજાણ હતો અને વધારામાં સંતોષનું ખોટું સ્વરૂપ કલ્પીને બેસી ગયો : એટલે પરિણામે એના

સિદ્ધાન્તે જ એને અધીર અને ગાંડો બનાવી દીધો. એને તમે સમજાવવા જાવ, તો એ સમજવાની પણ પ્રાયઃ ના જ પાડે : કારણ કે–એ તો સાચા–ખોટાના વિવેકની વાતને ઝંઝટ માને. એ કહી દે કે–' એ ધમાલ મારે નહિ જોઈએ. આ સાચું ને આ ખોટું, એ ધાંધલ તમે કર્યા કરો. અમને એવી અશાન્તિ પસંદ નથી. અમે તો અમને જે ઠીક લાગ્યું છે તે કરીએ છીએ અને સારા–ખરાબની કે સાચા–ખોટાની પંચાતમાં પડતા નથી!' આમાં એણે સુખ માન્યું છે એની ના નથી, પણ એ સાચું સુખ નથી, વાસ્તવિક રીતિએ સુખ નથી, પણ અજ્ઞાનના ઘરનું એ સુખ છે : અને અજ્ઞાન એ તો સ્વયં પણ મહાકષ્ટ છે!

### કુવાના દેડકા જેવી દશા :

એ પ્રકારનો સંતોષી આદમી એવા કૃત્રિમ સુખમાં મુંઝાઈ ગયો હોય છે કે–વાસ્તવિક સુખ કદિ પણ એના ખ્યાલમાં આવે નહિ! જાણે કુવાનો દેડકો જોઈ લો. કુવાનો દેડકો એટલે જાણો છો? સરોવરમાંથી આવેલો દેડકો કહે કે–' આ તારૂં સ્થાન તો તદ્દન નાનું છે!' એટલે પેલો કુવાનો દેડકો કહે કે–' હોય નહિ. ક્યાં કુવાનો ઘેરાવો અને ક્યાં સરોવર?' કુવાનો દેડકો તો એમ જ માને કે–' સરોવર મારા પેટ કરતાં પણ મોટું હોય એ બને જ નહિ.' આથી તે દેડકો સરોવર કેવડું છે, એ જાણવા માટે પોતાનું પેટ ફુલાવતો જાય અને પૂછતો

જાય કે-'તારૂં સ્થાન આનાથીય મોટું છે ?' અને સરોવરનો દેડકો જેમ જેમ 'હા' કહેતો જાય, તેમ તેમ આ પેટ ફુલાવ્યે જ રાખે ! પરિણામ શું આવે ?

સ૦ પેટ ફાટી જાય.

સંતોષના કાલ્પનિક સ્વરૂપને વળગી પડનારાઓ પણ કુવાના દેડકા જેવા બની જાય છે. સિદ્ધાન્તની, એટલે કે-આ યોગ્ય અને આ અયોગ્ય એવી વાત આવે, તો તેને તે ઝઘડો માને. આજે અહિંસા, સત્ય અને સંયમની વાતોમાં પણ આવું જ બની ગયું છે. અહિંસા કોને કહેવાય અને હિંસા કોને કહેવાય, સત્ય કોને કહેવાય અને અસત્ય કોને કહેવાય, સંયમ કોને કહેવાય અને અસંયમ કોને કહેવાય : હિંસાના પ્રકારો કેટલા, અસત્યના પ્રકારો કેટલા અને અસંયમના પ્રકારો કેટલા : હિંસાનું સ્વરૂપ શું, અસત્યનું સ્વરૂપ શું અને અસંયમનું સ્વરૂપ શું-આ બધામાંનું વાસ્તવિક રીતિએ કાંઇ સમજે નહિ અને અહિંસા, સત્ય તથા સંયમની વાતો કેવળ મનઃકલ્પિત રીતિએ કર્યા જ કરે. અહિંસા વિગેરે કે સંતોષ એ એવી વસ્તુઓ છે કે-જો રીતસર લેતાં ન આવડે અને અજ્ઞાની છતાં સ્વતંત્ર બને તો તો અટવાઈ જ મરે ! જે કાંઇ થોડું-ઘણું પામ્યા હોય તેય ગુમાવે અને ખરાબ થાય. વર્ત્તમાનના ઘણા-ખરા આદમીઓએ સંતોષના સ્વરૂપની જેવી કલ્પના કરી લીધી છે, તેવી જ કલ્પનાને વધાવી લેવામાં આવે, તો જે કાંઇ શક્તિ હોય તે દબાઈ જાય અને પામરતા તથા સ્વાર્થાન્ધતા આવી જાય. એ સંતોષ વસ્તુતઃ સંતોષ

નથી, પણ હૃદયની કારમી સ્વાર્થાન્ધતા છે. એના યોગે જીવનમાં એવી જડતા આવી જાય છે, કે જે જડતા છતી આંખે આંધળા જેવા બનાવી દે છે અને છતે હૈયે હૈયા વગરના હોય તેવા બનાવી દે છે!

‘મેં પકડયું તે જ સર્વસ્વ’–એમ ન માનો :

આજના સંતોષિઓમાં એવા પણ છે કે–‘બસ, બધું આ એક જ પુસ્તકમાં ભર્યું છે. આના સિવાય બીજું કશું છે જ નહિ. માત્ર આ જ વાંચો!’–આ પ્રમાણે કહ્યા કરે છે. આપણે તે વાંચ્યું હોય અને તેમાં કાંઇ તાત્ત્વિકતા ન લાગી હોય, એટલે કહીએ કે–‘વાંચ્યું, એમાં એવું કાંઈ નથી. બહાર વિશાળ જ્ઞાનનાં સાધનો પડયાં છે. આ તો તદ્દન નકામું છે.’–તોય આપણને એ બીચારા લગભગ એટલું જ કહ્યા કરે કે–‘અનુભવ કરો. માત્ર આ પુસ્તકમાં જ ધર્મ છે, પણ બીજે નથી.’ એને કહીએ કે–‘અલ્યા, બધા પદાર્થોનું સ્વરૂપ, એના પ્રકાર, એ બધું આમાં નથી અને આમાં એવું ઘણું છે કે જે સત્યથી વેગળું છે’–તો એ પ્રાયઃ એમ જ કહેશે કે–‘બીજાં બધાં પુસ્તકોમાં ઝઘડા છે. આમાં તેવું કાંઇ નથી. અમારે તો બસ આનંદ. આ પુસ્તક એટલે સર્વસ્વ. આના જેવો આનંદ બીજે નથી.’ પછી એને કહેવું પડે કે–‘તારો કલ્પેલો આ આનંદ એવો છે, કે જે કોઈ દિવસ પણ તને સાચા આનંદને પામવા જ ન દે!’ આ દશા શાથી? એક વસ્તુ ફાવતી રીતિએ પકડી લીધી અને એના

ઉપર સંતોષના સિદ્ધાન્તની છાપ મારી એથી ! સંતોષ આ હોય ? સાચા સંતોષી અને તેના પરિણામે સાચા સુખી બનવું હોય, તો એક એક વસ્તુના સ્વરૂપને સમજવાને માટે ખૂબ પ્રયત્નશીલ બનો ! જેમ જેમ સમજાતું જાય, તેમ તેમ ઉંડા ઉતરતા જાવ ! જાણ્યા કરો, જાણો તેમ અમલ કર્યા કરો અને પાછું જાણો ને અમલ કરો ! 'મેં પકડ્યું એ જ સર્વસ્વ'-એમ ન માની લો !

## પ્રતિપક્ષી વસ્તુ પણ જાણવી જોઈએ :

એક વસ્તુની વિરોધી વસ્તુ જાણ્યા વિના, તે વસ્તુનું પણ વાસ્તવિક જ્ઞાન થતું નથી. અહિંસાને સમજવાને માટે, હિંસાના સ્વરૂપને અને એના સઘળા પ્રકારોને પણ જાણવા પડશે: સત્યને સમજવાને માટે, અસત્યના સ્વરૂપને અને તેના સઘળા પ્રકારોને પણ જાણવા પડશે: અને અચૌર્યને સમજવાને માટે, ચોરીના સ્વરૂપને અને તેના સઘળા પ્રકારોને પણ જાણવા પડશે. જેને ન્યાયનું પાલન કરવું હોય, તેને અન્યાય ક્યાંથી થાય, કેમ થાય, કયા સંયોગોમાં થાય, એ વિગેરે પણ જાણવું પડે. કોઈ કહે કે-'હું નીતિ પાળું છું, પણ મને અનીતિ કોને કહેવાય તેની ખબર નથી.'-તો તમે એ આદમીને નીતિપરાયણ માનશો ખરા ? એને એમ કહેવું પડે ને કે-'અલ્યા, તું અનીતિને નીતિ કહેતો હોઈશ તો ?' જે અનીતિને ન જાણે, તે અનીતિથી બચે શી રીતિએ ? જે હિંસાને ન જાણે, તે હિંસાથી બચે શી રીતિએ ?

જે અસત્યને ન જાણે, તે અસત્યથી બચે શી રીતિએ? જે ચોરી કોને કહેવાય તે ન જાણે, તે ચોરીથી બચે શી રીતિએ? પોતે ન જાણતો હોય, પણ વિવેકી જાણકારની નિશ્રાએ તો રહેવું પડે ને? વળી ઉપલકીયા દૃષ્ટિએ સામાન્ય રીતિએ અહિંસા આદિને જાણી લેવા માત્રથી જ કામ નહિ ચાલે. અહિંસા અને સત્ય આદિમાં પણ આજની દુનિયાએ સંતોષની જેમ સ્વચ્છન્દી અને આત્મઘાતક કલ્પના કરી લીધી છે અને એથી જ અહિંસા અને સત્ય વિગેરેના નામે પણ હિંસા અને અસત્ય વિગેરે સેવાય છે: માટે પ્રતિપક્ષી વસ્તુ પણ જાણવી તો પડે.

**પ્રતીતિના સાધનને પણ જાણવું જોઇએ :**

અહિંસા આદિ ધર્મોના સ્વરૂપને અને તેના પ્રકારોને તેમજ હિંસા આદિ પાપોના સ્વરૂપને અને તેના પ્રકારોને, વાસ્તવિક સ્વરૂપમાં જાણવાને માટે, તેના જે સાચા જાણકારો હોય, તેમની પાસે ભણવું પડે. ભણાવનારમાં એ તેવડ પણ જરૂર જોઈએ કે-' આ હેય છે અને આ ઉપાદેય છે: આ આચરવા લાયક છે અને આ આ તજવા લાયક છે. '-એ વિગેરે પણ સાથે સાથે જ સમજાવી દે! બાકી અનીતિથી નીતિનો ક્યાં ક્યાં અને કયી કયી રીતિએ ઘાત થાય છે, તેને જે જાણતો ન હોય, તેની નીતિ અવસરે ઘવાયા વિના રહે નહિ તે સ્વાભાવિક જ છે. એ જ રીતિએ, અસંતોષ શું અને આપણામાં સંતોષ આવ્યો એની પ્રતીતિ કરવાનું સાધન કયું, એ

પણ જાણવું તો જોઈએ ને ? ‘ સંતોષ ગુણ આવે તો કયી લાયકાત આવે અને કયી નાલાયકાત જાય ?’– એની જો ખબર હોય, તો આદમી પોતે પણ જાણી શકે કે–‘ હું હજુ સંતોષી બન્યો છું કે નહિ ? ’

### કાલ્પનિક સંતોષને વળગવાથી જોમ જતું રહે અને મૂઢ બની જવાય :

સાચો સંતોષી કૃપણ હોય ? સાચો સંતોષી કોઈ-નીય શરમમાં દુન્યવી સ્વાર્થ ખાતર ન અંજાય તેવો નિર્લજ્જ હોય ? સાચો સંતોષી પોતાની શક્તિ હોય તો પણ કોઇના ભલામાં ભાગ ન લે, એમ બને ખરૂં ? સાચો સંતોષી અકાર્યથી ન ડરે, એ બને ? સાચો સંતોષી અજ્ઞાન અને જડ હોય, એ બને ? જો આ બધાનો જવાબ ‘ હા ’માં જ હોય, તો તો એમ જ કહેવું પડે કે–‘ એ સંતોષી ન હોય. ’ કારણ કે–જે સંતોષી હોય તેની સ્થિતિ એવી ન હોય ! ‘ હું સંતોષી છું ’–એમ જો કોઇ કહે અને જો તે અસંતોષની સ્થિતિને લેશ-ભર પણ ન જાણતો હોય, તો કહેવું પડે કે–એ જે હું સંતોષી છું એમ બોલે છે, તે માત્ર કોઇકનું શીખવ્યું બોલે છે અથવા હૃદયની તદ્દન ક્ષુદ્ર અને અજ્ઞાન વૃત્તિને તે સંતોષવૃત્તિ માની બેઠો છે. એના યોગે તે કેવળ પોતાની જાતના ભલા તરફ જોનારો બની ગયો છે, પણ પાડોશીને માટે ય કામનો રહ્યો નથી. એનામાં સત્યના આદરનું અને અસત્યના તિરસ્કારનું, અર્થાત્–માણસાઈનું

જેમ નથી રહ્યું, પણ જેમને બદલે–

સ૦ વેવલાપણું આવી ગયું છે.

વેવલાપણું આવી ગયું છે, એમ પણ ન કહેવાય. વેવલો આદમી તો પારકામાં ખરૂં-ખોટું પણ ડહાપણ ડોળ્યા વિના રહે નહિ. કોઇની વાત ચાલતી હોય ત્યારે વેવલો આદમી તો, કાંઇક પણ બોલી ઉઠે. આ તો એવો બની ગયો કે–'પારકી પંચાત જોઈએ નહિ : સાચા ખોટાની પંચાત જોઈએ નહિ : સારા-ખરાબની પંચાત જોઇએ નહિ : એ તો માત્ર પોતાનું જ જૂએ અને તે પણ તદ્દન ક્ષુદ્ર દૃષ્ટિએ જૂએ!' આના પરિણામે, એની વિચારશક્તિ બુટ્ટી થઇ જાય છે અને એ દશા ન ટળે ત્યાં સુધી કોઇ દિ' એ સાચું સમજી શકતો નથી. આવો આદમી કોઇનું ભલું તો કરી શકે નહિ, પણ અવસરે બીજાઓનું સીધી કે આડકતરી રીતિએ ભૂંડું કરે અને સંતોષના નામે મૂઢ તથા પામર બની જાય.

સાચું સમજવાની તૈયારી હોય તો
સાચુ સમજાવવાની ના કેમ પાડું ?

એવો આદમી ધર્મની વાતમાં, પરોપકારની વાતમાં, માણસાઇની વાતમાં લગભગ એમ જ માની બેઠો હોય છે કે–'આપણાથી જે થાય છે તે આપણે કરીએ જ છીએ : અને આપણે જે કાંઈ નથી કરતા તે આપણાથી નથી થતું માટે નથી કરતા!' તેની આ માન્યતા પણ તદ્દન ખોટી જ હોય છે અને એથી એને મોટું નુકશાન

તો એ થાય છે કે–એનામાં વધુ કરવાનો ઉત્સાહ જ પ્રાયઃ પેદા થતો નથી. બહુ સારો હોય તો વળી એમ માને કે–'આપણે ઓછી બુદ્ધિવાળા છીએ, માટે આપણે સાચા–ખોટાની વાતમાં કે સિદ્ધાન્તની વાતમાં વચ્ચે નહિ પડવું: જે કરશે તે ભરશે: જ્ઞાનિઓની વાતમાં આપણે શું સમજીએ? બસ, આપણે એમાં પડવું જ નહિ, એટલે કશી પીડા નહિ.' આ સંતોષ છે? આ સાચી શાન્તિનો પ્રકાર છે? આનાથી પ્રગતિ સધાય? આવા સંતોષમાં સુખ કલ્પી બેઠેલામાં જોમ હોય?

સ૦ માણસની શક્તિઓ એ રીતે તો તદ્દન ઠંડી પડી જાય!

મોટે ભાગે ઠંડી પડી જ ગઈ છે. આજે માનવીની કલ્યાણકારી શક્તિઓને કારમી શરદી લાગી ગઈ છે. તમે સમજતા નથી એ વાત માની લેવાય, પણ તમારા બધામાં સમજવાની શક્તિ જ નથી એમ કેમ મનાય? ખોટા સંતોષનું દર્દ લાગુ ન પડ્યું હોત, શરદી ન થઇ ગઇ હોત, તો તો તમારી હાલત જૂદી જ હોત. સાધુ જો એમ કહેત કે–'એ વાત ગહન છે, તમે સમજતા નથી, રહેવા દો.' તો તમે એમ કહેત કે–'અમે સમજતા નથી એ સાચી વાત છે, પણ અમે સમજવાનો પ્રયત્ન કરવાને તૈયાર નથી એમ નહિ, માટે સમજાવો!' આવું જો તમે કહેતા થાવ અને સમજવાની તથા સમજીને ખોટાના ત્યાગપૂર્વક સાચું સ્વીકારવાની તૈયારીવાળા તમે બનો, તો ગમે તેવાને પણ એમ થાય કે–'હવે આની

આગળ ગોખવ્યે કામ નહિ ચાલે.' સમજવાનો પ્રયત્ન કરવાને તમે તૈયાર હો, તો સાધુ તમને ના પાડી શકે નહિ અને અજ્ઞાન માણસ–'વિષય ગહન છે'–એમ કહીને, પોતાના અજ્ઞાનને છૂપાવી શકે નહિ ! પણ તમારામાં સદ્–અસદ્‌ને સમજવાની તત્પરતા છે ખરી ?

**સંતોષ ગુણ વસ્તુતઃ માનસિક કાબૂ છે :**

જે સાચું સમજવાને તૈયાર નથી, સાચું સાંભળવાને તૈયાર નથી, સાચું શોધવાને તૈયાર નથી, તે વસ્તુતઃ સંતોષી નથી પણ અસંતોષી છે. આજે પોતાની અમૂક કલ્પનાઓ ઉપર જ મદાર બાંધીને બેસી ગયેલાઓ અને સંતોષના નામે સિદ્ધાન્તના સાચા–ખોટાપણાને જાણવા પ્રત્યે બેદરકાર બનીને સિદ્ધાન્તના સાચા–ખોટાપણાને સમજાવનારી સામગ્રીથી પણ દૂર રહેવામાં મજા માનનારાઓ, ભલે પોતાને સંતોષી માનતા હોય, પરન્તુ વસ્તુતઃ તેઓ સંતોષી નથી, પણ અસંતોષી જ છે. જે સંતોષી હોય, તે માત્ર–'મહેનત કરવા છતાં પણ ન મળે તો મુંઝાવું નહિ, હાયવોય કરવી નહિ.'–આટલું જ નક્કી કરીને બેસી ન જાય. એક તરફ જે એમ કહે કે–'હું સંતોષી છું' અને બીજી તરફ જે પોતાની જરૂરીયાતોને વધારતો જાય તેમજ પોતાની જરૂરીયાતોને વધારવાની સાથે એને પૂરી કરવાને માટેની મહેનતને પણ જે વધારતો જાય, તે સંતોષી નથી. સંતોષ ગુણ, એ વસ્તુતઃ માનસિક કાબૂ છે. જેનામાં સંતોષ હોય, તેનું

મન કાબૂ વિનાનું જ ન હોય. પોતાની જરૂરીયાતોને એણે ખૂબ ખૂબ સંકોચી લીધી હોય.

**આજનો સંતોષી તૃષ્ણાથી પર નથી :**

આજના પોતાની જાતને સંતોષી માની બેઠેલા અજ્ઞાન આત્માની દશા તો એ છે કે-એની જરૂરીયાતો દિવસે દિવસે વધતી જાય છે, પછી જરૂરીયાતોને પૂરી કરવાને માટેની તેની મહેનત વધતી જાય છે અને જરૂરી માનેલી સામગ્રી મળ્યા પછી પણ તે મળેલી સામગ્રીને પોતાની જ માનીને ભોગવવામાં એ પાછી પાની કરતો નથી. પચીસનો પગાર લાવનારો મહિને બે સીનેમા જૂએ. એને પાન-બીડી જોઇએ. મહિનાને અન્તે એને પાંચ ખૂટતા જ હોય. પૂર્વે પચીસ કમાનારો પણ કુટુંબનું ખર્ચ કાઢે અને બે વધારે, એ દશા હતી. આજે પચીસના કમાનારને બુટ સુન્દર જોઈએ, કપડાં ટાઈટ જોઇએ, સીનેમા-નાટક જોવા જોઈએ અને ચાહ, પાન, બીડી વિગેરેનાં વ્યસનો પણ વળગેલાં હોય: એટલે એને ૨૫ના ૫૦, ૫૦ના ૭૫, ૭૫ના ૧૦૦, ૧૦૦ના ૧૫૦ અને ૧૫૦ના ૨૦૦-એમ વધારે ને વધારે લક્ષ્મી મેળવવાની ઇચ્છા તો બેઠી જ છે. એનો સંતોષ તો મહેનત કરવા છતાં પણ મળે નહિ તો મુંઝાવું નહિ એટલા પૂરતો જ છે; કાંઈ જરૂરીયાતો ઉપર અંકુશ મૂકવા માટેનો એનો સંતોષ નથી! નોકરી કરીને ઘેર આવે, હા-હો કરે, છાપું કે ચોપડી વાંચે અને સુઈ જાય. આજે ઘણા જુવાનીયા

કહે છે કે–'આપણે તો લ્હેર છે. ખાઈ–પીઇને નોકરી ગયા અને નોકરીથી આવી ખાધું–પીધું, વાતો કરી, ચોપડી વાંચી, ગંજીપો રમ્યા ને એમ લ્હેર કરતાં કરતાં સુઈ ગયા. બસ, કોઈની લપ્પન–છપ્પન જ નહિ! આપણે તો જેટલું મળે છે તેટલું ખર્ચીએ છીએ. મહેનત કરીએ ને વધારે મળે તો વધારે ખર્ચીએ.' પછી બચાવ કરે કે–'બીજાની જેમ આપણે એવો લોભ નહિ કે–રાખી મૂકવું!' જે–તે જોવાની તુચ્છ મનોદશાના અને મન તથા ઇન્દ્રિયોની સ્વચ્છન્દ પ્રવૃત્તિ આદિના બચાવને માટે તો એવી કહેવત પણ ઉપજાવી કાઢી કે– 'જીવ્યા કરતાં જોયું ભલું!' આ સંતોષ નથી, પણ કોરી મૂર્ખતા છે. એના હૈયે તૃષ્ણા બેઠી છે. એને વધુ મેળવવાની ઈચ્છા છે. વધુ ભોગવવાની પણ એને ઈચ્છા છે. અને જો મળી જતું હોય, તો એ કાંઈ પણ છોડવા માગતો નથી. એના હૃદયમાં એવું તો કાંઈ છે જ નહિ કે–'અમૂક ન જોઇએ.' જે નથી ભોગવતો, તે નથી મળતું માટે નથી ભોગવતો. એની મહેનત તો જેમ બને તેમ વધારે સામગ્રી મેળવવાના હેતુથી ચાલુ જ છે. માત્ર એનામાં વૃત્તિ એટલી જ છે કે–'ન મળે તો ગભરાવું નહિ!' પણ એની સાથે એણે સંતોષની જે કલ્પના કરી લીધી છે, તે એવી કારમી છે કે–એ દશામાં તો એ કદિ પણ સત્યને છાંયે આવી શકે નહિ. એને પારકાની પીડાની પરવા હોતી નથી. આત્માને હિતકર સિદ્ધાંતની બાબતમાં પણ તેને તદ્દન અજ્ઞાન રહેવું છે.

**ભોગવવાની વૃત્તિ ઉપર કાબૂ આવ્યા વિના મેળવવાની વૃત્તિ ઉપર કાબૂ આવે નહિ:**

એની સૃષ્ટિમાં એની આંખે માત્ર એ અને એનું જ જે કાંઈ હોય તે દેખાયા કરે છે. એનો અસંતોષ વધતો જાય છે, કારણ કે-ભોગવવાની વૃત્તિ તો જેવી ને તેવી નિરંકુશ છે. ભોગવવાની વૃત્તિ ઉપર અંકુશ મૂકયા વિના મેળવવાની વૃત્તિ ઉપર અંકુશ નહિ જ આવે. મહેનત કરવા છતાં ન મળે અને એથી ગભરાય નહિ, એટલા માત્રથી જ એને સંતોષી મનાય નહિ. એને જ સંતોષ માનવાના પરિણામે તે સંતોષ અને અસંતોષના સ્વરૂપને સમજવાથી દૂર થઇ ગયો. એને સંતોષ માની પોતે ક્ષુદ્ર બની ગયો. સાથે ભોગવવાની ઇચ્છા વધતી ચાલી. એણે માન્યું કે-મહેનત કરતાં જે કાંઇ મળી જાય, તે ભોગવવામાં તો વાંધો છે જ નહિ! અને જે કાંઈ ભોગવવાની ઇચ્છા થાય તે મેળવવાને માટે ગમે તેવી પણ મહેનત કરવામાં અચકાવા જેવું છે નહિ! આવો કાલ્પનિક સંતોષી કયું પાપ ન કરે? વિવેકપૂર્વક વિચાર કરો, તો તમને પણ સમજાય કે-દિવસે દિવસે એવાઓનો અસંતોષ ઘટે નહિ પણ વધતો જ જાય.

**વ્યસનો કેમ વધ્યાં?**

આજે જે અનેકવિધ વ્યસનો વધ્યાં છે, તે કયી રીતિએ વધ્યાં? એમ જ. એકને પાન ખાતો જોયો, એટલે બીજાને પણ પાન ખાવાની ઈચ્છા થઇ. એકને ચહા

પીતો જોયો, એટલે બીજાને પણ ચહા પીવાની ઇચ્છા થઈ. જે પદાર્થોને આજની દુનિયા પણ હાનિકર તરીકે કબૂલ રાખે છે, તેવા પણ પદાર્થોને મેળવવાની અને ભોગવવાની ઈચ્છા આમ વધતી ગઇ અને પછી તે તે વસ્તુઓ જીવનને માટે જરૂરની લાગી. એમ જરૂર વધી એટલે હોટેલો વધી. હોટેલો વિગેરે વધી તેને પેલા સંતોષિએ સગવડ માની. જેમ એવી સગવડ વધી, તેમ હોટેલમાં જવાની અને જે-તે ખાવાની ઇચ્છા તથા પ્રવૃત્તિ પણ વધી. પરિણામે ગલીઓમાં પણ હોટેલો થઈ ગઇ અને તેની સાથે સાથે દવાખાનાં પણ સંખ્યાબંધ વધી ગયાં! સાચા સંતોષનું આ પરિણામ હોય જ નહિ! આ પરિણામ તો, સંતોષના નામે જે અસંતોષ વધતો હતો, ભોગવવાની અને ભટકવાની જે વૃત્તિ વધતી હતી અને સાચા-ખોટાનો કે સારા-ખરાબનો વિચાર કરવાની વાતમાં ઝઘડો-પંચાત-ટંટો લાગે એવી જે દશા કેળવાયે જતી હતી, તેમાંથી જન્મેલું છે.

## સ્વરૂપ સમજવાને પ્રયત્નશીલ બનો :

આજે આવી ઘણી જ ભૂંડી દશા થઈ ગએલી હોવા છતાં પણ, એમ કહેવાય છે કે-' આ જમાનો આગળ વધી રહ્યો છે. મોટર જોઈએ તો મોટર મળે, ગાડી જોઇએ તો ગાડી મળે અને ટ્રામ જોઇએ તો ટ્રામ મળે. પૂર્વે એવું નહિ. આપણે વધુ નશિબદાર!' પણ એને ભાન નથી કે-' પૂર્વે જ્યારે આજનાં સાધનો

નહિ હતાં, ત્યારે જે માણસાઈ હતી, તે આજે નથી. પૂર્વે જે કૌવત હતું, તે આજે નથી. પૂર્વે પચીસ ગાઉ જવું હોય તોય ટાંટીયા તૈયાર રહેતા અને આજે સ્હેજ આઘે જવું હોય તોય ટાંટીયા ઢીલા!' અહીં આવનારમાંનો મોટો ભાગ મોટર, ગાડી કે ટ્રામમાં આવ્યો હશે. આજે મનાઈ ગયેલા સંતોષમાં એક એ વસ્તુ પણ બેઠી છે કે-ન મળે તો ગભરાવું નહિ એ ઠીક છે, પણ મહેનત કરવા છતાં ન મળે તો આઘાત તો થાય ને? દુઃખ તો થાય ને? મહેનત કરી પણ મળ્યું નહિ, એમ તો થાય ને?' આ બધી સ્થિતિ ટાળવી હોય અને સાચો સંતોષ ગુણ પ્રાપ્ત કરવો હોય, તો સંતોષના અને અસંતોષના સ્વરૂપને પીછાનવાને પ્રયત્નશીલ બનવું પડશે. 'સાચો સંતોષ આ અને ખોટો સંતોષ આ, એવી પંચાત આપણે ન જોઇએ'-એમ કહે કામ નહિ ચાલે. સંતોષ કોને કહેવાય, જીવનમાં સાચો સંતોષ આવતો જાય એટલે જીવન કેવું બનતું જાય, સંતોષ ગુણ આવવાના યોગે કયા દુર્ગુણો જતા જાય અને કયા ગુણો ખીલતા જાય, એ વિગેરે બાબતો તરફ દુર્લક્ષ્ય આવવાના પ્રતાપે, આજે ઘણાઓ સંતોષના નામે પણ અસંતોષ, ક્ષુદ્રતા અને અજ્ઞાનતાથી ઘેરાઇ ગયા છે. આથી જો કલ્યાણને ઇચ્છતા હો, તો-'આપણે સંતોષની ભિન્ન ભિન્ન વ્યાખ્યાઓ ભાગી નાખવી છે: આપણે સાચા સંતોષને અને અસંતોષને જાણી લેવો છે.'-આવું નક્કી કરો અને સંતોષ તથા અસંતોષના સ્વરૂપને સમજવાને માટે

પ્રયત્નશીલ બનો ! પછી તમને સિદ્ધાંતની વાતો, આ સાચું અને આ ખોટું—એ બધી વાતો પંચાત રૂપ છે, અસંતોષનું કારણ છે, એમ નહિ લાગે.

**સંયમ વિના સંતોષ નહિ :**

સંતોષ ગુણ પ્રાપ્ત કરવાને માટે, સૌથી પહેલાં ભોગવૃત્તિ ઉપર કાપ મૂકવો જોઈએ. જેટલો ભોગવૃત્તિનો અભાવ, તેટલો સંતોષ વધારે અને ભોગવૃત્તિ જેટલી તીવ્ર, તેટલો અસંતોષ વધારે ! ન મળે ને મુંઝાવું નહિ, એ સ્થિતિમાંથી મેળવવાની ઇચ્છા ન થાય એ સ્થિતિ ઉપર આવી જવું જોઇએ. મહેનત કરવા છતાં પણ ન મળે તો એથી ગભરાવું નહિ, એટલી માન્યતા માત્રથી જ સંતોષ ગુણ આવી જતો નથી. સંતોષ ગુણ જીવનમાં લાવવાને માટે, ઇચ્છાઓ ઉપર અંકુશ મૂકવો એ ખૂબ જ આવશ્યક છે. જ્યાં સુધી ઈચ્છાઓ ઉપર આંશિક પણ અંકુશ આવી જાય નહિ, ત્યાં સુધી સંતોષ આવે નહિ અને અસંતોષ જાય નહિ. ઇચ્છાઓ ઉપર અંકુશ ત્યારે જ આવે, કે જ્યારે હૃદયમાં જે ભોગની વૃત્તિ ભરેલી છે, તેના ઉપર કાબૂ આવી જાય. ભોગવૃત્તિ, એ જ અસંતોષને ઉપજાવનારી મૂળભૂત વસ્તુ છે, એમ લાગી જવું જોઇએ. પછી તો નિર્વાહ માટે જરૂરી એવી પણ કોઈ વસ્તુ નહિ મળે, તો પણ દુઃખ નહિ થાય. આજના કહેવાતા સંતોષિઓએ તો ભોગવૃત્તિને તેજ રાખી છે અને એથી એ બીચારા ક્ષુદ્ર થઇ ગયા છે, પામર બની

ગયા છે. સંતોષને સંયમથી અલગ પાડી શકાય તેમ છે નહિ. મન ઉપર, વચન ઉપર અને દરેક પ્રવૃત્તિ ઉપર સંયમ કેળવવાનો પ્રયત્ન થાય, તો જ સાચો સંતોષ ગુણ પ્રગટે. સંતોષ ગુણ માણસને છીછરો બનાવી દેતો નથી, પણ ઉદાર બનાવી દે છે. એની જ્ઞાન સંપાદન કરવાની ભાવના દબાઇ જતી નથી, પરન્તુ ખીલી નીકળે છે. એનામાંથી અસત્યત્યાગ અને સત્યાદરનું જોમ ઓસરી જતું નથી, પણ વધી જાય છે. આજે સંતોષના નામે છીછરાપણું વધ્યું છે, જ્ઞાન સંપાદન કરવાની ભાવના લુપ્તપ્રાયઃ થઇ ગઇ છે અને અસત્યત્યાગ તથા સત્યાદરમાં કેવળ મનસ્વિતા આવી જવા પામી છે. આ પરિણામ સૂચવે છે કે-જેને સંતોષ માન્યો હતો, તે વસ્તુતઃ સંતોષ નહિ હતો.

## પોતે પણ સમજી શકે તેવો માર્ગ :

આથી અહીં આપણે મુખ્યત્વે એ જ વસ્તુને સ્પષ્ટ કરવાને ઇચ્છીએ છીએ, કે જેનું જ્ઞાન થવાના યોગે, સંતોષ ગુણ આપણામાં અમૂક અંશે પણ પ્રગટ્યો છે કે નહિ, તે જાણી શકાય. અમૂક દશા જણાવવી છે, કે જે દશા ઉપરથી સામાન્ય રીતિએ પણ કલ્પી શકાય કે-'સંતોષ ગુણ આપણામાં પ્રગટ્યો છે કે નહિ ?' કયી દશાવાળો હોય તે સંતોષી કહેવાય અને કયી દશાવાળો હોય તે અસંતોષી કહેવાય, તેનો આપણે સામાન્યપણે વિચાર કરવો છે. આ સમજી લઇએ તોય એ પૂરતું આપણને

મહાજ્ઞાન થયું છે એમ મનાય : કારણ કે–સંતોષ એ પણ એવો ગુણ છે, કે જે પરિણામે આત્માને સંપૂર્ણ અને શાશ્વત સુખ પમાડે છે! વિચારો કે–જે સંતોષી હોય, તેનામાં કયા દોષો ન હોય અને કયા સદ્ગુણો હોય! અમૂક દોષોનો ત્યાગ થાય અને અમૂક ગુણોનો સ્વીકાર થાય, તો સમજવું કે–આપણામાં સંતોષ ગુણ અમૂક અંશે પણ જરૂર આવ્યો છે. આપણે તો અહીં સૌ પોતાની મેળે સમજી–વિચારી શકે, એવો માર્ગ દર્શાવવો છે અને સિદ્ધાન્તનું વાસ્તવિક જ્ઞાન મેળવવાની વૃત્તિ ઉત્પન્ન થાય તેમ કરવું છે.

કૃપણતા :

સૌથી પહેલી વાત એ કે–સંતોષી કૃપણ હોય કે ન હોય? જે કૃપણ હોય, તેનામાં સંતોષ હોય કે કેમ? કૃપણતા નામનો મહાદોષ જેનામાં હોય, તેનામાં સંતોષ ગુણ પ્રગટે કે કેમ? કૃપણતા, એ એવી જાતિનો દુર્ગુણ છે કે–એ પ્રાયઃ સદ્ગુણને આવવા દે નહિ અને કોઇ ભવિતવ્યતાના યોગે સદ્ગુણ આવી પણ ગયો હોય, તોય તેને ટકી રહેવા દે નહિ. કરકસર અને કૃપણતા વચ્ચે ફેર છે. કરકસર ગુણની કોટિમાં ગણાય છે, જ્યારે કૃપણતા દોષ રૂપ જ ગણાય છે. કૃપણતા, એ એવો કારમો દોષ છે કે–દયાળુ આદમીને તે દયાળુ રહેવા દે નહિ, સત્યવાદિને તે સત્યવાદી રહેવા દે નહિ અને પ્રમાણિકને તે પ્રમાણિક રહેવા દે નહિ. સારામાં

સારા ગુણોને હરી લે અને ભયંકરમાં ભયંકર દુર્ગુણોને ખીલવી દે, એવો એ કારમો દોષ છે.

**કૃપણતા દુર્ગુણથી થતી હાલત :**

'મારૂં તે મારૂં જ'–આ એની પહેલી માન્યતા. 'જે મારૂં થયું, તેમાં કોઇનો ભાગ નહિ.'–એમ એ માનતો હોય છે. એ માન્યતા એટલી સજ્જડ કે–પોતાની હોય તેવી ખાસ ચીજ જો બીજાની પાસે દેખે, તોય કલ્પના કરે કે–'કદાચ મારી હશે ! રખે મારી ઉપાડી ગયો હશે !' એ વિચારના યોગે, એ ઘેર પહોંચે નહિ અને પેલી ખાસ ચીજ ઘરમાં ભાળે નહિ, ત્યાં સુધી એને કાળજે ઠંડક વળે નહિ. કૃપણમાં આ પણ એક મોટામાં મોટું અપલક્ષણ હોય છે કે–એ સારામાં સારા આદમીને પણ અવસરે ખરાબમાં ખરાબ માનતાં અગર સારામાં સારા આદમીને અવસરે કલંકિત ઠરાવતાં પણ અચકાતો નથી : કારણ કે–' બસ, મારૂં તે મારૂં જ રહેવા સરજાએલું છે ! '–આવી એની મનોદશા હોય છે. એવી મનોદશા હોવાના કારણે એ કોઇ મરતો હોય તોય પોતાની પાસેની વસ્તુ એને આપે નહિ. ઉલટો એમ પણ બોલી નાખે કે–' મરે, એમાં હું શું કરૂં ?' પણ ભલા આદમી ! તારે ખૂટે તેમ નથી, તું ઘણું કમાયો છો, તું આપીશ તો તને નડશે નહિ અને એ બીચારો પાયમાલ થઈ જતો બચી જશે ! –આવું કોઈ કહે, તો કૃપણ આદમી નફ્ફટપણે એમ પણ કહી દે કે–' હું કાંઈ એને માટે કમાયો નથી. આ

બધું કાંઈ એમ આપી દેવાને માટે ભેગું કર્યું નથી મારે ઘેર કાંઇ ઠેકો રાખ્યો છે ?' આવું બધું એ જરાર ગભરાયા વિના, શરમથી લેવાયા વિના, રીતસર બોલે એનું હૈયું ધીરે ધીરે એવું કઠોર બની જાય કે–દુ:ખિને જોતાં એ પીગળે નહિ. ' અલ્યા, તારી પાસે ઘણું પડ્યું છે, ભોગવતાં ખૂટે તેમ નથી, આજે તારા બ( આ જીવી જાય તેમ છે અને તને કશી તકલીફ પ( તેમ નથી.'–આવું કોઇ કહેવા જાય તો પણ, એવું કહે( જનારને એ કૃપણ આદમી કહી દે કે–' આ બધું દે તે કાંઇ એમને માટે નથી ! આ ભેગું કરવા એ આવ્ય નથી ! તમારે આપવું હોય તો આપો. હું જો એ( દયા ખાવા રહું, તો મારૂં ચાલે નહિ !' એ છૂટ ( મૂકે. એ આપે તો નહિ, પણ એના કુટુંબમાંથી પણ કોઇ આપી ન દે એની પણ એ કાળજી રાખ્યા કરે દુનિયા તો એવાઓને ન ઇચ્છે, પણ એના કુટુંબિ ઓનેય એમ થાય કે–' આ ન હોય તો સારો !' એ પોતાને ઘી લેવું હોય તો પણ પ્રાય: કૃપણતાને જ સેવે છતાં એમ કહી શકાય કે–ત્યાં એ કાંઇકેય ઉદાર બને એ શકય છે, પણ બીજાની વાતમાં તો એ ન કરે તેટલું ઓછું કદાચ એમ પણ કહે કે–' અમારે તો આટલી મહેન( કરવાની તે જોઇએ, પણ તમારે શું ?' એના દેખ( કોઈથી આંગળી ઉપર ઘી લઇને ચટાય પણ નહિ આવી પણ ભયંકર હાલત, કૃપણતા નામના એક મહા દુર્ગુણના પ્રતાપે થઈ જાય છે.

**નામનાની ભૂખ પણ હૈયેથી છૂટે નહિ :**

હવે વિચારી જૂઓ કે-સાચા સંતોષિમાં કૃપણતાનો આવો દુર્ગુણ હોય, એ શક્ય છે ખરૂં ?

સ૦ ન હોય.

આજે કયી દશા છે ? આજે જેઓ પોતાને સંતોષી માને છે, તેઓમાં કૃપણતાનો દુર્ગુણ છે કે નહિ ?

સ૦ અમૂક અમૂક રીતે અપાય તો છે.

તમે કેમ આપો છો, કેવી રીતિએ આપો છો, ક્યારે ક્યારે આપો છો અને ક્યાં ક્યાં આપો છો, તેની સાધુઓને સર્વથા ખબર નથી હોતી એમ નહિ ! માટે એ વાત જવા દ્યો અને તમારી વૃત્તિ ઉપરથી માપ કાઢો ! ' મારૂં તે મારૂં જ '—એ વૃત્તિ નીકળી છે કે નહિ ? પૂર્વે એવા પ્રસંગો પણ બન્યા છે કે—નામનાવાળાં કાર્યોય કરતા, પણ એક કાર્ય કરવા માંડયું એટલે રખે અધિક ન થઇ જાય એવી આજના જેવી કૃપણતાવાળી કાળજી રખાતી નહિ ! કારણ કે—એ વૃત્તિ ઉદારતામાંથી જન્મેલી હતી. આજે એવાં કામો કરવાની વૃત્તિ પણ મોટે ભાગે યશ ખાટવાની વૃત્તિમાંથી જન્મેલી હોય છે અને તેમાં પણ પાછી કૃપણતા હોય જ છે. આજે જે વ્યય થાય છે તેમાં મોટે ભાગે તો કૃપણતામાં વાંધો આવે નહિ અને ધાર્યું થઇ જાય, એ બુદ્ધિપૂર્વક વ્યય થાય છે. નામના પણ કેવળ પોતાને જ જોઇએ, એવી વૃત્તિ પણ દેખાઈ આવે છે. એક તરફ નામનાની

ભૂખ અને બીજી તરફ હૈયેથી છૂટે નહિ, એટલે પ્રાયઃ દશા એ થાય છે કે-'થતો વ્યય પણ જેવો દીપવો જોઇએ તેવો દીપતો નથી.'

**જીવતાં મરવા દે :**

સ૦ સામો મરતો હોય છતાં ન આપે, એવું તો ભાગ્યે જ બને.

અરે, એ મરી જવાની વાત નથી. આ તો કહે છે કે-'કોઈ આંગણે મરતો હોય, છતાં પણ પાણી ન પાય કે ખાવાનું ન આપે એવું બને નહિ.' પણ આ એ વાત નથી. એવું કરે તો તો લોક એને ચૂંટી ખાય. પાડોશીઓ પણ કહે કે-'કસાઈ જેવો છે!' અને એમાં તો આપીને પણ આપી શું દેવાનું? થોડું રાંધેલું અનાજ વિગેરે ને? તેય કેવું, એ ચર્ચવા જેવું છે? ખેર, આ તો એમ લાગી જાય કે-'જો હું આને અત્યારે મદદ નહિ કરૂં તો એને જીવતાં મરવા જેવું થશે, રીબાયા કરશે.'–છતાં ન આપે, એની વાત છે. એ જો ટેકો આપી દે, તો પેલો પાયમાલ થતો અટકી જાય તેમ હોય, પણ પેલો છતી શક્તિએ ટેકો આપે જ નહિ. એને તો વાત જ એ કે-'મારૂં એ મારૂં જ!' પેલાને એ જીવતો મરવા દે અને તમને ખબર છે કે-જીવતો મરે તે વધારે રીબાય? બાકી મને ખબર છે કે-આંગણે આવેલા ભૂખ્યા-તરસ્યાને પણ તમે ટુકડો રોટલો કે પાણી કેમ આપો છો! એટલા માત્રથી તમારામાં કૃપણતાનો દોષ

નથી એમ મનાય નહિ. જો-' મારૂં તે મારૂં જ '-એ માન્યતા નીકળી ગઇ હોય તો વાત કરો! જો કે-આ બધું તમને જ લાગુ પડે છે . અગર તમારામાંના પણ બધાને જ લાગુ પડે છે એમ નથી. સમુદાયને ઉદ્દેશીને આ વાત થાય છે. બાકી કેટલાક પુણ્યશાલિઓ ઉદાર-તાથી દેનારા છે, એ વિષે બે મત છેજ નહિ !

**કર્મનો સિદ્ધાન્ત :**

**સ૦** સંતોષી હોય તો મળે કેમ નહિ ?

શ્રી જૈનશાસનનો કર્મસિદ્ધાન્ત એ માટે સમજવો જોઇએ. જે કાંઈ સારૂં કે ભૂંડું થાય છે, તે માત્ર આ ભવનાં કાર્યોનું જ પરિણામ છે એમ નથી. અહીં માણસ સારામાં સારી રીતિએ જીવ્યો હોય અને જીવતો હોય, પરન્તુ તેણે પૂર્વ ભવોમાં ખરાબ વર્તન કર્યું હોય, એમ બને કે નહિ ? અને પૂર્વ ભવોમાં જે કાંઈ ખરાબ કર્યું હોય, તેનું ફળ તેને આ ભવમાં પણ ભોગવવું પડે એમ બને ને? પૂર્વ ભવોમાં કરેલી ભૂલોનું પરિણામ જ્યારે ઉદયમાં આવે, ત્યારે ભોગવવું પડે તે સ્વાભાવિક છે. એટલે ગુણવાનને કેમ ન મળે એ પ્રશ્ન પણ ટકતો નથી અને નિર્ગુણિને કેમ મળે એ પ્રશ્ન પણ ટકી શકે તેમ નથી.

**સંતોષી કે દંભી ?**

વિચારી જૂઓ કે-' મારૂં તે મારૂં જ ' એ માન્યતા નીકળી છે કે નહિ ? જેના હૈયામાં-' મારૂં તે મારૂં જ ' -એવી માન્યતા ભરેલી હોય, તેના હૈયાના કયા ભાગમાં

સંતોષ રહી શકે ? સામાન્ય રીતિએ કહેવું હોય તો એમ પણ કહી શકાય કે–' મારૂં તે મારૂં જ '–તે કૃપણુતા નામનો દોષ અને–' મારૂં તે સૌનું '–એ ઉદારતા નામનો ગુણ! જે સાચો સંતોષી હોય, તે કૃપણ ન હોય પણ ઉદાર હોય. ' મારૂં તે સૌનું '–એ વૃત્તિ આવી જવી જોઈએ. ' મારૂં કોઇનેય કામ લાગી જાવ '–આ ભાવના જોઇએ. એ વૃત્તિ આવવાથી બધું આપી જ દેવું પડે છે એમ નથી. ' મારૂં તે મારૂં જ '–એમ માનવાથી આ બધું રહી જાય છે એમ પણ નથી અને ' મારૂં તે સૌનું'–એમ માનવાથી આ બધું આપી દેવું પડે છે એમ પણ નથી. આ તો હૈયામાં વૃત્તિ કેવી હોવી જોઈએ તેની વાત છે. જો કૃપણુતાનો અભાવ અને ઉદારતાનો સદ્‌ભાવ ન હોય, તો વિચારી જૂઓ કે–સંતોષ ક્યાં રહે ? જેનામાં કૃપણુતા હોય અને ઉદારતા ન હોય, તેવો આદમી પણ જો એમ કહે કે–' હું સંતોષી છું.'– તો માનો કે–' એ સંતોષી નથી પણ અજ્ઞાન અગર તો દંભી છે. સંતોષના નામે ઠગાઇ કરનારો છે. '

**સાચી સમજણ :**

કૃપણુતાનો દોષ કાઢવાને માટે અને ઉદારતાનો સદ્‌ગુણ કેળવવાને માટે, વસ્તુતઃ બહુ પ્રયત્ન કરવો પડે તેમ નથી. માત્ર સાચી સમજણ આવી જવી જોઇએ. જેનામાં સાચી સમજણ આવી જાય, તે પરમ ભાગ્યશાલી છે. જે જેમ છે તેને તેમ માનવું, એનું નામ સાચી સમજણ.

આ સમજણ આવવી, એ ઘણું જ મુશ્કેલ છે અને એથી એમ પણ કહી શકાય કે-કૃપણતાનો દોષ જવો અને ઉદારતાનો ગુણ પ્રગટવો એ સહેલું નથી: પરન્તુ સાચી સમજણ આવી જાય તો કૃપણતાનો દોષ કાઢવાને માટે અને ઉદારતાનો ગુણ કેળવવાને માટે બહુ પ્રયત્ન કરવો પડે તેમ છે એમ પણ નથી. સાચી સમજણ આવતાંની સાથે જ, કૃપણતા ભાગવા માંડે છે અને ઉદારતા પ્રગટવા માંડે છે!

### ઉદારતાનો ગુણ ખીલે છે ત્યારે આત્મા ઉચ્ચ બને છે:

સાચી સમજણ આવી જાય, એટલે એમ થાય કે-'આ બધું કાંઇ હું મારી સાથે લઈને નહોતો આવ્યો. હું લઇ જવાને ધારૂં તો પણ આ બધું મારી સાથે લઇ જઈ શકું તેમ નથી. આ જીદગીમાં પણ આ બધું જે કાંઇ મારી પાસે છે તે હું ભોગવી જ શકું એ નક્કી નથી. આ મારૂં નથી, પણ પર છે.' આ સમજ સાથે કૃપણતા જાય અને સાચી ઉદારતા આવી જાય, તો કામ થઇ જાય. કૃપણતા જશે અને ઉદારતા આવશે, એટલા માત્રથી કોઈ તમારા ઘરમાંથી માલ ઉપાડી જવાને માટે નહિ આવે, પણ કોઈ વખતે કોઇને જરૂરી હશે તો તે ઉપયોગમાં આવી જશે. કદાચ કોઈ ઉપાડી જશે, તોય-'એ મારૂં નહોતું, હું તો એને પારકું માનતો હતો, ભલે ગયું.'-એમ થશે. તમે એને પકડ-

વાને માટે કે પકડાવવાને માટે તો નહિ જાવ, પરન્તુ એની મેળે એ પકડાઇ ગયો હશે તોય તમને એને છોડાવવાની પેરવી કરવાનું મન થશે. એને ફસાવવાની પેરવીઓ નહિ થાય, પણ બચાવવાની પેરવીઓ થશે. જો કે–આ જમાનામાં તો એ રીતિએ છોડાવવા જવું, એય મુશ્કેલ છે : પણ સાક્ષી આપવા જવું પડે તોય એવી રીતિએ વર્તાય કે–પેલાને ઠંડક રહે, તમારા યોગે વધારે સજા પામતાં બચી જાય અને યોગ્ય હોય તો જરૂર સુધરી જાય ! પણ આ જમાનામાં આ દોહ્યલી વાત છે ને ? આ તો ઉદારતાનો ગુણ ખીલે છે, ત્યારે ક્રમશઃ આત્મા કેટલો ઉચ્ચ બની જાય છે, તેની ઝાંખી માત્ર છે.

અનુભવના ઉદ્‌ગાર :

આ ઉદારતા, એ સંતોષ ગુણને દર્શાવનારી વસ્તુ છે. ભોગવૃત્તિ કાબૂમાં આવ્યા વિના આ બને નહિ. સંતોષ ગુણ, એ કાંઇ સામાન્ય કોટિનો ગુણ છે ? જેનામાં સંતોષ આવી જાય, તે રંક પણ ચક્રવર્તી કરતાં ય વધારે સુખી, એમ તત્ત્વજ્ઞાનિઓએ જે કહ્યું છે, તે અનુભવના ઉદ્‌ગાર કાઢયા છે. એ અનુભવના ઉદ્‌ગારોને જો પચાવવા હોય, તો જીવનમાં તેનો અમલ કરવા માંડો. એનો અનુભવ જેમ જેમ કરશો, તેમ તેમ સુખનો અનુભવ થયે જ જશે. અસંતોષિને સુખ ન હોય. એ તીજોરી તપાસ્યા કરે. છાપરાનું નળીયું ખખડે અને એ ભડકે. રાત્રે એને નિરાંતની ઉંઘ આવે નહિ અને દહાડે કદિ તે ઝંપીને

બેસે નહિ. એને તો લત જ એ કે–' મારૂં તે મારૂં જ અને દુનિયામાં જેટલું મારૂં વધે તેટલું જ સારૂં!' હવે તમને એમ લાગે છે ખરૂં કે–સંતોષ ગુણને પામવાને માટે, કૃપણતા દોષને લાત મારવાની જરૂર છે અને ઉદારતા ગુણને મેળવવાની આવશ્યકતા છે?

સ૦ હાજી

**કર્મને સમજ્યા વિના સંતોષનાં પગરણ નહિ :**

આટલું લાગશે તોય અસંતોષને સંતોષ રૂપ માની લેવાથી બચી શકાશે અને સાચી કોટિના સંતોષ ગુણને મેળવવાનો પ્રયત્ન થશે. જેનામાં સંતોષ ગુણ આવી જાય, તેનું કદાચ કોઇ લઇ જાય કે બગાડી પણ જાય, તોય એ તો એમ કહે કે–' કોઇ કોઈનું લઇ શકતું નથી કે કોઈ કોઈનું વસ્તુતઃ બગાડી શકતું નથી.' કર્મનો સિદ્ધાન્ત માન્યા વિના કામ નહિ ચાલે. જો કર્મને ન માનો તો માયકાંગલાને ઘેર લક્ષ્મી ટકે અને અલમસ્તો ભીખ માગે, એ બને? કર્મના સિદ્ધાન્તને જે માને, તે તો જાણે કે–' આ મારૂં હતું ય નહિ અને મારૂં છે પણ નહિ. ભાગ્યથી મળ્યું છે અને ભાગ્ય ગયું તો જવાનું છે. મારૂં મેળવ્યું મેળવાવાનું નથી, મારૂં રાખ્યું રહેવાનું નથી અને મારૂં ભોગવ્યું ભોગવાવાનું નથી. મારી પાસે જીંદગીભર કદાચ રહી પણ જાય તોય છેવટ મૂકીને જ જવાનું છે.' આજે તો જે પોતાનું નથી તેને પોતાનું માનવાની મૂર્ખાઇ થઇ રહી છે. ' મારૂં તે મારૂં જ '–

એમ જે માને, તેના હૈયામાં સાચા સંતોષનાં પગરણ થાય તે બને નહિ. કર્મના વાસ્તવિક સ્વરૂપને સમજનારો કદિ પણ ભાગ્યયોગે પ્રાપ્ત થતી વસ્તુઓને આત્માથી પર માન્યા વિના રહી શકતો નથી અને એથી તેનામાં દુન્યવી પદાર્થો પ્રત્યે ભયંકર કોટિની મમતા હોતી નથી. જ્યારે એ મમતા ઘટે છે, ત્યારે જ આત્મામાં સંતોષનું પ્રગટીકરણ થાય છે.

### ભોગવૃત્તિ ઉપર કાબૂ નહિ હોવાના કારણે જન્મેલી દશા :

હવે જે–'મારૂં તે મારૂં જ'–એ વૃત્તિથી પર હોય અને 'મારૂં તે સૌનું'–એ વૃત્તિવાળો હોય, તે માતાપિતા પ્રત્યે, વડિલો પ્રત્યે, ગુરૂજનો પ્રત્યે અને પોતાનાં આશ્રિતો આદિ પ્રત્યે કયી રીતિએ વર્તે ? એનામાં વિનયની ખામી હોય ? ઔચિત્યનો અભાવ હોય ? આજે પોતાને સંતોષી માનનારાઓમાંના ઘણાઓ એવાં એવાં વ્યસનોમાં ફસ્યા છે કે–માબાપની તેમને દરકાર નથી. પચાસમાં 'હું અને મારી' અને દશમાં 'મા અને બાપ' એવું કેટલુંક ચાલે છે ? સાઠનો કમાનારો પણ વર્તે એવી રીતિએ કે–છેવટે માબાપને લખી દે કે–'આ શહેર ખર્ચાળ રહ્યું, કાંઇ બચતું નથી, મુશીબતે ચલાવીએ છીએ, પાંચ તુટતા જ રહે છે, માટે તમે તમારૂં કરી લેજો !' આ સંતોષી હશે, કેમ ? વડિલો પ્રત્યે પણ એ ઉલ્લંઠાઇથી વર્તે અને એનાં આશ્રિતોને પણ ત્રાસ :

કારણ કે-ભાઇ સાહેબના મીજાજનો પાર નહિ. આ દશા શાથી આવી ? ભોગવૃત્તિ ઉપર કાબૂ ન રાખ્યો માટે.

**સંતોષગુણ આવે એથી જિજ્ઞાસાવૃત્તિ મરી ન જાય પણ ખીલવા માંડે :**

'ભોગવૃત્તિને કાબૂમાં લેવી અને સમભાવે રહી આત્મહિતકર પ્રવૃત્તિઓમાં અપ્રમાદી બનવાનો પ્રયત્ન કરવો, એનું નામ સંતોષ.'-એમ જો સમજાયું હોત, તો વાત જૂદી હતી. આ તો સંતોષની કલ્પના જ ઉંધી કરી અને એ કલ્પના કરતાં કરતાં ઠેઠ ત્યાં સુધી પહોંચ્યો કે-'આપણે આ સાચું ને આ ખોટું એવી પંચાતમાં પડવું જ નહિ. આ આમ ને આ તેમ એવું કાંઇ સમજવું જ નહિ.' ઉપકારિઓ એને હિતકર શું અને અહિતકર શું એ સમજાવવા માગે અને એથી સંભળાવવા ઇચ્છે, પણ એ સાંભળે જ નહિ. પરિણામે દિવસે દિવસે તે વધારે બગડતો જાય. સંતોષ ગુણ આવે એથી જિજ્ઞાસાવૃત્તિ મરી જાય, તો એ ગુણ નથી. સન્તોષના યોગે તો, સાચું જાણવાની ઇચ્છા બલવતી બને. સંતોષ ગુણ આવવાથી તત્ત્વના વાસ્તવિક સ્વરૂપને જાણવાની અભિલાષા પ્રગટે અને દિવસે દિવસે એ અભિલાષા ખીલતી જાય. સાચું જાણવાની અને સાચું સમજવાની ઇચ્છા તો જીવતી રહેવી જોઇએ. દુનિયામાં ખરૂં-ખોટું હોય, પણ આપણે સમજવાનો પ્રયત્ન કરવો જોઇએ ને ? પેલો તો સન્તોષનું નહિ, પણ અજ્ઞાનનું અને સ્વાર્થનું કલ્પિત સુખ

ભોગવે છે : માટે સાચા સન્તોષિનું જીવન કેવું હોય, તેનો વિચાર ચાલે છે. જેનામાં સંતોષ ગુણુ આવે, તેનામાંથી કંજુસાઇ જાય અને તેનો ઉદારતા ગુણુ ખીલવા માંડે, આ પહેલી વાત છે. કંજુસાઈ વધે અને ઉદારતા નાશ પામતી જાય, તો માનવું કે–આપણામાં સંતોષ ગુણુ પ્રગટચો નથી અને અસન્તોષનો દુર્ગુણ જીવતો બેઠો છે !

પરોપકારની સાચી ભાવના :

કૃપણુતા દુર્ગુણુનો જેનામાં અભાવ હોય છે અને ઉદારતા સદ્ગુણુનો જેનામાં સદ્ભાવ હોય છે, તે જીવનમાં ઉચિતપણે વર્તવાની પેરવીવાળો હોય છે. જીવનની કોઈ પણુ પ્રવૃત્તિમાં અનુચિતતા ન આવી જાય, એની તેને કાળજી હોય છે અને કવચિત્ અનુપયોગ, બુદ્ધિદૌર્બલ્ય, અજ્ઞાનતા આદિના કારણે જીવનમાં કોઈ અનુચિત પ્રવૃત્તિ થઈ પણુ જાય, તોય એને તેનો પરિતાપ થયા વિના રહેતો નથી. આવા આદમીમાં પારકાનું ભલું કરવાની ભાવના કેટલી હોય ? પારકાનું ભલું કરવાની શક્તિ અને સામગ્રી હોવી–ન હોવી અગર તો થોડા–વધુ પ્રમાણુમાં હોવી, એ જુદી વાત છે અને પારકાનું ભલું કરવાની ભાવના હોવી, એ જુદી વાત છે. ભાવના તો એ જ હોવી જોઇએ કે–જીવમાત્રનું કલ્યાણુ થાઓ ! આ ભાવના જો સાચી જ હોય, તો એને સફળ કરનારી શકય પ્રવૃત્તિ થયા વિના રહે ખરી ? જેના હૈયામાં પરોપકાર કરવાની સાચી ભાવના પ્રગટી છે, તે આત્મા

પરોપકારની શક્ય પ્રવૃત્તિઓથી પરાઙ્મુખ રહી શકતો જ નથી. પારકાના ભલાની શક્ય પણ પ્રવૃત્તિથી જે બેદરકાર રહે, તેનામાં પરોપકારની સાચી ભાવના જ પ્રગટી નથી એમ કહેવું પડે. પારકાનું ભલું કરવાની અગર તો સૌ કોઇનું ભલું થાઓ એવી ભાવના જેના અન્તરમાં પ્રગટી છે, તે તો પારકાનું ભલું કરવાનો પ્રસંગ શોધતો ફરે. પારકાનું ભલું કરવાનો પ્રસંગ એને પ્રાપ્ત થઈ જાય, તો એનો ઉલ્લાસ વધી જાય. એ માને કે– ‘મને આ અવસર મળ્યો તે મારૂં અહોભાગ્ય!’ મારા યોગે કોઈ પડતો બચી જાય, પાયમાલ થતો બચી જાય, કોઇનું દુઃખ ટળી જાય, તો એના જેવો મારે માટે બીજો સુન્દર અવસર કયો હોઈ શકે?–એમ એને થાય અને એથી કોઇનું પણ ભલું કરવાનો પ્રસંગ પ્રાપ્ત થઇ જતાં, તે પાર વિનાનો ઉલ્લાસ અનુભવે. સાચા સંતોષિમાં આવી પરોપકારવૃત્તિ પણ અવશ્ય હોય. સાચો સંતોષી ભોગવૃત્તિ ઉપર કાબૂ ધરાવનારો પણ હોય અને પોતાને પ્રાપ્ત થએલી સામગ્રીનો સદ્વ્યય કરવાની ભાવનાવાળો પણ હોય. સાચો સંતોષી શરીરને પણ પર માને, એટલે અવસરે સાચા પરોપકારની સાધનાને માટે શરીરનો ભોગ આપવો પડે તેમ હોય તો શરીરનો ભોગ આપતાં પણ તે પ્રાયઃ આંચકો ખાય નહિ. આજના કહેવાતા સંતોષિમાં આમાંનું કાંઇ જ દેખાતું નથી અને ઉલ્ટું ઘણું દેખાય છે: કારણ કે–સંતોષને તેણે ઘણું જ વિપરીત રૂપ આપી દીધા પછીથી જ સ્વીકાર્યો છે!

**સાચા સંતોષિની મનોદશા:**

પરોપકાર કરવાની ભાવના પણ સાચી ઉદારતા પૂર્વકની હોવી જોઈએ. પરોપકાર કરવાની ભાવના સાચી ઉદારતા પૂર્વકની હોતી નથી, તો તેનું પરિણામ પ્રાય: જૂદું જ આવે છે. ઉદારતાના યોગે પરોપકાર કરવાની વૃત્તિવાળામાં ગંભીરતા હોય છે. પારકાનું ભલું કરીને એ કહી બતાવવાની વૃત્તિ એનામાં હોતી નથી. ગંભીરતા સાથે ધીરતા અને સ્થિરતા પણ એનામાં હોય છે. જેના ઉપર ઉપકાર કર્યો, તે આત્મા પણ અવસરે પોતાનું બગાડે તોય સાચો ઉદાર એને ખમી ખાય, પણ પોતે કરેલા ઉપકારની વાતને જીભ ઉપર આવવા દે નહિ! ઉપકાર કરનારો સામેથી અપકાર કરનારો નિવડે, તોય ન તો તેના ભૂંડાંની ભાવના આવે કે ન તો પરોપકાર કરવાની વૃત્તિને તજી દેવાની ભાવના આવે. સાચો ઉદાર તો માને કે–'વસ્તુત: મેં જે કાંઈ ઉપકારની પ્રવૃત્તિ કરી હતી, તે મારા આત્માના કલ્યાણને માટે કરી હતી. એ અપકારી નિવડ્યો તેથી કાંઇ મેં કરેલી શુભ પ્રવૃત્તિનું ફલ ભાગી જવાનું નથી. એ બીચારો તો દયા ખાવા લાયક છે, કારણ કે–એનો આત્મા પાપથી ભારે બની રહ્યો છે. વળી મારા પાપનો પણ ઉદય, કે જેથી તેનામાં મારૂં ભૂંડું કરવાની ભાવના જાગી. આથી મારે તો મારૂં પાપકર્મ ક્ષીણ થાય એવો જ પ્રયત્ન કરવો જોઇએ.' ખૂબ ઉંડા ઉતરીને વિવેકપૂર્વક વિચાર કરશો, તો તમને પણ

સમજાશે કે-સાચો સંતોષ તો જ્યાં આ જાતિની મનોદશા પ્રવર્તતી હોય, ત્યાં જ રહેલો હોય છે: આથી સંતોષી બનવા ઇચ્છનારે આવી મનોદશા જરૂર કેળવવી જોઇએ.

**તત્ત્વના અભ્યાસી બનો :**

સંતોષ ગુણ પ્રગટાવવાને માટે ઇચ્છાઓનો નિરોધ, એ પણ પરમ આવશ્યક વસ્તુ છે. ઇચ્છાઓના નિરોધને માટે સદ્વિચારશીલ બનવું, એ ખૂબ જ જરૂરી છે. જ્યાં સુધી આત્મા સદ્વિચારશીલ બનતો નથી, ત્યાં સુધી તેનામાં પૌદ્ગલિક ઇચ્છાઓનો નિરોધ સાધવાની સાચી ભાવના પ્રગટતી નથી અને ઇચ્છાનિરોધની સાધના સદાચારશીલ બન્યા વિના થઈ શકતી નથી. સાચી રીતિએ સદાચારશીલ તે જ બની શકે છે, કે જે ઉદારતા ગુણને પામ્યો હોય છે. આથી આપણે ઉદાર જીવનનો કાંઇક ખ્યાલ રજૂ કર્યો છે. જો કે-ઉદારતા, સદાચાર, ઇચ્છા-નિરોધ અને સદ્વિચારશીલતા-આ ચારમાં અમૂક અમૂક રીતિએ પરસ્પર કાર્ય-કારણ ભાવ હોઇ શકે છે, પણ અન્તિમ અને ઉચ્ચ પરિણામની દૃષ્ટિએ, મૂળ વસ્તુ તો સદ્વિચારશીલતા જ છે. સદ્વિચારશીલતા આવે ક્યારે? સદ્વિચારશીલતા ત્યારે જ આવે, કે જ્યારે તત્ત્વજ્ઞ મહાપુરૂષોએ ફરમાવેલી વાતોને હૃદયસ્થ બનાવાય. તત્ત્વજ્ઞ મહાપુરૂષોએ ફરમાવેલી વાતોને સાધુજનોના મુખે સાંભળવી, એના ઉપર વિચાર કરવો, એનું મનન કરવું, એ વાતો ન સમજાય ત્યાં સુધી યોગ્ય પુરૂષોને પૂછી-પૂછીને

સમાધાન મેળવવાનો પ્રયત્ન કરવો અને એમ સાચી સમજણ ઉપર સ્થિર થઇ જવું. સાચા કલ્યાણનો આ જ એક વાસ્તવિક માર્ગ છે, પણ શરૂમાં જ કહેવાયું છે કે– આ વસ્તુ પ્રત્યે દિન-પ્રતિદિન બેદરકારી વધતી જાય છે અને એથી સદ્ગુણો દૂર રહે છે તથા દુર્ગુણો પોષાતા જાય છે.

**નકલી ધર્મો ઘણા છે માટે સાવધ બનો :**

જીવ, અજીવ આદિ તત્ત્વોના સ્વરૂપને સમજવાનો પ્રયત્ન કરવો, એ જ આત્મામાં સાચા સદ્ગુણોને પ્રગટાવવાનો વાસ્તવિક માર્ગ છે. દુનિયામાં બનતું આવ્યું છે અને બનતું રહેવાનું છે કે–સારી વસ્તુની નકલો પણ થાય. ધર્મસિદ્ધાન્તની બાબતમાં પણ એમ બન્યું છે. નકલી ધર્મો ઘણા વધી પડ્યા છે. આથી ઘણાઓને 'કયા ધર્મને વાસ્તવિક માનવો'–એની મુંઝવણ થાય છે, પરન્તુ મુંઝવણમાં પડ્યા રહેવાથી કે જાણવાની બેદરકારી સેવવાથી સાચો માર્ગ મળી જતો નથી. દુનિયામાં પણ કહેવાય છે કે–'**पुरुषविश्वासे वचनविश्वासः ।**' વક્તા જો વિશ્વસનીય હોય, તો તેનું વચન વિશ્વસનીય ગણાય. ધર્મને સ્વતન્ત્રપણે કહેનાર કોણ હોઈ શકે ? કોઇ પણ પ્રકારનું અજ્ઞાન જેનામાં હોય નહિ અને કોઇ પણ પ્રકારનો રાગ કે દ્વેષ જેનામાં હોય નહિ, તેઓ જ ધર્મના સાચા સ્વરૂપને સ્વતન્ત્રપણે દર્શાવી શકે. બીજાઓ તો ધર્મનું સાચું સ્વરૂપ ત્યારે જ દર્શાવી શકે, કે જ્યારે એવા વીતરાગ અને અનંતજ્ઞાની પરમાત્માની આજ્ઞાને

અનુસરીને જ બોલે ! આ સિવાયનાઓ ભલે એમ કહેતા પણ હોય કે–' અમે કહીએ છીએ તે જ ધર્મ સાચો છે. '–પરન્તુ તેઓને ધર્મના વાસ્તવિક સ્વરૂપની ગમ જ નથી. આમ છતાં પણ, આજે નકલી ધર્મો ઘણા વધી પડ્યા છે અને વધતા જ જાય છે, એટલે ધર્મના સાચા અર્થી આત્માઓએ ખૂબ જ સાવધ બનવાની જરૂર છે. ધર્મના નામે અધર્મના ઉપાસક બની જવાય નહિ, એની પાકી કાળજી રાખવા જેવી છે. એ માટે સારાસારનો અભ્યાસ અને વિચાર કરવામાં જેમ બને તેમ વધારે ઉંડા ઉતરવાની તૈયારી હોવી જોઈએ. આજે સંતોષના નામે આ વસ્તુને દબાવી દેવામાં આવી છે, એથી આજે આ વાતને જ પ્રધાન બનાવીને કહેવામાં આવ્યું છે. સૌ કોઇ તત્ત્વજિજ્ઞાસુ બને, તત્ત્વસ્વરૂપના અભ્યાસી બને, ખોટાના ત્યાગી અને સાચાના રાગી બને તેમજ અનન્તજ્ઞાની શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞાને સમર્પિત બનવા દ્વારા સંતોષ આદિ ગુણોને પોતામાં પ્રગટાવનારા બને, એ જ આપણી ઈચ્છા છે. આ લોકમાં શાન્તિને આપનારા, પરલોકને સુધારનારા અને અન્તે અક્ષય સુખને પમાડનારા સંતોષ આદિ ગુણોને સૌ કોઇ પામો, એ જ એક શુભેચ્છા સાથે આજનું આ વ્યાખ્યાન સમાપ્ત કરવામાં આવે છે.

**દિશાસૂચન - ત્રીજો ભાગ**
**સમાપ્ત.**

